## આમુખ

'ગુજરાતી લેખન-રચના' ઉત્તમ પ્રકારનો પ્રયાસ છે. ગુજરાતીમાં કેટલાંક સારાં વ્યાકરણો છે તેમાં આ પુસ્તક સ્થાન પામશે એમ મને લાગે છે. એમાં વ્યાકરણ અને ભાષાનો અભ્યાસ વાક્યનું બંધારણ અને લેખનદ્વારા સાધવાની વ્યવસ્થા છે એ એની વિશિષ્ટતા છે.

જો અર્વાચીન ગુજરાતીને સમૃદ્ધ કરવી હોય, તો એની લેખન-રચનાનો અભ્યાસ બાલપણથી થવો જોઇએ. કેળવણીનું મૂલ માતૃભાષાનું સારૂં જ્ઞાન છે; અને આ જ્ઞાન પદ્ધતિસર અભ્યાસ કર્યા વિના આવતું નથી.

હું કર્તાઓના સ્તુત્ય પ્રયાસને અભિનંદન આપું છું.

કૌસ્તુભ,
વર્લી, મુંબાઇ
૨૦-૭-૩૮

કનૈયાલાલ મુનશી

# નિવેદન

પ્રાથમિક શિક્ષણથી માંડીને આપણી વિદ્યાપીઠોમાં અપાતું ઉચ્ચ શિક્ષણ માતૃભાષાદ્વારાજ અપાવું જોઇએ એવો આપણા શિક્ષણશાસ્ત્રીઓનો અભિપ્રાય છે, અને તે અનુસાર મુંબાઈ વિદ્યાપીઠે માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી સિવાયના બધા વિષયો માતૃભાષાદ્વારા શીખવવાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે.

આ જોતાં વિદ્યાર્થીઓ ભિન્ન ભિન્ન વિષયોનું વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન માતૃભાષામાં ગ્રહણ કરે, ચર્ચે અને તેને સુંદર લેખનમાં રજુ કરે એટલી હદનો માતૃભાષાપરનો કાબુ તેમણે પોતાના અભ્યાસકાળ દરમ્યાન મેળવવો જોઈએ. આથી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓને શિરે, આજે જેરીતે ગુજરાતી શીખવાય છે તેના કરતાં વધારે સારી રીતે શીખવવાની જવાબદારી આવી પડી છે.

અત્યારના અભ્યાસક્રમમાં ગુજરાતીનું ધોરણ ઘણું નીચું છે, અને પરિણામે અભ્યાસક્રમના વિષયોને સારી રીતે રજુ કરી શકે તેટલો કાબુ વિદ્યાર્થીઓને તેમની ભાષા ઉપર હોતો નથી એટલુંજ નહિ, પણ તેમની ભાષા અનેક દોષોથી ભરેલી હોય છે. તેમના લખાણમાં વ્યાકરણની શુદ્ધિજ જ્યાં મોટે ભાગે જળવાતી ન હોય, ત્યાં અર્થ-વૈવિધ્યને અનુકૂળ ભાષા-વૈવિધ્ય કે શૈલી-વૈવિધ્યની આશા રાખવી એ વધારે પડતું કહેવાય.

આજે, ગુજરાતીમાં એકબે પાઠ્યપુસ્તકોનું વાચન, થોડું નિબંધલેખન અને વ્યાકરણનો શુષ્ક અભ્યાસ સિવાય બીજું કશું થતું નથી. તેને બદલે, વિદ્યાર્થીઓની સ્વતંત્ર લેખન અને નવું સર્જન કરવાની શક્તિ વિકાસ પામે એમ આપણે ઇચ્છતા હોઈએ, તો પદ્ધતિસરનું નિબંધ-લેખન, પત્ર-લેખન, વાર્તા-લેખન, સાર-લેખન તથા કાવ્ય-આસ્વાદનો અભ્યાસ કરાવવો જરૂરી છે.

ઉપર બતાવેલા દોષોને દૂર કરવા હોય, તો માતૃભાષા શિખવવાની પદ્ધતિમાં ફેરફાર કર્યા વિના ચાલે તેમ નથી; અને તેથી ભાષાશુદ્ધિને માટે

વાક્ય-પૃથક્કરણ, વાક્ય-રૂપાંતર, વાક્યોનું એકીકરણ વગેરેનો રીતસરનો અભ્યાસ વિદ્યાર્થીઓ પાસે કરાવવો જોઈએ. આમ કરાવવાથી બાળકો રસપૂર્વક વ્યાકરણના નિયમોનો ઉપયોગ કર્યે જાય છે, અને પરિણામે એમનું જ્ઞાન સુરેખ અને દૃઢ બને છે; અને તેઓ લેખનરચના પર યોગ્ય કાબુ મેળવે છે.

ઉપર દર્શાવેલી બધી વસ્તુઓનો સમાવેશ કરતું અને હાઈસ્કૂલના વર્ગોમાં રોજ રોજ વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેવું પુસ્તક આપણી ભાષામાં નથી. એ જરૂરિયાતને પહોંચી વળવા આ પુસ્તક રચ્યું છે. એના વ્યાકરણ અને લેખન એમ બે ખંડ પાડવામાં આવ્યા છે. વ્યાકરણને અંગે, વાક્યને એકમ તરીકે સ્વીકારી વાક્ય-પૃથક્કરણ, વાક્ય-રૂપાંતર, વાક્યોનું એકીકરણ વાક્ય-શુદ્ધિ, વિરામચિહ્ન વગેરેનાં પ્રકરણો અને તેને લગતા અભ્યાસનાં મનોયત્નો યોજ્યાં છે; સ્વતંત્ર લેખનને માટે નિબંધ-લેખન, પત્ર-લેખન, સાર-લેખન, વાર્તા-લેખન, અલંકાર અને કાવ્યઆસ્વાદ વગેરેનાં પ્રકરણો અને તેને લગતાં મનોયત્નો આપ્યાં છે. આ પુસ્તક "ગુજરાતી વ્યાકરણ અને લેખન" નામની શ્રેણીનું છેલ્લું પુસ્તક છે; એનાં શરૂઆતનાં પુસ્તકો ટૂંક વખતમાં પ્રગટ થશે. માધ્યમિક શાળાના ૧ લા ધોરણથી માંડીને મેટ્રિકના વર્ગને માટે જરૂરનું વ્યાકરણ એ શ્રેણીમાં આવી જાય છે એટલુંજ નહિ, પરંતુ દરેક કક્ષાને માટેના પુસ્તકમાં લેખનનાં પ્રકરણો પણ આપ્યાં છે. અમુક છઠ્ઠા ધોરણમાં વિદ્યાર્થીઓ આવે તે પહેલાં ઘણું ખરું વ્યાકરણ તેઓ શીખી રહે એવી વ્યવસ્થા એ શ્રેણીમાં હોઈ, આ છેવટના પુસ્તકમાં મુખ્યત્વે કરીને વાક્યરચના અને લેખન-રચના ઉપરજ ભાર મૂકવામાં આવ્યો છે.

આજે મેટ્રિકની પરીક્ષામાં ગુજરાતીના પ્રશ્ન-પત્રમાં નિબંધ-લેખન સિવાય લેખનરચનાના અને વાક્યરચનાના પ્રશ્નોને બિલકુલ સ્થાન નથી. અમે ઇચ્છીએ છીએ કે એવા પ્રશ્નો પ્રશ્ન-પત્રમાં સ્થાન પામે કે તેથી વિદ્યાર્થીઓની લેખનશક્તિની કસોટી થાય અને તેમની ભાષા સચોટ અને વેગવાળી બને.

છેવટે, ગુજરાતના અગ્રગણ્ય સાહિત્યકાર ઑનરેબલ શ્રી. કનૈયાલાલ મા. મુનશી એમણે આમુખ લખીને અમારા પુસ્તકને પોતાના આશીર્વચનથી અંકિત કર્યું છે તે બદલ અમે તેમના અનેકશઃ ઋણી છીએ.

તે ઉપરાંત, આ પુસ્તકના નામની સાદી પણ સરસ આકૃતિ યોજવાનું સ્નેહકાર્ય અમારા મિત્ર શ્રી. ઇન્દ્રજિત મોગલે કર્યું છે એ વાતનો નિર્દેશ કરવાની લાલસા અમે રોકી શકતા નથી.

નવસારી
તા. ૧૭-૭-૩૮

રણછોડજી દેસાઈ
જયંતિલાલ મહેતા

## આભાર નોંધ

આ પુસ્તકમાં છપાયેલાં કાવ્યો અને ગદ્યખંડોનો ઉપયોગ કરવાની પરવાનગી આપવા બદલ નીચે જણાવેલા લેખકો અને પ્રકાશકોનો આભાર માનવામાં આવે છે:—

શ્રી. કાકાસાહેબ કાલેલકર (તેમના ગદ્યખંડો માટે)
શ્રી. કનૈયાલાલ મા. મુનશી (તેમના ગદ્યખંડો માટે)
શ્રી. રામનારાયણ વિ. પાઠક (તેમના કાવ્ય તથા ગદ્યખંડ માટે)
શ્રી. ઝીણાભાઈ ર. દેસાઈ [સ્નેહરશ્મિ] (તેમનાં કાવ્યો માટે)
શ્રી. ઉમાશંકર જોષી (તેમનાં કાવ્યો માટે)
શ્રી. ચન્દ્રવદન ચી. મહેતા (તેમનાં કાવ્યો માટે)
શ્રી. ત્રિભુવનદાસ લુહાર [સુન્દરમ્] (તેમનાં કાવ્યો માટે)
શ્રી. કરસનદાસ નારણદાસ (સ્વ. નવલરામના ગદ્યખંડ માટે)
શ્રી. પ્રસન્નકુમાર ન. દીવેટિયા (સ્વ નરસિંહરાવનાં કાવ્યો માટે)
શ્રી. મુનિકુમાર મ. ભટ્ટ (સ્વ. 'કાન્ત'નાં કાવ્યો માટે)
શ્રી. 'પૂજાલાલ' (તેમના કાવ્ય માટે)

---

# વિષય-સૂચિ

## ખંડ ૧ લો—વ્યાકરણ

# ગુજરાતી
# લેખન રચના

### પ્રકરણ ૧

### વાક્ય

૧. નીચે આપેલા શબ્દગુચ્છો વાંચો :

| અ | | બ | |
|---|---|---|---|
| ૧ | રામ પ્રાર્થના કરે છે | ૧ | ફરતાં ફરતાં |
| ૨ | ઘોડો દોડે છે. | ૨ | ટેબલ ઉપરથી |
| ૩ | પક્ષીઓ ગાય છે. | ૩ | કૂતરો મૃત્યુ પામતાં |
| ૪ | હેમંત દડાવડે રમે છે. | ૪ | ચળકતા તારાઓ |
| ૫ | તમારું નામ શું છે ? | ૫ | રસ્તે દોડતાં |
| ૬ | કેવી સુંદર રાત છે ! | ૬ | ધોળી ટોપીવાળા |

અ માં આપેલો પ્રત્યેક શબ્દગુચ્છ સંપૂર્ણ અર્થ દર્શાવે છે.

બ માં આપેલા પ્રત્યેક શબ્દગુચ્છનો અર્થ સંપૂર્ણ નથી, પણ કંઈક અધૂરો રહે છે.

જે શબ્દગુચ્છ સંપૂર્ણ અર્થ દર્શાવે છે તે વાક્ય કહેવાય છે

### વાક્યના પ્રકાર

૨. મનના વિચારો જુદી જુદી રીતે આપણે વાક્ય વડે દર્શાવીએ છીએ, તેથી વાક્યો જુદા જુદા પ્રકારનાં થાય છે.

૧ સૂર્ય પ્રકાશે છે.
૨ સિંહ ઘાસ ખાતો નથી.
૩ ઊંચી ટેકરી પર હવા ઠંડી હોય છે.

ઉપરના દરેક વાક્યમાં કંઈક સ્પષ્ટ હકીકત કહેવામાં આવી છે, એટલે કે કંઈ વિધાન કરવામાં આવ્યું છે. આવા વાક્યને વિધાન વાક્ય કહે છે.

૧ ગોવિંદ, અહીંથી ચાલ્યો જા.
૨ દિનકર, ઘંટ વગાડ.
૩ જાઓ.

ઉપરના દરેક વાક્યમાં આજ્ઞા અથવા ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે. આવા વાક્યને **આજ્ઞા વાક્ય** કહે છે.

૧ તમે ગઈ કાલે ક્યાં ગયા હતા ?
૨ તમે મારે ઘેર ક્યારે આવશો ?
૩ તમને કયું ફૂલ વધારે ગમે છે ?

ઉપરના દરેક વાક્યમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આવા વાક્યને **પ્રશ્ન વાક્ય** કહેવામાં આવે છે.

૧ કેટલું ઊંચું ઝાડ !
૨ શી તેની બહાદુરી !
૩ કેવો ખરાબ છોકરો !

ઉપરના વાક્યોમાં આશ્ચર્ય, પ્રશંસા તથા ધિક્કારના ઉદ્ગારો કાઢવામાં આવ્યા છે. આવા વાક્યને ઉદ્ગાર વાક્ય કહેવામાં આવે છે.

જે વાક્યમાં વિધાન કરવામાં આવે છે તેને વિધાન વાક્ય કહે છે.
જે વાક્યમાં આજ્ઞા કરવામાં આવે છે તેને આજ્ઞા વાક્ય કહે છે.
જે વાક્યમાં પ્રશ્ન પૂછવામાં આવે છે તેને પ્રશ્ન વાક્ય કહે છે.
જે વાક્યમાં ઉદ્ગાર કાઢવામાં આવે છે તેને ઉદ્ગાર વાક્ય કહે છે.

**મનોયત્ન ૧ :**

નીચે આપેલાં વાક્યોમાંથી વિધાન, આજ્ઞા, પ્રશ્ન કે ઉદ્ગાર વાક્યો શોધી કાઢો :

૧ સવારમાં વાજિંત્ર વાગવાં લાગ્યાં.
૨ વિષ્ણુ પોતાના મામાને ત્યાં રહે છે.
૩ તમે કદીયે રાત્રે આકાશના તારા જોયા છે ?

૪ તારાઓ કેટલા ભવ્ય છે!
૫ રામાયણના રચનાર વાલ્મીકિ હતા.
૬ રામનો સીતામાતા પ્રત્યેનો કેવો અદ્‌ભુત પ્રેમ!
૭ તમે સુરતનું કળાપ્રદર્શન જોયું?
૮ વડોદરાનું સંગ્રહસ્થાન અદ્‌ભુત છે.
૯ શંકરાચાર્ય કેરળપ્રાંતમાં જન્મ્યા હતા.
૧૦ હલદીઘાટનું યુદ્ધ કોની કોની વચ્ચે થયું હતું?
૧૧ એ દેશદ્રોહીને ધિક્કાર!
૧૨ તમને કયું ફળ વધારે ગમે છે?

૩. નીચે क માં આપેલાં વાક્યોને ख માં આપેલાં વાક્યો સાથે સરખાવો:

| क | ख |
|---|---|
| ૧ મને દવા પીવી ગમે છે. | ૧ મને દવા પીવી ગમતી **નથી.** |
| ૨ રામ ભલો છોકરો છે. | ૨ રામ ભલો છોકરો **નથી.** |
| ૩ તે કાલે સુરત ગયો હતો. | ૩ તે કાલે સુરત ગયો **ન** હતો. |
| ૪ હું સવારે વહેલો ઊઠું છું. | ૪ હું સવારે વહેલો ઊઠતો **નથી.** |

क માં આપેલાં વાક્યો હકાર સૂચવે છે. ख માં આપેલાં વાક્યો નકાર સૂચવે છે. ख નાં વાક્યો અનુક્રમે क નાં વાક્યોની હકીકતનો નિષેધ કરે છે (નકાર કરે છે).

જે વાક્યમાં હકાર અર્થ સૂચવાયો હોય તેને હકાર વાક્ય કહે છે.

જે વાક્યમાં કોઇ હકીકતનો નિષેધ કે નકાર કરવામાં આવ્યો હોય, એટલે એમાં નકાર અર્થ સૂચવાયો હોય તેને નકાર વાક્ય કહે છે.

### મનોયત્ન ૨:

નીચેનાં વાક્યોમાંથી હકાર અને નકાર વાક્યો જુદાં પાડો :—

૧ કલકત્તા બંગાળાનું પાટનગર છે.
૨ પંજાબ પાંચ નદીઓનો બનેલો પ્રદેશ છે.

૩ સતત ઉદ્યોગ અને ખંત વિના જીવનમાં સફળતા મળતી નથી.
૪ ગોવા મલબાર કાંઠે આવેલું એક બંદર છે.
૫ કરાંચી કુદરતી બારું નથી.
૬ રશિયા દુનિયામાં સૌથી વિશાળ દેશ છે.
૭ સર સી. વી. રામન હિંદુસ્તાનના મહાન વિજ્ઞાનીઓમાંના એક છે.
૮ તલવારથી મેળવેલું રાજ્ય લાંબું ટકતું નથી.
૯ ભાષાશુદ્ધિને અર્થે વ્યાકરણનો અભ્યાસ જરૂરી છે.
૧૦ હલકી કોટીનાં પુસ્તકો વાંચવાં નહિ.

---

## પ્રકરણ ૨
## વાક્યના વિભાગ

૪. ૧ કોયલ મધુર ગાય છે.
૨ લક્ષ્મણ રામની પાછળ વનમાં ગયા હતા.
૩ નાળિયેરી ઊંચું ઝાડ છે.
૪ અગ્નિ અડકનારને બાળે છે.
૫ તું છોકરાઓને બાગમાં લઈ જા.

ઉપરના દરેક વાક્ય વિશે નીચેના બે પ્રશ્નો વિચારોઃ—
૧ વાક્યમાં કોને વિશે કહેવામાં આવ્યું છે?
૨ વાક્યમાં શી હકીકત કહેવામાં આવી છે?

વિચારતાં આપણને જણાશે કે પહેલા વાક્યમાં 'કોયલ' વિશે કહેવામાં આવ્યું છે; તથા 'મધુર ગાય છે' એ હકીકત તેને વિશે કહેવામાં આવી છે.

બીજા વાક્યમાં 'લક્ષ્મણ' વિશે કહેવામાં આવ્યું છે, 'રામની પાછળ વનમાં ગયા હતા' એ હકીકત તેને વિશે કહેવામાં આવી છે.

આ રીતે દરેક વાક્યમાં બે વિભાગ પાડી શકાય.

(૧) જેને વિશે કહેવામાં આવ્યું હોય તે વાક્યનો ઉદ્દેશ્ય કે વાચ્ય કહેવાય છે; જેમકેઃ 'કોયલ,' 'લક્ષ્મણ,' 'નાળિયેરી' અને 'અગ્નિ'

(૨) ઉદ્દેશ્ય વિશે જે હકીકત કહેવામાં આવી હોય તે વાક્યનું વિધેય કહેવાય છે; જેમકે: મધુર ગાય છે, રામની પાછળ વનમાં ગયા હતા, ઊંચું ઝાડ છે, અડકનારને બાળે છે.

[વિધેય = ઉદ્દેશ્ય કે વાચ્ય વિશે કહેવામાં આવેલી હકીકત અથવા વિધાન.]

**નોંધ:**—જ્યારે કોઇ પ્રાણી કે પદાર્થ વિશે આપણે કંઇ કહેવું હોય ત્યારે તે હકીકત આપણા વાક્યમાં કહીએ છીએ, એટલેકે તે તે પદાર્થ કે પ્રાણીને ઉદ્દેશ્ય તરીકે સ્વીકારી તેને વિશે વિધાન કરીએ છીએ. આ દૃષ્ટિએ વાક્યનું કાર્ય ઉદ્દેશ્ય વિશે વિધાન કરવાનું છે

**૫.** નીચે આપેલાં વાક્યોને નીચે બતાવ્યા પ્રમાણે બે વિભાગમાં વહેંચી લખી શકાય:

૧ કોયલ મધુર ગાય છે.
૨ લક્ષ્મણ રામની પાછળ વનમાં ગયા હતા.
૩ મારે આ કામ કરવાનું છે.
૪ મને આ રાજ્યની પરવા નથી.
૫ મેં આબુની મુસાફરી કરી.
૬ માબાપની આજ્ઞા પાળો.

| નં. | ઉદ્દેશ્ય | વિધેય |
|---|---|---|
| ૧ | કોયલ | મધુર ગાય છે. |
| ૨ | લક્ષ્મણ | રામની પાછળ વનમાં ગયા હતા. |
| ૩ | મારે | આ કામ કરવાનું છે. |
| ૪ | મને | આ રાજ્યની પરવા નથી. |
| ૫ | મેં | આબુની મુસાફરી કરી. |
| ૬ | (તમે) | માબાપની આજ્ઞા પાળો. |

**મનોયત્ન ૩:**

નીચેનાં વાક્યોમાંથી ઉદ્દેશ્ય અને વિધેય જુદાં પાડી કોષ્ટકમાં લખો:—

૧ નેપોલિયન એક મહાન લડવૈયો હતો.
૨ અહીંથી ચાલ્યા જાઓ.

૩ હિમાલયની ભવ્યતા જગતભરમાં અજોડ છે.
૪ ભિખારીના જેટલું બારણે બારણે કોઇ ભટકતું નથી.
૫ હું પેલા ઝાડની છબી લઉં છું.
૬ વિદ્યાર્થીઓએ શાળાની રમતમાં ભારે ઉત્સાહ બતાવવો જોઇએ.
૭ આ ખાઈ બહુ ઊંડી છે.
૮ પેલે દરવાજે થઇને જા.
૯ આરસીમાં વારંવાર જો નહિ.
૧૦ આ કોણ ગાઈ રહ્યું છે ?
૧૧ કોની સત્તાથી આ બધું થઈ રહ્યું છે ?

મનોયત્ન ૪ :

યોગ્ય ઉદ્દેશ્ય પૂરો :—

૧ .........ઊંચામાં ઊંચુ ઊડનાર પક્ષી છે.
૨ .........ને રમકડાં ખૂબજ ગમે છે.
૩ .........નો પ્રેમ નિઃસ્વાર્થી છે.
૪ .........બળેવને દિવસે ભાઇને રાખડી બાંધે છે.
૫ .........પૂનમને દિવસે રાત્રે પૂર્ણ કળાએ ખીલે છે.

યોગ્ય વિધેય મૂકો :—

૧ આકાશમાં તારા............
૨ વસંત ઋતુ............
૩ મુબાઈ શહેર............
૪ સવારે ઉઠવું એ............
૫ શિયાળાની રાત............

૩ હિમાલયની ભવ્યતા જગતભરમાં અજોડ છે.
૪ ભિખારીના જેટલું બારણે બારણે કોઇ ભટકતું નથી.
૫ હું પેલા ઝાડની છબી લઉં છું.
૬ વિદ્યાર્થીઓએ શાળાની રમતમાં ભારે ઉત્સાહ બતાવવો જોઇએ.
૭ આ ખાઈ બહુ ઊંડી છે.
૮ પેલે દરવાજે થઇને જા.
૯ આરસીમાં વારંવાર જો નહિ.
૧૦ આ કોણ ગાઈ રહ્યું છે?
૧૧ કોની સત્તાથી આ બધું થઈ રહ્યું છે?

મહાવરો ૮:

યોગ્ય ઉદ્દેશ્ય પૂરો:—

૧ .........ઊંચામાં ઊંચું ઊડનાર પક્ષી છે.
૨ .........ને રમકડાં ખૂબજ ગમે છે.
૩ .........નો પ્રેમ નિઃસ્વાર્થી છે.
૪ .........બળેવને દિવસે ભાઇને રાખડી બાંધે છે.
૫ .........પૂનમને દિવસે રાત્રે પૂર્ણ કળાએ ખીલે છે.

યોગ્ય વિધેય મૂકો:—

૧ આકાશમાં તારા............
૨ વસંત ઋતુ........ ...
૩ મુંબાઈ શહેર............
૪ સવારે ઊઠવું એ............
૫ શિયાળાની રાત............

## પ્રકરણ ૩
## ક્રિયાપદ, કર્તા અને કર્મ

૬.

૧ રામ કૂતરાને મારે છે.
૨ હું પુસ્તક લખું છું.
૩ મેં ઘર બાંધ્યું.
૪ મારે રમવું જોઇએ.
૫ મારાથી એ કામ જરૂર થશે.
૬ મને રાજ્ય જોઈતું નથી.

ઉપરનાં વાક્યોમાં મોટા અક્ષરે છાપેલા શબ્દો જુદી જુદી ક્રિયા દર્શાવે છેઃ દા. ત. 'મારે છે' એ મારવાની ક્રિયા દર્શાવે છે; 'લખું છું' એ લખવાની ક્રિયા દર્શાવે છે, માટે 'મારે છે,' 'લખું છું,' 'બાંધ્યું,' 'રમવું જોઇએ' અને 'થશે,' એ શબ્દો ક્રિયાપદો કહેવાય છે.

**ક્રિયાનો કરનાર તે કર્તા.**

ઉપરના વાક્યોમાં ક્રિયાના કરનાર કોણ છે તે તપાસો.

જેની નીચે લીટી દોરેલી છે એ શબ્દોઃ 'રામ', 'હું', 'મે', 'મારે,' 'મારાથી', 'મને' ક્રિયાના કરનારને સૂચવે છે એ શબ્દો પોતપોતાના ક્રિયાપદના કર્તા કહેવાય છેઃ દા. ત., 'રામ' શબ્દ 'મારે છે' ક્રિયાપદનો કર્તા છે, 'મેં' શબ્દ 'બાંધ્યું' ક્રિયાપદનો કર્તા છે, અને 'મારાથી' શબ્દ 'થશે' ક્રિયાપદનો કર્તા છે.

**નોંધઃ**—ઉપરનાં વાક્યોમાં આવેલા કર્તાઓ જુદી જુદી વિભક્તિમાં છે.

| | |
|---|---|
| રામ, હું | પહેલી વિભક્તિ |
| મેં | ત્રીજી વિભક્તિ |
| મારે, મને | ચોથી વિભક્તિ |
| મારાથી | પાંચમી વિભક્તિ |

આપણી ભાષામાં કર્તા હંમેશાં પહેલી વિભક્તિમાંજ આવે એવો નિયમ નથી.

### મનોયત્ન ૫:

નીચેનાં વાકયોમાંથી ક્રિયાપદ અને કર્તા શોધો :—

૧ મેં એક દૂરબીન લીધું છે.
૨ રાજાએ તેને પચીસ મહોર આપી છે.
૩ મારી પરીક્ષા કાલે થશે.
૪ ઈંદિરા મુગી બેસી રહી છે.
૫ તેનાથી આજે આ કામ થશે નહિ.
૬ અરુણને ફરવા જવાનો બહુ શોખ છે.
૭ હું આ નગરીની અધિષ્ઠાત્રી છું.
૮ તારું કલ્યાણ થાઓ.
૯ સવારે સરદારે રાજાને પોતાનાં પરાક્રમોની વાત કરી.
૧૦ તે બન્ને વટેમાર્ગુ હતા.
૧૧ ત્રેવીસસેં વરસ પહેલાં આપણા દેશમાં મૌર્યવંશના રાજાઓ રાજ્ય કરતા હતા.
૧૨ એક બ્રાહ્મણકન્યા રાજા બિંદુસાર જોડે પરણી હતી.
૧૩ ભગવાન બુદ્ધે લોકોને નવો ધર્મ આપ્યો.
૧૪ ભરતી ઓટથી દરિયાનું પાણી ચોવીસે કલાક ફરતુ રહે છે.
૧૫ તેનાથી કદી દાન કરી શકાય કે?

### મનોયત્ન ૬ :

ઉપલા મનોયત્નમાં આવેલા કર્તાઓ કયી કયી વિભક્તિમાં છે તે કહો.

૭. કર્મ

| क | ख |
|---|---|
| ૧ રમેશ કૂતરાને મારે છે. | ૧ હરિ દોડે છે. |
| ૨ ખેડૂત જમીન ખેડે છે. | ૨ પક્ષી ઊડે છે |
| ૩ મહેશે આરસી ફોડી નાંખી. | |

क માં આપેલા પહેલા વાકયનું ક્રિયાપદ 'મારે છે' એ મારવાની ક્રિયા દર્શાવે છે. ક્રિયાનો કરનાર 'રમેશ' છે, એટલે એ ક્રિયા રમે-

શમાં ઉત્પન્ન થાય છે. પરંતુ એ ક્રિયાનું પરિણામ કૂતરાને ભોગવવું પડે છે એટલે કે મારવાની ક્રિયાની અસર કૂતરા ઉપર થાય છે.

એ જ રીતે, ખેડવાની ક્રિયા ખેડૂત કરે છે એટલે કે ક્રિયા ખેડૂતમાં ઉત્પન્ન થાય છે, પણ એ ક્રિયાના પરિણામરૂપે જમીન ખેડાય છે તેથી એ ક્રિયાની અસર '**જમીન**' પર થઈ કહી શકાય. એજ રીતે, ફોડવાની ક્રિયાની અસર '**આરસી**' પર થાય છે.

આવાં ક્રિયાપદોની ક્રિયા કર્તામાં ઉત્પન્ન થાય છે, પરંતુ તેનું પરિણામ કે અસર કર્તામાંજ સમાઈ ન રહેતાં કોઈ બીજા પ્રાણી કે પદાર્થ પર થાય છે, ત્યારે તે ક્રિયાપદો સકર્મક કહેવાય છે.

ઉપરના પહેલા વાક્યમાં 'કૂતરો' મારવાની ક્રિયાના પરિણામને સહન કરે છે. ક્રિયાના પરિણામને સહન કરનાર એવા, પ્રાણી કે પદાર્થસૂચક શબ્દો કર્મ કહેવાય છે. 'કૂતરો,' 'જમીન' અને 'આરસી' પોતપોતાના વાક્યમાં કર્મ તરીકે આવ્યાં છે.

ન્ન માં આવેલા પહેલા વાક્યનું ક્રિયાપદ 'દોડે છે' એ દોડવાની ક્રિયા દર્શાવે છે. હરિ એ ક્રિયા કરે છે એટલે કે એ ક્રિયા 'હરિ'માં ઉત્પન્ન થાય છે, અને એનું પરિણામ કે અસર (થાકી જવું વગેરે) પણ હરિનેજ લાગુ પડે છે. ક્રિયાના કરનારા 'હરિ' સિવાયની બીજી વસ્તુ કે પ્રાણી ઉપર એ ક્રિયાના પરિણામની અસર થતી નથી.

એ જ પ્રમાણે, 'ઊડે છે' એ ક્રિયાપદની બાબતમાં પણ બને છે.

આવાં ક્રિયાપદોની ક્રિયા કર્તામાં ઉત્પન્ન થાય છે, અને તેનું પરિણામ કે અસર પણ કર્તામાંજ સમાઈ જાય છે, ત્યારે તે ક્રિયાપદો અકર્મક કહેવાય છે.

૧ ધીમંતે ગાયને પાણી પાયું.
૨ ગોવિંદે ભિખારીને રૂપિયો આપ્યો.
૩ વડાપ્રધાને સૈનિકને ચાંદ આપ્યો.
૪ અમરચંદે ખેડૂતને પૈસા ધીર્યા.

ઉપરના દરેક વાક્યમાં બબ્બે કર્મો છે; દા. ત., પાવાની ક્રિયાની અસર 'ગાય' અને 'પાણી' બન્ને ઉપર થાય છે. એટલે 'ગાય'

અને 'પાણી' એ 'પાયું' ક્રિયાપદનાં બે કર્મો છે.

આવી રીતે વાક્યમાં બે કર્મો આવે છે, ત્યારે નિર્જીવ વસ્તુ સૂચવનારા શબ્દો પ્રધાન કર્મ કહેવાય છે; અને સજીવ પ્રાણી સૂચવનારા શબ્દો ગૌણ કર્મ કહેવાય છે.

'પાણી' એ પ્રધાન કર્મ છે. 'ગાય' એ ગૌણ કર્મ છે. તેવી જ રીતે 'રૂપિયો' પ્રધાન કર્મ છે, અને 'ભિખારી' ગૌણ કર્મ છે.

**મનોયત્ન ૭ઃ**

ક્રિયાપદ અને કર્મ શોધો :—

૧ નાનપણથીજ અશોક મૃગયા કરતો.
૨ તેણે વાયવ્ય સરહદના પ્રાંતમાં વ્યવસ્થા અને શાંતિ સ્થાપ્યાં.
૩ અશોકનો આત્મા, યુદ્ધના વિપરીત પરિણામો જોઇને, પોતાને ડંખવા લાગ્યો.
૪ ગૌતમબુદ્ધે અશોકથી ત્રણસો વરસ પહેલાં નવા ધર્મનો ઉપદેશ કર્યો હતો.
૫ બ્રાહ્મણોએ એ ધર્મમાં ધર્મને નામે અનેક રીતરિવાજો દાખલ કર્યા છે.
૬ ઉપગુપ્ત નામના એક બુદ્ધ ભિક્ષુએ હિંસાથી દુઃખી બનેલા રાજાને સાંત્વન આપ્યું હતું.
૭ એસ્કિમો બાળકો ઉનાળામાં ફળ અને નાની માછલી પકડે છે.
૮ તેઓ દિવસને અંતે જરૂર પૂરતો ખોરાક મહા મહેનતે મેળવે છે.
૯ રામચંદ્ર ભરતને ગાદી સોંપીને વનમાં ચાલી ગયા.
૧૦ રાવણને તેના હિતેચ્છુઓએ પુષ્કળ ઉપદેશ કર્યો.

**મનોયત્ન ૮ઃ**

પ્રધાન કર્મ અને ગૌણકર્મ શોધી કાઢો :

૧ તમે મને તમારી ચોપડી આપી શકશો?
૨ રમણે તેના ભાઇને શિખામણ આપી.
૩ હું તમારો સંદેશો તમારા ભાઇને પહોંચાડીશ.
૪ યુદ્ધમાંથી પાછા ફરેલા સૈનિકને રાજાએ સોનાનો ચાંદ આપ્યો.

૫ નાના બાળકોને ગિજુભાઈ રસપૂર્વક વાતો કહી શકે છે.
૬ ચિત્રલેખાએ મોતીનો હાર તેની સખીને આપી દીધો.
૭ તમે નકશામાં ગંગાનદી બતાવી શકશો ?
૮ હું તમને યુરોપી પ્રજાની સાહસિક યોજનો સાચો ખ્યાલ આપીશ.
૯ મારા મિત્રે સાથે ફરીને મને રામેશ્વરનું અદ્ભુત મંદિર બતાવ્યું.
૧૦ મેં તેને આદર અને બેસવા માટે આસન આપ્યું.

---

## પ્રકરણ ૪

## ઉદ્દેશ્ય ( વાચ્ય ), કર્તા અને કર્મ

૮. ૧ **રામ** દોડ્યો.
 ૨ **મેં** ઘોડાગાડી ખરીદી.
 ૩ **હું** મુંબાઈ જનાર છુ.
 ૪ **મારે** ગામ જવાનું છે.
 ૫ મારાથી તે **કામ** કરાયું.
 ૬ તેનાથી **ચીમની** ભાંગી ગઈ.
 ૭ મારાથી રમાશે. ( **રમવાનું** રમાશે )
 ૮ તેનાથી દોડાશે. ( **દોડવાનું** દોડાશે )

ઉપરનાં વાકયોમાં, મોટા અક્ષરે છાપેલા દરેક શબ્દ માટે વિધાન કરવામાં આવ્યું છે. એટલે એ દરેક શબ્દ ઉદ્દેશ્ય તરીકે વપરાયો છે.

પહેલા ચાર વાકયોમાં, 'રામ,' 'મેં,' 'હું,' 'મારે' એ ઉદ્દેશ્ય શબ્દો તે તે વાક્યમાં કર્તાઓ છે.

પાંચમા અને છઠ્ઠા વાક્યમાં, 'કામ' અને 'ચીમની' એ ઉદ્દેશ્ય શબ્દો તે તે વાક્યમાં કર્મ છે.

સાતમા અને આઠમા વાકયોમાં 'રમવાનું' 'દોડવાનું' એ ઉદ્દેશ્ય શબ્દો તે તે વાકયના ક્રિયાપદનો ભાવ છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉદ્દેશ્ય તરીકે કોઈવાર કર્તા, કોઈવાર કર્મ અને કોઈવાર ક્રિયાનો ભાવ આવે છે.

૯ અશોકે મગધમાં નિરાધારને રહેવા માટે ધર્મશાળાઓ બંધાવી હતી.
૧૦ એ ઉપરાંત તેણે ઠામઠામ ધોરી રસ્તા પર કૂવા, ચોતરા, વાવ વગેરે બંધાવ્યાં.
૧૧ તેણે બૌદ્ધ ધર્મના નિયમો નક્કી કરવા માટે બૌદ્ધ સાધુઓની એક મોટી સભા મેળવી.
૧૨ તેનાથી દોડી શકાશે નહિ.
૧૩ પેટમાં દુઃખે છે.
૧૪ મારાથી વંચાયું નહિ.
૧૫ ગુસ્સામાં તેનાથી રડી દેવાયું.
૧૬ વિમળાથી મારી ચોપડી ખોવાઈ ગઈ.
૧૭ અંગ્રેજોને બંગાળાના નવાબ તરફથી બંગાળની દિવાનીનો હક મળ્યો.
૧૮ દાદાભાઈ હિંદ પાછા ફરતાં, તેમને મુંબાઈની પ્રજા તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું.
૧૯ કરુણ દૃશ્ય જોતાં રમણથી રૂદન થઈ ગયું.
૨૦ જગદીશથી તેની માનો ગુસ્સો સહન થઈ શક્યો નહિ.

---

પ્રકરણ ૫

## કરણ રચના

૯. क | ख
---|---
૧ હું ચોપડી વાંચું છું. | ૧ મારાથી ચોપડી વંચાય છે.
૨ મેં પુસ્તક લખ્યું | ૨ મારાથી પુસ્તક લખાયું.
૩ છગન દૂધ પીશે. | ૩ છગનથી દૂધ પીવાશે.

क માં આપેલાં વાક્યોને તેમનો અર્થ કાયમ રાખી, બીજી રચના મુજબ ख માં બતાવ્યા પ્રમાણે લખી શકાય છે; દા. ત., 'હું વાંચું છું' અને 'મારાથી ચોપડી વંચાય છે' એ બન્ને વાક્યોનો અર્થ એકજ છે, છતાં બન્નેની રચના એક નથી, પરંતુ જુદી છે.

પહેલા વાક્યમાં 'હું' એ ઉદ્દેશ્ય છે, પરંતુ એજ 'હું' બીજા

ક્રિયાપદોનો માત્ર કર્તા જ ઉદ્દેશ્ય હોય છે એવો નિયમ નથી.

[નોંધ: આપણી ભાષામાં મને, તેને વગેરે બે રીતે વપરાય છે: (૧) કર્તાના અર્થમાં એ વપરાય છે; (૨) રુચિ બતાવનારા ધાતુઓ, જેવા કે: ગમવું, રુચવું, ફાવવું, માફક આવવું, ઠીક લાગવું, અનુકૂળ પડવું વગેરેના સંબંધમાં, કર્તા તરીકે નહિ, પરંતુ વિધેય પક્ષના સંબંધી તરીકે વપરાય છે; દા. ત.:

૧ કર્તાના અર્થમાં:
તેને કાલે મુંબાઈ જવું છે.
મગનને આ કાર્ય કરવું છે.

૨ સંબંધ દર્શાવનારા પદ તરીકે:
મને આ ફળ ગમતું નથી.
તેને મુંબાઈની હવા અનુકૂળ પડતી નથી.

જ્યારે આવી રીતે નામ કે સર્વનામ ચોથી વિભક્તિમાં કર્તાના અર્થમાં આવે, ત્યારે તે ઉદ્દેશ્ય હોય છે; પરંતુ, જ્યારે એજ શબ્દો ઉપર બતાવેલા ધાતુઓ સાથે વપરાય અને સંબંધ દર્શાવનારા પદ તરીકે આવે, ત્યારે તે ઉદ્દેશ્ય બનતા નથી. તેઓ વિધેય પક્ષમાં ક્રિયાપદના સંબંધમાં આવી તેના અર્થમાં વધારો કરે છે.]

મહાવરો ૯:

નીચેનાં વાક્યોમાં કર્તા, કર્મ કે ભાવ ઉદ્દેશ્ય છે તે કહો:

૧ માળવાની ગાદીએ ભોજ નામે એક પ્રખ્યાત રાજા થઈ ગયો.
૨ તે વિદ્યાનો શોખીન હતો.
૩ સૂરત ગુજરાતનું જુનું અને પ્રસિદ્ધ શહેર છે.
૪ ગુજરાતના સુબા તરફથી અંગ્રેજોને વેપાર કરવાની પરવાનગી મળી હતી.
૫ શિબિરાજાએ શરણે આવેલા કબૂતરને અભય દાન આપ્યું.
૬ હે ક્રૂર પક્ષી! આ ગરીબ પંખીડું તારા ભયથી કંપે છે.
૭ રાજાએ નબળાનું રક્ષણ કરવું જોઈએ.
૮ મગધને હાલ બિહાર કહે છે.

१ દા. ત. 'મારાથી ગામ જવાય છે' એમાં જવાનો ભાવ (જવાનું) એ ઉદ્દેશ્ય બને છે.

'[નોંધ:—અંગ્રેજીમાં સકર્મક ક્રિયાપદનોજ Passive voice નું રૂપ બનાય છે. આપણી ભાષામાં અકર્મક ક્રિયાપદને પણ કરણ રચનામાં વાપરી શકાય છે.]

---

## પ્રકરણ ૬

## ક્રિયાપૂરક

૧૦. क

| क | ख |
|---|---|
| ૧ તે ભાસે છે. | ૧ મગન દોડે છે. |
| ૨ ગુલાબ છે. | ૨ રમા વાંચે છે. |
| ૩ છોકરો નીવડશે. | ૩ ખિસકોલી ખાય છે. |
| ૪ એ મનાય છે. | ૪ સૂર્ય ઊગે છે. |
| ૫ રામચંદ્ર થશે. | ૫ તારા પ્રકાશે છે. |

ઉપરના क અને ख નાં વાક્યો સરખાવો:—

બન્નેમાં ક્રિયાપદો અકર્મક છે. ख નાં વાક્યોનો અર્થ સમજાય છે; क નાં વાક્યોનો અર્થ અધૂરો રહે છે—પૂરો સમજાતો નથી.

એજ વાક્યોને નીચે પ્રમાણે ફરી લખવાથી એ વાક્યો અર્થમાં પૂર્ણ બને છે.

૧ તે **માંદો** ભાસે છે
૨ ગુલાબ **રાતું** છે.
૩ છોકરો **સારો** નીવડશે.
૪ એ **ભલો** મનાય છે.
૫ રામચંદ્ર **હોશિયાર** થશે.

આ વાક્યોમાં માંદો, રાતું, સારો, ભલો, હોશિયાર એ શબ્દો ક્રિયાપદોને ઉદ્દેશ્ય વિશે વિધાન કરવામાં મદદ કરે છે, એટલે એ શબ્દો ક્રિયાપૂરકનું કાર્ય કરે છે.

વાક્યમાં પોતાનું સ્વરૂપ બદલીને કરણ કે સાધનનું રૂપ ધારણ કરે છે; અને તેથી તે 'મારાથી' એ શબ્દનું રૂપ ધારણ કરે છે. પહેલા વાક્યમાં, "હું" શબ્દ વડે જાતે ક્રિયા કરવાનો ગુણ સૂચવાય છે, પણ બીજા વાક્યમાં, 'મારાથી' એ શબ્દ 'જેના વડે ક્રિયા થાય છે' એવા કરણનો અથવા સાધનનો અર્થ સૂચવે છે.

આમ થવાથી 'હું' શબ્દ વાક્યમાં જેવું પ્રધાન સ્થાન ભોગવે છે તેવું 'મારાથી' શબ્દ ભોગવી શકતો નથી; અને એને સ્થળે, વાક્યમાં બીજોજ શબ્દ પ્રધાન સ્થાને આવે છે. પહેલા વાક્યમાં "હું" ઉદ્દેશ્ય છે, કારણ એને વિશે વિધાન કરવામાં આવે છે; પરંતુ બીજા વાક્યમાં, 'મારાથી' શબ્દ ગૌણ સ્થાને આવતાં, વિધાન 'ચોપડી' વિશે થાય છે; અને તેથી વાક્યમાં ઉદ્દેશ્ય 'ચોપડી' બને છે.

આવી રીતે, મૂળ વાક્યનું ઉદ્દેશ્ય જે રચનામાં કરણ રૂપે આવે, તે રચનાને કરણ રચના કહે છે. [અંગ્રેજીમાં એ Passive voice કહેવાય છે.]

સકર્મક ક્રિયાપદ જ્યારે કરણ રચનામાં વપરાય છે, ત્યારે તેનું કર્મ ઉદ્દેશ્ય બને છે.

क માં 'હું,' 'મેં,' 'છગન' એ જુદાં જુદાં વાક્યોના ઉદ્દેશ્યો છે.
ख માં 'ચોપડી,' 'પુસ્તક' તથા 'દૂધ' જુદાં જુદાં વાક્યોના ઉદ્દેશ્યો છે.

| क | ख |
|---|---|
| ૧ હું હસું છું | ૧ મારાથી હસાય છે. (હસવાનું) |
| ૨ તે ગામ જાય છે. | ૨ તેનાથી ગામ જવાય છે (જવાનું) |

ઉપર क માં આપેલાં વાક્યોને ख માં કરણ રચનામાં લખ્યાં છે. એ વાક્યોનાં ક્રિયાપદ અકર્મક છે.

જ્યારે અકર્મક ક્રિયાપદ કરણ રચનામાં આવે છે, ત્યારે ક્રિયાપદનો ભાવ ઉદ્દેશ્ય બને છે;

દા. ત. 'મારાથી ગામ જવાય છે' એમાં જવાનો ભાવ (જવાનું) એ ઉદ્દેશ્ય બને છે.

[નોંધ:—અંગ્રેજીમાં સકર્મક ક્રિયાપદનેજ Passive voice નું રૂપ અપાય છે. આપણી ભાષામાં અકર્મક ક્રિયાપદને પણ કરણ રચનામાં વાપરી શકાય છે.]

---

## પ્રકરણ ૬

## ક્રિયાપૂરક

૧૦.

| क | ख |
|---|---|
| ૧ તે ભાસે છે. | ૧ મગન દોડે છે. |
| ૨ ગુલાબ છે. | ૨ રમા વાંચે છે. |
| ૩ છોકરો નીવડશે. | ૩ ખિસકોલી ખાય છે. |
| ૪ એ મનાય છે. | ૪ સૂર્ય ઊગે છે. |
| ૫ રામચંદ્ર થશે. | ૫ તારા પ્રકાશે છે. |

ઉપરના क અને ख નાં વાક્યો સરખાવો:—

બન્નેમાં ક્રિયાપદો અકર્મક છે. ख નાં વાક્યોનો અર્થ સમજાય છે; क નાં વાક્યોનો અર્થ અધૂરો રહે છે—પૂરો સમજાતો નથી.

એજ વાક્યોને નીચે પ્રમાણે ફરી લખવાથી એ વાક્યો અર્થમાં પૂર્ણ બને છે.

૧ તે **માંદો** ભાસે છે.
૨ ગુલાબ **રાતું** છે
૩ છોકરો **સારો** નીવડશે.
૪ એ **ભલો** મનાય છે.
૫ રામચંદ્ર **હોશિયાર** થશે.

આ વાક્યોમાં માંદો, રાતું, સારો, ભલો, હોશિયાર એ શબ્દો ક્રિયાપદોને ઉદ્દેશ્ય વિશે વિધાન કરવામાં મદદ કરે છે, એટલે એ શબ્દો ક્રિયાપૂરકનું કાર્ય કરે છે.

આવી જાતનાં ક્રિયાપદો જેવાંકે : છે, ભાસે, નીવડશે, મનાય છે, વગેરે ઉદ્દેશ્ય વિશે પૂર્ણપણે વિધાન કરી શકતાં નથી. જ્યારે ख નાં વાક્યોમાં વપરાયલાં અકર્મક ક્રિયાપદો પોતાનો અર્થ સંપૂર્ણપણે દર્શાવી શકે છે; એવાં ક્રિયાપદોને અર્થ પૂરો કરનાર બીજા શબ્દની જરૂર પડતી નથી.

ઉદ્દેશ્ય વિશે વિધાન કરવામાં ક્રિયાપદોને મદદ કરનાર શબ્દો ક્રિયાપૂરક કહેવાય છે.

મનોયત્ન ૧૦:

ક્રિયાપૂરક શોધી કાઢો :—

૧ હિમાલય ઊંચો પર્વત છે.
૨ સદાશિવ ખૂશ દેખાય છે.
૩ મોહનસિંગ ડાહ્યો બને છે.
૪ રાત્રે તારાઓ અદ્‌ભુત દેખાય છે.
૫ તે સૈનિક વીર નીવડશે.
૬ તે માળ ઉપર છે.

૧૧.

| क | ख |
|---|---|
| ૧ રાજેન્દ્રે કૃતસને માર્યો. | ૧ રાજાએ સૈનિકને...બનાવ્યો. |
| ૨ દિનકરે ભાષણ આપ્યું. | ૨ એ પક્ષીને અમે...કહીએ છીએ. |
| ૩ લલિતાએ દૂધ પીધું. | ૩ મેં તેને...ધાર્યો હતો. |
| ૪ હાથીએ નાળિયેર ફોડ્યું. | ૪ મને તે છોકરો...માલમ પડ્યો. |

ઉપરના क અને ख નાં વાક્યો સરખાવો :—

બન્નેમાં ક્રિયાપદો સકર્મક છે. क નાં વાક્યોનો અર્થ સમજાય છે. ख નાં વાક્યનો અર્થ, કર્મ હોવાં છતાં, અપૂરો રહે છે.

નીચે પ્રમાણે ફરી લખવાથી ख નાં એ વાક્યો અર્થમાં પૂર્ણ બને છે.

૧ રાજાએ સૈનિકને સેનાધિપતિ બનાવ્યો.
૨ એ પક્ષીને અમે કબૂતર કહીએ છીએ.
૩ મેં તેને ડાહ્યો ધાર્યો હતો.
૪ મને તે છોકરો વિનયી માલમ પડ્યો.

ઉપર મોટા અક્ષરે છાપેલા શબ્દો ક્રિયાપૂરકનું કાર્ય કરે છે. સેનાધિપતિ, કબૂતર, રાજ્યો, વિનયી, એ ક્રિયાપૂરકો છે.

ઉપલા શબ્દો પોતપોતાના વાક્યોમાં ક્રિયાપદોને કર્મ સંબંધે અર્થ પૂરો કરવામાં, ક્રિયાપૂરક શબ્દો તરીકે આવી, મદદ કરે છે.

**નોંધ:**—અકર્મક ક્રિયાપદનાં ક્રિયાપૂરકો ઉદ્દેશ્ય સાથે સંબંધ ધરાવે છે, અને અપૂર્ણ ક્રિયાવાચક સકર્મક ક્રિયાપદનાં ક્રિયાપૂરકો કર્મ સાથે સંબંધ ધરાવે છે; દા. ત, ૧. રામ મોટો ભાસે છે. આમાં 'મોટો' શબ્દ 'રામ' એ ઉદ્દેશ્ય સાથે સંબંધ ધરાવે છે.

૨. રાજાએ તેને પ્રધાન બનાવ્યો. આમાં 'પ્રધાન' શબ્દ 'તેને' એ કર્મ સાથે સંબંધ ધરાવે છે.

**૧૨.** વાક્યમાં ક્રિયાપૂરકો ચાર રીતે આવી શકે છે:—

| | |
|---|---|
| ૧ નામ | રામચંદ્ર **રાજા** છે. |
| | રાજાએ તેને **પ્રધાન** બનાવ્યો. |
| ૨ વિશેષણ | ફૂલ **સુગંધીદાર** છે |
| | તેણે તેને **ડાહ્યો** કર્યો. |
| ૩ ક્રિયાવિશેષણ | સુધીર **અહીં** છે |
| ૪ કૃદંત-વિશેષણ | |
| | તે **મરેલો** લાગ્યો |

**૧૩. થોડાંક અપૂર્ણ ક્રિયાપદો :**

થવું, હોવું, દેખાવું, બનાવવું, નીમવું, ભાસવું, લાગવું, માલમ પડવું, કહેવું, ધારવું, ચૂંટવું, કરવું, મૂકવું, ગણાવું, રાખવું, વગેરે.

**મનોયત્ન ૧૧ :**

ક્રિયાપૂરક શોધી કાઢો:—

૧ સભાએ જવાહરને પ્રમુખ ચૂંટ્યા.
૨ ઇંગ્લેંડની પ્રજાએ જ્યોર્જ ફર્ડાને રાજા બનાવ્યો.
૩ નેપોલિયનને છેલ્લી જીતે ઉન્મત્ત કર્યો.
૪ ગેરીબોલ્ડીએ ઇટલીને સ્વતંત્ર કર્યું.

૫ મદારીએ સાપને છૂટો મૂક્યો.
૬ રમેશ નાસ્તિક મટીને આસ્તિક થયો
૭ દૂરથી ડુંગરો રળિયામણા.
૮ દરવાને સાદા વેશમાં સજ્જ થયેલા રાજા ચારને ખેડૂત ધાર્યો.
૯ દેશાભિમાન એ મોટો સદ્‌ગુણ ગણાય છે.
૧૦ મને તે ગાંડા જેવો લાગે છે.

**૧૪. પૃથક્કરણનો અભ્યાસ :**

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ, નીચે બતાવેલા કોષ્ટક પ્રમાણે કર્યું છે. તે તપાસો અને તેનો અભ્યાસ કરો :

૧ હરિ ઊંઘે છે.
૨ કથાકારે રાજાને વાર્તા કરી.
૩ રાજેન્દ્રે કૂતરાને માર્યો.
૪ નેપોલિયનને છેલ્લી જીતે ઉન્મત્ત કર્યો.
૫ સભાએ જવાહરને પ્રમુખ ચૂંટ્યા.

| નં. | ઉદ્દેશ્ય | વિધેય | | |
|---|---|---|---|---|
| | | ક્રિયાપદ | કર્મ | ક્રિયાપૂરક |
| ૧ | હરિ | ઊંઘે છે | — | — |
| ૨ | કથાકારે | કરી | રાજાને, વાર્તા | — |
| ૩ | રાજેન્દ્રે | માર્યો | કૂતરાને | — |
| ૪ | છેલ્લી જીતે | કર્યો | નેપોલિયનને | ઉન્મત્ત |
| ૫ | સભાએ | ચૂંટ્યા | જવાહરને | પ્રમુખ |

**મનોયત્ન ૧૨ :**

બતાવેલા કોષ્ટક પ્રમાણે પૃથક્કરણ કરો :—

૧ મારો ચોરો ધવાયો હતો.
૨ મેં મારી ગાડી વેચી નાંખી છે.
૩ આ કાગળ ફેંકી દો.

૪ આજ ગંગાધરે દેશમુખને અંગ્રેજી શીખવ્યું.
૫ લોકો ગભરાયલા દેખાય છે.
૬ એ વાત નિશ્ચિત છે.
૭ પુસ્તક અહીં છે.
૮ ઘોડા તબેલામાં છે.
૯ મગન મારો ભાઈ છે.
૧૦ બ્રાહ્મી તેલ વાળને નરમ રાખે છે.
૧૧ લવરા મનુષ્યો બોલકણાને મૂર્ખ બનાવે છે.
૧૨ જાદુગરે કાંકરાનાં ફૂલ બનાવી દીધાં.

**૧૫. ક્રિયાપૂરકના સ્વરૂપ વિશે સ્પષ્ટતાઃ**

૧ આબુ પર્વત છે.
૨ તે ડાહ્યો છે.

ઉપલા પહેલા વાક્યમાં 'પર્વત' શબ્દ એ 'આબુ' ને માટે જ વપરાયેલો છે, એટલે એ બે જુદી વસ્તુઓ નથી પણ એક જ છે; અને એ બન્ને શબ્દો વચ્ચે એક વસ્તુને નિર્દેશવાનો સંબંધ છે. એ જ રીતે 'તે' અને 'ડાહ્યો' એ શબ્દો વચ્ચે સંબંધ છે.

કર્મ અને ક્રિયાપૂરકનો તફાવતઃ—

૧ તેણે ભિખારીને રૂપિયો આપ્યો.
૨ રાજાએ તેને સરદાર બનાવ્યો.

ઘણી વાર કર્મ અને ક્રિયાપૂરક એ બે વચ્ચેનો ફરક સ્પષ્ટ રીતે ન સમજવાથી, એમાં વિદ્યાર્થીઓ ગોટાળો કરે છે. ઉપર જણાવેલાં વાક્યોપૈકી, પહેલા વાક્યમાં, 'ભિખારી' અને 'રૂપિયો' એ બન્ને કર્મો છે. એ બન્ને કર્મો એકબીજાથી સ્વતંત્ર કે ભિન્ન વસ્તુઓ છે. જ્યારે બીજા વાક્યમાં 'તેને' એ કર્મ છે, અને 'સરદાર' એ ક્રિયાપૂરક છે. 'તેને' અને 'સરદાર' એ બે વ્યક્તિઓ ભિન્ન નથી, પણ એ બન્ને શબ્દો એક જ વ્યક્તિને માટે વપરાયા છે. જે વ્યક્તિ 'તેને' શબ્દથી દર્શાવાઈ છે, તે જ વ્યક્તિ સંબંધે 'સરદાર' શબ્દ વપરાયો છે. આમ

'તેને' અને 'સરદાર' એ બે પદો વચ્ચે એકજ વ્યક્તિને નિર્દેશવાનો સંબંધ છે.

---

પ્રકરણ ૭

## ઉદ્દેશ્ય (વાચ્ય) વર્ધક, કર્મવર્ધક, ક્રિયાવર્ધક

૧૬.

૧ **લાલ** ઘોડો દોડે છે.
૨ તે **મારો ભાઈ** હશે.
૩ **અમારા** મિત્રો કાલે આવશે.
૪ **છોકરાની** ટોપી પડી ગઈ.
૫ **ફરતી** ચગડોળ મેળામાં હોય છે.

ઉપરના દરેક વાક્યમાં મોટા અક્ષરે છાપેલા શબ્દો તે તે વાક્યના ઉદ્દેશ્યને વિશે કંઈક હકીકત પૂરી પાડે છે, અને તેના અર્થમાં વધારો કરે છે. જેમકે, 'લાલ' શબ્દ 'ઘોડા'નું વર્ણન કરે છે. આવા શબ્દો ઉદ્દેશ્ય વર્ધક કહેવાય છે.

ઉદ્દેશ્યના વધારા કેટલા પ્રકારના હોય છે તે નીચે જણાવ્યું છે :—

| વાક્ય | ઉદ્દેશ્યનો વધારો | પ્રકાર |
|---|---|---|
| ૧ | લાલ | વિશેષણ |
| ૨ | મારો ભાઈ | સમાનાધિકરણનું નામ |
| ૩ | અમારા | છઠ્ઠી વિભક્તિનું સર્વનામ |
| ૪ | છોકરાની | છઠ્ઠી વિભક્તિનું નામ |
| ૫ | ફરતી | કૃદંત |

૧૭. કર્મવર્ધક

૧ મેં **ધોળો** ઘોડો ખરીદ્યો.
૨ આપણે **સૌથી મહાન મોગલ,** અકબરને ઓળખીએ છીએ.
૩ તેણે **તમારા** ઘોડાને દોડાવ્યો.

૪ અમે **રાજેન્દ્રના ભાઈ**, સુધીરને ઓળખીએ છીએ.
૫ તેઓએ **ઊગતો** ચંદ્ર જોયો.
૬ **દુર્બળ** મનુષ્યને કોઈએ ધિક્કારવો નહિ.

ઉપલાં વાક્યમાં મોટા અક્ષરે છાપેલા શબ્દો પોતપોતાના વાક્યમાં કર્મ વિશે કંઇક હકીકત પૂરી પાડે છે, અને **કર્મનો વધારો** બતાવે છે. એવા શબ્દો **કર્મવર્ધક** કહેવાય છે.

નોંધ :—ઉદ્દેશ્યવર્ધકના જેટલા જ કર્મવર્ધકના પ્રકાર હોય છે.

નીચે બતાવ્યા પ્રમાણે ઉદ્દેશ્યવર્ધક અને કર્મવર્ધક કોષ્ટકમાં લખી શકાય.

૧ લાલ ઘોડો દોડે છે.
૨ મેં ધોળો ઘોડો ખરીદ્યો.

| નં. | ઉદ્દેશ્યવર્ધક | કર્મવર્ધક |
|---|---|---|
| ૧ | લાલ | — |
| ૨ | — | ધોળો |

**મનોયત્ન ૧૩ :**

ઉદ્દેશ્યવર્ધક અને કર્મવર્ધક શોધી કોષ્ટકમાં પૂરો :—

૧ મારા પિતાએ આ ઘર પંદર વર્ષ પહેલાં બાંધ્યું હતું.
૨ ખાટી છાસ પીવી જોઈએ નહિ.
૩ આ વર્ષે જુવારનો પાક થશે.
૪ મારા ગુરુએ મને એક સારી ચોપડી વાંચવા આપી.
૫ ઉદાર રાજાએ પ્રધાનની બુદ્ધિ વખાણી.
૬ આરસપહાણનો તાજમહાલ એક અમર કૃતિ છે.
૭ મહત્ત્વાકાંક્ષી નેપોલિયનને જગતનું રાજ્ય જીતવું હતું.
૮ પ્રથમ મોગલ શહેનશાહ, બાબરે પોતાના પુત્ર માટે પ્રાણ આપ્યો હતો.
૯ મહોલ્લાને છેડે ભાંગેલું ઘર છે.
૧૦ લખ્યા લેખ મિથ્યા થતા નથી.

૧૧ માબાપનું કહ્યું કરવું જોઇએ.
૧૨ બતાવેલું કાર્ય સારો નોકર તરત કરે છે.
૧૩ તેણે દોડની ગાડી પકડી.
૧૪ અજાતશત્રુ બુદ્ધે પ્રેમથી સમસ્ત જગત જીત્યું.
૧૫ ક્ષમાની મૂર્તિ, યુધિષ્ઠિરે તેના શત્રુઓને માફ કર્યા.
૧૬ હોશિયાર મનુષ્યો સ્વતંત્રતાને ચાહે છે.
૧૭ ચીનની નદીઓમાં, દર વર્ષે, ભારે પૂર આવે છે.
૧૮ ઉનાળાના દિવસો નાના મોટા સૌને ગમતા નથી.
૧૯ ધોધમાર વરસાદ ગરીબોનાં ઝૂપડાંને નુકશાન કરે છે.
૨૦ કેરીનાં ઝૂમખાંઓ આંબાની ડાળને નમાવે છે.

૧૮. ક્રિયાવર્ધક

૧ **બજારમાં** શાકભાજી વેચાય છે.
૨ **સવારમાં** પખીઓ કલ્લોલ કરે છે.
૩ સુશીલા **મોટેથી** રડી પડી.
૪ આપણે **જીવવાને** ખાઇએ છીએ.
૫ **કેમ** ઉદાસ જણાઓ છો ?
૬ **મારાથી** પુસ્તક અપાશે નહિ.

ઉપરના દરેક વાક્યમાં મોટા અક્ષરે છાપેલા શબ્દો તે તે વાક્યના ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે, કારણ કે ક્રિયા કેવી રીતે બની, ક્યાં બની વગેરે હકીકત એ શબ્દો જણાવે છે. એ દરેક શબ્દ ક્રિયાવર્ધક કહેવાય છે.

ક્રિયાવર્ધક કેટલા પ્રકારના હોય છે તે નીચે જણાવ્યું છે :—

| વાક્ય | ક્રિયાવર્ધક | પ્રકાર |
|---|---|---|
| ૧ | બજારમાં | સ્થળવાચક |
| ૨ | સવારમાં | કાળવાચક |
| ૩ | મોટેથી | રીતિવાચક |
| ૪ | જીવવાને | હેતુવાચક |
| ૫ | કેમ | પ્રશ્નવાચક |

૬ મારાથી કરણવાચક

**મનોયત્ન ૧૪ :**

ક્રિયાવર્ધક શોધી કાઢો :—

૧ સાંજે, મુનિઓના આશ્રમમાં પ્રાર્થના થાય છે.
૨ ઉનાળામાં લોકો હવા ખાવા જાય છે.
૩ જગદીશે લક્ષ્મણને દોડીને પકડ્યો.
૪ કૃષ્ણલાલ ઝડપથી સ્ટેશને જાય છે
૫ તેનો પીછો કેમ પકડ્યો છે?
૬ તમે ક્યારે જવાના છો?
૭ તમે ક્યાં રહો છો?
૮ ફળથી તે ચોરને પકડવામાં આવ્યો.
૯ તે હંમેશાં ધીરેથીજ બોલે છે.
૧૦ સવારે તળાવમાં કમળો ખીલે છે.

૧૯. પૃથક્કરણનો અભ્યાસ

| ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય-વર્ધક | વિધેય | | | | |
|---|---|---|---|---|---|---|
| | | ક્રિયાપદ | કર્મ | કર્મવર્ધક | ક્રિયાપૂરક | ક્રિયાવર્ધક |
| પ્રાર્થના | — | થાય છે | — | — | — | સાંજે, આશ્રમમાં |
| બુદ્ધે | અજાતશત્રુ | જીત્યું | જગત | સમસ્ત | — | પ્રેમથી |
| તેલ | બ્રાહ્મી | રાખે છે | વાળને | આપણા | નરમ | હંમેશાં |
| ઇશુખ્રિસ્તે | ક્ષમામૂર્તિ | માફ કર્યા | શત્રુઓને | તેના | — | — |

નીચે આપેલાં વાક્યોનું પૃથક્કરણ ઉપર બતાવ્યા પ્રમાણે કોષ્ટકમાં કર્યું છે; તેનો અભ્યાસ કરો :—

૧ સાંજે આશ્રમમાં પ્રાર્થના થાય છે.

૨ અજાતશત્રુ બુદ્ધે સમસ્ત જગતને પ્રેમથી જીત્યું.
૩ બ્રાહ્મી તેલ આપણા વાળને હમેશા નરમ રાખે છે.
૪ ક્ષમામૂર્તિ ઇશુખ્રિસ્તે તેના શત્રુઓને માફ કર્યા.

**મનોયત્ન ૧૫:**

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો:

૧ મારામાં ભયંકર શૂન્યતા એકાએક ક્યાંથી આવી?
૨ મહારાણીની રીતભાત દબદબાવાળી હતી.
૩ લડાઈમાં ઘણા સૈનિકો ઘાયલ થયા.
૪ સવારમાં પક્ષીઓ માળામાં ગીત ગાય છે.
૫ રાજા અશોકે અહિંસાનો ધર્મ પ્રેમથી સ્વીકાર્યો.
૬ સાપ ઝડપથી દોડી શકે છે.
૭ ગામડામાં ખેડૂતો મહેમાનોનું સ્વાગત ભાવથી કરે છે.
૮ તીડ બહુ ખાઉધરાં હોય છે.
૯ રાત્રે, આકાશમાં તારાઓનું સૌંદર્ય અદ્ભુત હોય છે.
૧૦ ફૂલોનો રંગ ઘણીવાર ચકચકિત હોય છે

---

## પ્રકરણ ૮

## શબ્દગુચ્છ

૨૦. નીચેનાં વાક્યો વાંચો અને મોટા અક્ષરે છાપેલા શબ્દો ધ્યાનમાં લો:—

૧ **વહેલી સવારે** ઊઠવું આરોગ્યદાયક છે.
૨ **દેશ ખાતર મરવું** ઉત્તમ છે.
૩ **ટપાલ લઇ જતો** નોકર રોડી રહ્યો છે.
૪ **કાળા પૂંઠાની** ચોપડી ખોવાઈ ગઈ છે.
૫ **સુંદર પીછાંવાળાં** પંખીઓ ઊડી રહ્યાં છે.
૬ **ઘેરથી નિશાળે આવતાં** રમણ પડી ગયો.
૭ **આવતી કાલે સવારે** ઉજાણી રાખી છે.

૮ **ભીની જગ્યામાં** મચ્છર પાકે છે.

તમે જોશો કે 'વહેલી સવારે ઊઠવું,' 'દેશ ખાતર મરવું,' વગેરે મોટા અક્ષરે છાપેલા શબ્દસમૂહો સ્વતંત્ર વાક્યો નથી પણ તે વાક્યોના ભાગરૂપ છે. આ સમૂહો સ્વતંત્ર રીતે કંઈક અર્થ દર્શાવે છે, પણ વાક્યની માફક સંપૂર્ણ અર્થ દર્શાવતા નથી. આવા કંઈક અર્થવાળા શબ્દના સમૂહને શબ્દગુચ્છ કે શબ્દસમૂહ કહે છે.

**૨૧. નામ શબ્દગુચ્છ :**

૧ **માબાપની સેવા કરવી** એ મહાપુણ્ય છે
૨ **ઇનામ મેળવવું** એ મારી મહત્વાકાંક્ષા છે
૩ **વહેલી સવારે ઊઠવું** એ ફાયદાકારક છે.

ઉપરનાં વાક્યોમાં આવેલા શબ્દગુચ્છો ઉદ્દેશ્ય તરીકે આવેલા છે, એટલે એ નામની ગરજ સારે છે. આવા નામની ગરજ સારતા શબ્દ. ગુચ્છને નામ શબ્દગુચ્છ કહે છે.

**મનોયત્ન ૧૬ઃ**

નીચેનાં વાક્યોમાંથી નામ શબ્દગુચ્છ શોધો:—

૧ જુઠું બોલવું એ પાપ છે.
૨ પ્રેમ આપીને પ્રેમ મેળવવો મુશ્કેલ નથી.
૩ નિયમિતતાથી સફળતા મેળવવી અઘરી નથી.
૪ વેચતી લડાઈ લેવી એ ડહાપણભરેલું નથી.
૫ ઘડી ઘડી કડવા શબ્દો બોલવા એ યોગ્ય નથી.
૬ દરેકનું ભલું ઇચ્છવું એ જીવનનો મહાનિયમ છે.
૭ ઈશ્વરનું સર્વત્ર હોવું એ સત્ય છે.
૮ અહિંસા દ્વારા જ સત્યનું સાધવું જરૂરી છે.
૯ રાત્રે તારાનું નિરીક્ષણ કરવું એ આનંદદાયક છે
૧૦ દેવોને બાળકો પ્રિય હોવાની વાત સાચી છે.
૧૧ દુનિયામાં પ્રમાણિકતાનો જય થવા વિશે મને શંકા નથી.
૧૨ મુશ્કેલીમાં અડગ રહેવું એ યાદ રાખવા જેવું છે.
૧૩ દુનિયામાં માતા મહાન હોવાની વાત ખરી છે.

૧૪ આહારવિહારમાં નિયમિતતા એ સુખી જીવનની ચાવી છે.
૧૫ જીવનમાં ધર્મની આવશ્યકતા હોવી અનિવાર્ય છે.

૨૨. વિશેષણ શબ્દગુચ્છ:

૧ **રેશમનો બનાવેલો** કોટ મારો છે.
૨ **સ્વમાન વિનાનું** જીવન ધિક્કારને પાત્ર છે.
૩ **રૂપ અને સુગંધવાળાં** ફૂલો સૌને પ્રિય હોય છે.

ઉપરના વાક્યોમાં આવેલા શબ્દગુચ્છો વિશેષણ તરીકે આવેલા છે, એટલે એ વિશેષણની ગરજ સારે છે. આવા વિશેષણની ગરજ સારતા શબ્દગુચ્છને વિશેષણ શબ્દગુચ્છ કહે છે.

**મનોયત્ન ૧૭:**

વિશેષણ શબ્દગુચ્છ શોધો :—

૧ સૌને રૂપ અને રંગવાળાં પુષ્પો પ્રિય હોય છે.
૨ નદીકિનારે ફરવાનો આનંદ અનુભવવા જેવો છે.
૩ અમે રંગીન પીછાંવાળાં પખીઓ જોયાં.
૪ આરસનો બાંધેલો તાજ ભવ્ય કૃતિ છે.
૫ ગંગાનદીનો પટ પવિત્ર ભાસે છે.
૬ હિમાલયની તળેટીમાં આવેલું દાર્જિલિંગ સુંદર છે.
૭ ઉપનિષદોમાં દર્શાવેલા વિચારો અજોડ છે.
૮ અનાસક્તિ યોગને ઉપદેશતું પુસ્તક, ગીતા મહાન ગ્રંથ છે.
૯ ભક્તિ ભરેલાં મનુષ્યો નિર્મળ મનનાં હોય છે.
૧૦ પ્રમાણિકતાની છાપવાળું મુખ સદા રમ્યજ દીસે છે.

૨૩. ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ:

૧ **વસંત ઋતુના દિવસોમાં** પંખીઓ મધુરું ગાય છે.
૨ **યોગ્ય મહેનત કરવાથી** જીવન સફળ બને છે.
૩ **સ્ટેશનની પાસેના બાગમાં** સુંદર ફૂલો થાય છે.
૪ **હળવે હળવે** તે ફરવા ગયો.

ઉપરના વાક્યોમાં આવેલા શબ્દગુચ્છો ક્રિયાવિશેષણ તરીકે આવેલા છે. એ શબ્દગુચ્છો અનુક્રમે કાળવાચક, કારણવાચક, સ્થળવાચક

અને રીતિવાચક ક્રિયાવિશેષણનું કાર્ય કરે છે. તેથી ક્રિયાવિશેષણની ગરજ સારતા આવા શબ્દગુચ્છને ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ કહે છે.

**મનોયત્ન ૧૮ :**

ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ શોધો :—

૧ દિવાળીના દિવસોમાં બાળકો ફટાકા ફોડે છે.
૨ નવરાત્રિના દિવસોમાં બાળાઓ ગરબા ગાય છે.
૩ મારા ઘરની પાસે એક સુંદર બાગ છે.
૪ અમારા ગામના તળાવમાં સુંદર કમળો ખીલે છે.
૫ માળાના મણકા ફેરવતાં તે પ્રભુનું નામ લે છે.
૬ મહત્ત્વનું કાર્ય હોવાથી તેણે બહારગામ જવાનું માંડી વાળ્યું.
૭ વરસાદ પડવાથી રસ્તે કાદવ થઈ ગયો.
૮ ધીમે ધીમે તે દોડ્યો.
૯ વસંત ઋતુમાં તરુઓ નવાં વસ્ત્રો ધારણ કરે છે.
૧૦ વરસાદના દિવસોમાં બાળકો કાગળની હોડી બનાવે છે.
૧૧ દૂર જવાનું હોવાથી તે જલદી નીકળ્યો.
૧૨ પાણિપતના મેદાનમાં બાબર લડ્યો હતો.
૧૩ અશોકના સમયમાં અહિંસા ધર્મ ખૂબ પ્રસર્યો.
૧૪ તલવાર અદ્‌ભુત રીતે ફેરવી રાજાએ બચાવ કર્યો.

**૨૪. સ્વતંત્ર શબ્દગુચ્છ :**

૧ **વરસાદ પડતો છતાં**, બાળકો બહાર રમતાં હતાં.
૨ **ઈશ્વર કૃપા થયે**, હું નિર્વિઘ્ને ત્યાં જઈશ.
૩ **દિવસો પસાર થતે**, તે કુશળ કારીગર બન્યો.

પહેલા વાક્યમાં 'વરસાદ પડતો છતાં' એ શબ્દગુચ્છને 'બાળકો બહાર રમતાં હતાં' એ વાક્ય સાથે વ્યાકરણની દૃષ્ટિએ કંઈ સંબંધ નથી, માત્ર કંઈ સંબંધ હોય તો તે અર્થની દૃષ્ટિએ છે. એટલે એ શબ્દગુચ્છ સ્વતંત્ર રીતે વાક્યમાં સ્થાન પામેલો છે. એજ રીતે બીજા શબ્દગુચ્છો પણ સ્વતંત્ર રીતે ઊભેલા છે. આવા શબ્દગુચ્છને સ્વતંત્ર શબ્દગુચ્છ કહે છે.

૬ કોઈપણ સંજોગમાં જુઠું ન બોલવું એ શિખામણ વૉશિંગ્ટનને ગળે ખૂબ ઊતરી હતી.
૭ પાડોશીને ચાહવું એ ઈશ્વરને ચાહવા બરાબર છે.
૮ મારા પિતાએ મને રોજ દૂર સુધી ફરવા જવાનું કહ્યું.
૯ ચારિત્ર્યવાન પુરુષોનો પ્રભાવ એ દેશની મૂડી છે.
૧૦ પ્રભુમય જીવન જીવવું એ મુનિઓનો જીવનમંત્ર હતો.
૧૧ મારે તમારું કહેલું કરવું એ ન્યાયની વાત નથી.
૧૨ તબિયતની સંભાળ રાખવાનું મેં તેને કહ્યું.
૧૩ નાનપણથીજ ક્રિકેટની રમત રમવાનું મને ગમતું.
૧૪ સંતોની કૃપા મેળવવી એ નાનીસુની વાત નથી.
૧૫ ધર્મના પુસ્તકોનું અધ્યયન દેશને જરૂરી છે.

**૨૬. વિશેષણ શબ્દગુચ્છ :**

નીચેનાં વાક્યોમાં વિશેષણ શબ્દગુચ્છ જુદી જુદી રીતે વપરાયા છે; તેનો અભ્યાસ કરો :—

૧ **ગંગા ઉપર આવેલું** કલકત્તા બંગાળની રાજધાની છે. [ઉદ્દેશ્ય સાથે]
૨ મેં **રામની માલકીનું** ઘર વેચાતું લીધું. [કર્મની સાથે]

**મનોયત્ન ૨૨ :**

વિશેષણ શબ્દગુચ્છ શોધો :—

૧ મનુષ્યોને હેરત પમાડે તેવી ચીજો દુનિયામાં પડેલી છે.
૨ ઇજીપ્તમાં આવેલાં, સુંવાળા પથ્થરના ડુંગર જેવાં બાંધકામોને પિરામીડ કહે છે.
૩ બીજાપૂરમાં આવેલો ગોળગુંબજ દુનિયામાં સૌથી મોટો ઘુમ્મટ છે.
૪ ચીનની ઉત્તરે બાંધેલી, પંદરસો માઈલ લાંબી જંગી દિવાલ નવાઈ જેવી વસ્તુ છે.
૫ મુંબાઈમાં, મલબારહિલ પર આવેલા બાગને 'હૅન્ગિંગ ગાર્ડન' કહે છે.
૬ એશિયામાઇનોરના નૈર્ઋત્ય ખૂણે બાર માઈલ પર આવેલો ટાપુ 'રોડ્ઝ' કહેવાય છે.

૭ વિલાયતથી આવતાં વહાણો સ્એઝની નહેરમાં થઈને આવે છે.
૮ પનામાની નહેરમાં ગતની-ફિનરની સ્પાર્ટીવાળાં સ્ટીમરો બનાવેલાં છે.
૯ આબુ પર્વત પર આવેલાં જૈન દેવાલયો માણસોને મુગ્ધ કરે છે.
૧૦ તાજમહાલના ધોળા આરસનો બનેલો તાજમહાલ કલાનો એક અનેરો નમૂનો છે.

**૨૭. ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ :**

નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ શબ્દગુચ્છો જુદી જુદી રીતે વપરાયા છે; તેનો અભ્યાસ કરો :—

૧ દસ વર્ષ પૂર્વે હું કરાંચી ગયો હતો. [ કાળવાચક ]
૨ હિમાલયના ડુંગરોમાં દાર્જિલિંગ આવેલું છે [ સ્થળવાચક ]
૩ કાન પકડીને તે કુતરાને બહાર ખેંચી લાવ્યો [ રીતિવાચક ]
૪ ભણવાને માટે વિદ્યાર્થીઓ શાળામાં આવે છે. [ હેતુવાચક ]
૫ ચોરી કરવા બદલ તેને શિક્ષા કરવામાં આવી. [ કારણવાચક ]
૬ ચિત્રકાર સાધારણ પીંછી વડે અદ્ભુત ચિત્રો સરજી શકે છે. [ કરણવાચક ]
૭ રામચંદ્ર ત્રણ માઈલ સુધી દોડ્યો [ માપવાચક ]

**મનોયત્ન ૨૩ :**

ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ શોધો :—

૧ ત્યાર કેડે મુસાફરો મોટા વેપારીના મુકામે ગયા.
૨ સાબર દોડતું દોડતું આવી પહોંચ્યું.
૩ વસંત ઋતુના પ્રભાતમાં કોયલ મીઠાં ગીતો ગાય છે.
૪ રામાયણના સમયમાં આપણો દેશ સંસ્કૃતિની ટોચે હતો
૫ દેશને મુક્ત કરવા ખાતર ગેરીબાલ્ડીએ તનતોડ પ્રયત્નો કર્યા
૬ આધ્યાત્મિક જીવન ગાળવાને માટે તે સંન્યાસી થઈ ગયો.
૭ કાયદાનો ભંગ કરવાને માટે તેને શિક્ષા કરવામાં આવી.
૮ બીજાનું પડાવી લેવાની દાનત કરવાથી તેણે પોતાનુંયે ગુમાવ્યું.
૯ હાથી પોતાની સૂંઢવતી નાની ટાંકણી પણ ઊંચકી શકે છે.

### મનોયત્ન ૧૯:

સ્વતંત્ર શબ્દગુચ્છ શોધો :—

૧ નસીબનું પાંદડું ફરતાં, અમે સૌ તાલેવંત બની ગયા.
૨ વખત વીતતાં, દુઃખ ભુલાયું.
૩ તેની હાજરી હોવા છતાં, શત્રુઓ ફાવી ગયા.
૪ તાપ પડતો છતાં, અમે નિરુત્સાહી બન્યા નહિ.
૫ વાદળું ખસી જતાં, સૂર્ય હસી ઊઠ્યો.

નીચે બતાવેલી રીતે શબ્દગુચ્છોને કોષ્ટકમાં લખી શકાય :—

૧ હિમાલયના ડુંગરોમાં દાર્જિલિંગ આવેલું છે.
૨ શિરીષ સંગીતનો ખૂબ શોખીન છે.

| નં. | શબ્દગુચ્છ | પ્રકાર | રીત |
|---|---|---|---|
| ૧ | હિમાલયના ડુંગરોમાં | ક્રિ. વિ. શબ્દગુચ્છ | સ્થળવાચક |
| ૨ | સંગીતનો ખૂબ શોખીન | નામ શબ્દગુચ્છ | ક્રિયાપરક |

### મનોયત્ન ૨૦:

શબ્દગુચ્છોના પ્રકારને ઓળખો :—

૧ નિયમિત આહાર કરવો તે ફળદાયક છે.
૨ ઉતાવળે કાર્ય કરવું એ સલાહકારક નથી.
૩ લીલાં પાંદડાંવાળાં ઝાડ આંખને ઠંડક આપે છે.
૪ માળામાં બેઠેલું પંખી મધુર ગાયન ગાઈ રહ્યું છે.
૫ રાત્રિના સમયે શિયાળવાં ભૂંકે છે.
૬ ભર બજારને રસ્તે અકસ્માત થયો.
૭ મોગલ રાજાઓના સમયમાં લોકો સુખી હતા.
૮ રાજપુતાનાનાં મેદાનોમાં રાજપૂતો શૌર્ય બતાવી ગયા છે.
૯ વિવિધ કામ કરતો મોર મને કહે છે
૧૦ આનંદ કરતાં પંખીઓ આકાશમાં ઊડી રહ્યાં છે.
૧૧ સૂર્યાસ્તના સમયે પંખીઓ માળામાં પાછાં ફરે છે.

૧૨ બેસતા વર્ષના દિવસે લોકો એકમેકને અભિનંદે છે.
૧૩ સમયનો દુરુપયોગ એ ખરાબ વસ્તુ છે.
૧૪ ધર્મનું પાલન એ જીવનને જરૂરી છે.
૧૫ શિયાળો પસાર થતાં, કોયલો આંબામાં ટહુકવા લાગી.
૧૬ મંજરીઓથી ઝૂકી પડતા આંબાઓ રમણીય દેખાય છે.
૧૭ કાર્ય પૂરું થતાં, મજૂરો ઘેર ગયા.
૧૮ અતિ હિંમત વડે અમે કાર્યને આરોપ્યુ.
૧૯ ઘરમાં માંદગી હોવાને લીધે, હું મિત્રને ત્યાં જઈ શક્યો નહિ.
૨૦ તેને પત્ર લખવાની વાત સાચી છે.

૨૫. શબ્દગુચ્છ વિશે વધુ : નામ શબ્દગુચ્છ :

નીચેનાં વાક્યમાં નામ શબ્દગુચ્છ જુદી જુદી રીતે વપરાયા છે તેનો અભ્યાસ કરો :—

૧ **પાડોશીનું બુરું** ઇચ્છવું મહાપાપ છે. [ઉદ્દેશ્ય તરીકે]
૨ નાનાં બાળકોને **ધૂળમાં રમવું** ગમે છે. [કર્મ તરીકે]
૩ **સૂર્યનું પૃથ્વીની આસપાસ ફરવું** એ કથન ખોટું છે. [નામના સમાનાધિકરણમાં]
૪ તેઓ **ગામ જવાને આતુર** હતા. [ક્રિયાપૂરક તરીકે]
૫ તે **સંગીતનો ખૂબ શોખીન** છે. [ક્રિયાપૂરક તરીકે]
૬ **તમારા આવવા ઉપર** તેના આવવાનો આધાર છે. [ક્રિયાપૂરક તરીકે]

**અનોયત્ન ૨૬ :**

નામ શબ્દગુચ્છ શોધો :—

૧ રાત્રે મોડી રાત સુધી વાંચવું એ તંદુરસ્તીને નુકસાનકારક છે.
૨ ગમે તે રીતે નદી ઓળંગવી એ તેનો નિશ્ચય હતો.
૩ મારા પિતાએ વાચનમાં નિયમિત રહેવાનું મને કહ્યું.
૪ સ્ટીવનસનને નાનપણથી જ નિયમિત રહેવાનું ગમતું.
૫ રામચંદ્રનું વનમાં જવું એ વાત લોકો ઘડીભર માની શક્યા નહિ.

૧૦ તેણે વાઘનું હોકું તલવારના એક ઝાટકે ઉડાવી દીધું.
૧૧ ગયું મલ્લયુદ્ધ ચાર વર્ષ સુધી ચાલ્યું હતું.
૧૨ હિમાલય પર્વત લગભગ પંદરસો માઈલ સુધી હિંદુસ્તાનની ઉત્તરે આવેલો છે.
૧૩ આપણા દેશમાં માણસ ચાળીસ વર્ષ સુધી પોતાને જુવાન કહેવડાવી શકે.
૧૪ નવરાત્રિના દિવસોમાં, ગુજરાતમાં ગરબા ઠેરઠેર ગવાય છે.
૧૫ ઍરોપ્લેઇન દ્વારા ઝડપથી મુસાફરી કરી શકાય છે.
૧૬ અરવલ્લીના ડુંગરોમાં રાજપુતોના શૌર્યના પડઘા હજીયે સંભળાયા કરે છે.
૧૭ આગગાડી સ્ટેશનના પ્લૅટફૉર્મ પાસે આવતાંવેંતજ મજૂરો બુમ પાડી મૂકે છે.

મનોયત્ન ૨૪ :

જુદા જુદા પ્રકારના શબ્દગુચ્છો શોધી કાઢો અને કોષ્ટકમાં લખો:—

૧ મોગલ પાદશાહ ઔરંગઝેબના દરબારમાં ઘણા હિંદી કવિઓ હતા.
૨ યુધિષ્ઠિર દુર્યોધન સાથે જુગાર રમતાં હારી ગયા.
૩ તેથી શરત પ્રમાણે, પાંડવોને બાર વર્ષ સુધી વનવાસ ભોગવવો પડ્યો.
૪ આખરે, ઉત્તરકુમારના ખૂબ આગ્રહથી સુદેષ્ણાએ ઉત્તરને લડવા જવાની હા કહી.
૫ ઉત્તર, બૃહન્નલાએ જોડેલા રથમાં બેસી, હથિયાર સજી, ઉત્સાહભેર લડવા ચાલ્યો.
૬ ચમકારા મારતી નાગી તલવારોને જોઈને તથા ધનુષ્યના ટંકાર સાંભળીને ઉત્તર તો હબકી ગયો.
૭ ગુજરાતની ઉત્તરે આવેલો આબુ પર્વત લગભગ એક માઈલ જેટલો ઊંચો છે.
૮ એ પર્વતની ધારે બાંધેલા રસ્તે જતાં, અઢાર માઈલની મુસાફરી કરીને ઉપર પહોંચાય છે

૯ ગ્રીક લેકિના ગ્રંથોમાં તથા મહાભારતમાં પણ આબુ પર્વતની ઉત્પત્તિની કથા આવે છે.
૧૦ પર્વત પર પડી રહેલા આ સુંદર રાજપુત્રને એક ભરવાડે જોયો.
૧૧ વખત જતાં એ રાજપુત્ર પરિસ બુદ્ધિમાન અને દેખાવડો જુવાન થયો.
૧૨ પ્રજાનું હિત ન ચાહવું એ અક્ષમ્ય અપરાધ છે.
૧૩ જુના જમાનામાં, બૌદ્ધધર્મ પ્રચારકોને અશોકે પરદેશ મોકલવા એ નાનીસુની વાત ન કહેવાય.
૧૪ નાના ફડનવીસને પોતાનો પક્ષ મજબૂત કરવાનું મુશ્કેલ નહોતું.
૧૫ સવારે વેદોના મંત્રોચ્ચાર સાંભળવા એ એક પ્રકારનો અલૌકિક આનંદ છે.

---

## પ્રકરણ ૯

# સાદું વાક્ય અને તેનું પૃથક્કરણ

૨૮. સાદું વાક્યઃ

૧ કાશી ગંગા નદીને તીરે આવેલું છે.
૨ કેવો ભવ્ય દેખાવ !
૩ મહેંદ્ર—આજે હરિયે કોણ ફરવા આવશે ?
પ્રતાપ—હું.

પહેલા વાક્યમાં એકજ ક્રિયાપદ છે, અને તે વાક્યમાં અધ્યાહાર નથી, પરંતુ આખ્યાત છે એટલે કે તેનો પ્રયોગ કરવામાં આવેલો છે.

બીજા વાક્યમાં ' છે ' ક્રિયાપદ અધ્યાહાર છે, અને એ અધ્યાહાર રહેલું ક્રિયાપદ આપણે સમજી લેવાનું હોય છે.

ત્રીજા વાક્યમાં, પ્રતાપના બોલેલા વાક્યમાં ' આવીશ ' ક્રિયાપદ અધ્યાહાર છે. એ ક્રિયાપદ પૂર્વોક્ત ' આવશે ' એ ક્રિયાપદના આધારે સમજી લેવાનું છે.

જો વાકયમાં આખ્યાત અથવા અધ્યાહાર એવું એકજ ક્રિયાપદ હોય અને માત્ર એકજ ઉદ્દેશ્ય હોય, તો તે વાક્ય સાદું વાક્ય કહેવાય છે.

પૃથક્કરણ–સાદું વાક્ય

નીચેનાં વાકયોનું પૃથક્કરણ નીચે આપેલા કોષ્ટકમાં કર્યું છે; તેનો અભ્યાસ કરો :

૧ પિયરસને અંખતરો સફળ કરવામાં પોતાની કાયા નીચોવી.

૨ શાંતિનિકેતનમાં મારા મંડળને નોખો ઉતારો આપવામાં આવ્યો હતો.

૩ તેમણે શાંતિનિકેતનમાં પોતાની સુવાસ, પોતાનાં પ્રેમ, જ્ઞાન અને ઉદ્યોગને લીધે ફેલાવી હતી.

૪ કાચાં શાકો ન ગમવાથી તેને રાંધી ચોખાની સાથે લેવાનું ડૉકટરે કહ્યું.

૫ બહુ જોખમવાળો કેસ વરિષ્ઠ કોર્ટમાં ચાલ્યો

૬ મેં કવિતાના પુસ્તકોનું અધ્યયન કર્યું છે.

૭ તેનાથી દોડવાની રમતમાં ભાગ લઈ શકાય એમ નથી.

૮ મને ભારરૂપ જ્ઞાન ગમતું નથી.

૯ મારે મારા મિત્રના કટોકટીના સમયમાં તેની સાથે ઊભા રહેવું જોઈએ.

| નં. | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્ય-વર્ધક | વિધેય | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | ક્રિયાપદ | કર્મ | કર્મવર્ધક | ક્રિયા-પૂરક | ક્રિયાવર્ધક |
| ૧ | પિયરસને | — | નીચોવી | કાયા | પોતાની | — | અખતરો સફળ કરવામાં |
| ૨ | મંડળને | મારા | આપવામાં આવ્યો હતો | ઉતારો | નોખો | — | — |
| ૩ | તેમણે | — | ફેલાવી હતી | સુવાસ | પોતાની | — | પોતાના ...લીધે |
| ૪ | ડૉક્ટરે | — | કહ્યું | તેને રાંધી સાથે લેવાનું | — | — | કાચાં-શાકો ન ગમતાથી |
| ૫ | કેસ | બહુ જોખમ-વાળો | ચાલ્યો | — | — | — | વરિષ્ઠ કોર્ટમાં |
| ૬ | મેં | — | કર્યું છે | અધ્યયન | કવિતાના પુસ્તકોનું | — | — |
| ૭ | હોડવાની ...એમ | — | નથી | — | — | — | તેનાથી |
| ૮ | જ્ઞાન | ભાર ૩૫ | ગમતું નથી | — | — | — | મને |
| ૯ | મારે | — | ઊભા રહેવું જોઈએ | — | — | — | મારા... સમયમાં, તેની સાથે |

મનોયત્ન ૨૫ :

પૃથક્કરણ કરો :

મનોયત્ન ૨૪ માનાં વાક્યોનું પૃથક્કરણ કરો :—

મનોયત્ન ૨૬ :

પૃથક્કરણ કરો :—

૧ નૃસિંહલાલે પેલા ગાળો બકતા માણસને બરાબર સાંભળવા આખા ટોળાને વિખેરી નંખાવ્યું.
૨ નૃસિંહલાલનો પોષાક તેની અમલદારીને સ્પષ્ટપણે ઓળખાવતો હતો.
૩ આપણા દેશ પર સૈકાઓથી પરદેશીઓ રાજ્ય કરે છે.
૪ અંગ્રેજોનો અમલ શરૂ થવા પહેલાં મુસલમાન પાદશાહોની આણ પ્રવર્તતી હતી.
૫ દર ત્રણ વરસે મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડની ચૂંટણી થાય છે.
૬ મતાધિકાર એ નાગરિકનો એક મહામૂલો હક છે.
૭ દરેક વસ્તુ કુદરતના નિયમ પ્રમાણે તેના કદ અને અંતરના પ્રમાણમાં એકબીજાને પોતાની તરફ ખેંચે છે.
૮ ભરતી ઓટથી દરિયાનું પાણી ચોવીસે કલાક ફરતું રહે છે.
૯ નદીના મૂખ આગળ લાખો મણ કચરો એકઠો થઈને ઓટ વખતે દરિયામાં તણાઈ જાય છે.
૧૦ ભરતીનાં પાણી નદીમાં આવવાથી નાનાં મોટાં વહાણો નદી કિનારા પરનાં ગામોના વેપાર રોજગારને મદદ કરે છે.
૧૧ સૂર્ય બળતા વાયુઓનો બનેલો પ્રકાશવાળો મહાન ગોળો છે.
૧૨ રાણકના રાજમહેલના ખંડિયેર આગળથી ઊંચે નજર કરતાં, ગિરનાર પોતાના સાથીના વિયોગે ઝૂરતો માલમ પડે છે.
૧૩ બાજને કદી ચકલીના આક્રંદની કિંમત હોય છે?
૧૪ એ તો ભાઈ લંકાનો રાજા!
૧૫ અહાહા! મોહનજોદરોની કેવી ગૌરવ ભરી સંસ્કૃતિ!
૧૬ અહીંથી સત્વર ચાલ્યા જાઓ.

૧૭ મારો ભાઈ તમને મળતાં તેને યોગ્ય શિખામણ આપજો.
૧૮ મોહન્-જો-દરોની શહેર રચનાનો તમને ખ્યાલ છે?
૧૯ પ્રશ્નપત્રમાં જણાવ્યા પ્રમાણે નકશામાં ગંગા-સિંધુનું મેદાન દર્શાવો.
૨૦ આ અંજીરના વૃક્ષ નીચે, ઠંડકમાં બેસી જરા વિસામો ખાઈએ.
૨૧ શાર્ઙ્ગરવ, શકુતલાને સોંપીને દુષ્યંત રાજાને મારું નામ દઈ આટલો સંદેશો કહેજો.
૨૨ પિતાજી, મલય પર્વતની તળેટીમાંથી ઊખડી ગયેલી ચંદનલતાની પેઠે દાદાને ખોળેથી ઊતરેલી એવી હું મારા જીવને પરદેશમાં કેમ ધારી રહીશ!
૨૩ બેટા, તું આટલી બધી કેમ અકળાય છે, વારુ?
૨૪ દાદા, તમારું શરીર તપશ્ચર્યા કરી કરી ઘણું નબળું પડી ગયું છે.
૨૫ કવિ નર્મદનો જન્મ સુરતમાં, ૨૪ મી ઑગસ્ટ ૧૮૩૩ માં થયો હતો.

---

## પ્રકરણ ૧૦

## એકીકરણ : બે સાદાં વાક્યનું એક સાદું

૨૯. આપણે ઘણીવાર નાનાં નાનાં સાદાં વાક્યો લખીએ છીએ. એ વાક્યોને જોડીને એક સાદું વાક્ય બનાવી શકાય. આવી રીતે જ્યારે આપણે વાક્યોને જોડી એક વાક્ય બનાવીએ, ત્યારે આપણે વાક્યોનું એકીકરણ કર્યું કહેવાય.

૩૦. બે સાદાં વાક્યો નીચેની કોઈપણ રીતે જોડી એક સાદું વાક્ય બનાવી શકાય છે:

**ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ વાપરી :**

૧ છોકરા દોડતા હતા. તે તેમ કરતાં પડી ગયા.
છોકરા દોડતાં દોડતાં પડી ગયા.
૨ તેણે કામ કર્યું. તે થાકી ગયો.
તે કામ કરીને થાકી ગયો.

૩ ગાય ઉપયોગની છે. તે પ્રિય છે.
ગાય **ઉપયોગની હોઈ** પ્રિય છે.
૪ મારે ખાવું છે. મારી પાસે અન્ન છે.
મારે **ખાવા માટે** અન્ન છે.
૫ સૂર્ય અસ્ત થયો. અમે રમત પૂરી કરી.
**સૂર્ય અસ્ત થતાં,** અમે રમત પૂરી કરી.
૬ ગાડી ઊભી રહી છે. તે સ્ટેશન પાસે છે.
**સ્ટેશન પાસે** ગાડી ઊભી રહી છે.
૭ શહેરની ફરતે કોટ છે. તે ત્રણ માઈલ સુધી છે.
શહેરની ફરતે **ત્રણ માઇલ સુધી** કોટ છે.
૮ ભોગની પરવા કરતા નહિ. દેશપ્રેમ બતાવજો.
**ભોગની પરવા કર્યા વિના** દેશપ્રેમ બતાવજો.

ઉપરનાં વાક્યોમાં જુદી જુદી જાતના ક્રિયાવિશેષણ શબ્દગુચ્છો વાપરી વાક્યોનું એકીકરણ કર્યું છે.

**મનોયત્ન ૨૭:**

ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ વાપરી નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :—

૧ વરસાદ પડતો હતો. રસ્તાપર કાદવ કાદવ થઈ ગયો.
૨ સીતા માંદી છે. તે બહાર જઈ શકે એમ નથી
૩ તેણે ઘણા પથ્થરો ફોડ્યા. તે થાકી ગયો.
૪ છેલશંકરે ખૂબ ચિંતા કરી તેના વાળ ધોળા કર્યા.
૫ છોકરાંઓ રમતાં હતાં. તેઓ લડી પડ્યાં.
૬ સખત કામ કરવાનું છે. તે આરામ લે છે
૭ ડૉક્ટરને મળવાનું હતું. હું શહેરમાં ગયો.
૮ ચોમાસું પૂરું થશે. આકાશ સ્વચ્છ થશે.
૯ તે ખૂબ દોડ્યો. તે રેતીમાં સુઈ ગયો.
૧૦ કૂતરો વફાદાર પ્રાણી છે. તેની સભાળ રખાય છે.
૧૧ મારે ઓઢવું છે. મારી પાસે ચાદર છે.

૧૨ મારે દાન કરવું છે. મારી પાસે પૈસા છે.
૧૩ મારે રમવું છે. મારી પાસે રમકડાં છે.
૧૪ લાંબું ચાલવાનું છે. તે ધીમે ચાલે છે.
૧૫ તેણે ખૂબ વિચાર કર્યો. તે થાકી ગયો.

અનોયત્ન ૨૮ :

ક્રિયાવિશેષણ શબ્દગુચ્છ વાપરી નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :—

૧ આકાશ સ્વચ્છ હતું. સૂર્ય દેખાયો.
૨ આ કાર્ય કરવું જ જોઈએ. જાનની પરવા કરતા નહિ.
૩ તે કજિયાળા સ્વભાવનો હતો. પાડોશીઓ કંટાળી ગયા
૪ તે ઊંચે આવી શકતો નથી. તેને તક મળતી નથી
૫ તે પ્રામાણિક છે. તેને સૌ કોઈ ચાહે છે
૬ આપણે નેંત નમવું. સૌ કોઈ આપણને હાથ નમે.
૭ રાત્રિ પડી. તરતજ લશ્કરે લડાઈ બંધ કરી.
૮ તેણે આવકાર આપ્યો. આસન પરથી ઊઠ્યો.
૯ રામચંદ્ર ઊંઘી ગયો. તે વાંચતો હતો
૧૦ વેપારીઓ દુકાનમાં નવી નવી રચના કરે છે. ઘરાકોને આકર્ષવાનો હેતુ હોય છે.
૧૧ આ શરીર સર્જાયું છે. પરોપકાર કરવાનો હેતુ છે.
૧૨ બાળકો કુતૂહલથી છીપો વીણે છે. તેઓ દરિયા કાંઠે છે.
૧૩ સુંદર લીલાં નાળિયેરો ઝૂકી રહ્યાં છે. તેઓ નાળિયેરીની ટોચે છે.
૧૪ તે ખૂબ દોડ્યો. તેને ઈનામ મેળવવું હતું.
૧૫ દિવાળીના દિવસો હતા. મોડી રાત સુધી દિવાઓ બાળવામાં આવ્યા.
૧૬ સુરત જિલ્લો પથરાયો છે. તાપી અને દમણગંગા સુધી તેનો વિસ્તાર છે.
૧૭ લોકો આગગાડીના ડબ્બામાં ખૂબ ગંદકી કરે છે. જ્યારે તેઓ મુસાફરી કરે છે

૩૧. બે સાદાં વાક્યો નીચેની કોઈપણ રીતે જોડી એક સાદું વાક્ય બનાવી શકાય છે.

શબ્દ કે શબ્દગુચ્છ સમાનાધિકરણમાં વાપરી :

૧ આ મારો મિત્ર છે. એનું નામ રામ છે.
આ મારો મિત્ર, રામ છે.

૨ અકબર ઇતિહાસમાં પ્રખ્યાત છે. એ સૌથી મોટો મોગલ બાદશાહ છે.
સૌથી મોટો મોગલ બાદશાહ, અકબર ઇતિહાસમાં પ્રખ્યાત છે.

નામ શબ્દગુચ્છ વાપરી :

૧ કામ કરવું. તે સારૂં છે.
કામ કરવું સારૂં છે.

૨ આવાં વચનો તે બોલ્યો છે. એ ઠીક કહેવાય કે ?
તેણે આવાં વચનો બોલવાં એ ઠીક કહેવાય કે ?

૩ સત્ય બોલવું. આપણો ધર્મ છે.
સત્ય બોલવું એ આપણો ધર્મ છે.

મનોયત્ન ૨૯:

સમાનાધિકરણમાં શબ્દ કે શબ્દગુચ્છ વાપરી નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :

૧ આ મારા પિતા છે. એમનું નામ શરતચંદ્ર છે.
૨ આપણે બાબરને ઓળખીએ છીએ. એ પહેલો મોગલ બાદશાહ હતો.
૩ રામકૃષ્ણ પરમહંસ સમાધિમાં ઈશ્વરને જોતા. એ સંતોના સંત હતા.
૪ તાજમહાલ અજોડ છે. એ આરસની અમરકૃતિ છે.
૫ અંગ્રેજો હિમાલયને છુંવવા મથી રહ્યા છે. એ સૌથી ઊંચો પર્વત છે.

**મનોયત્ન ૩૦ :**

નામ શબ્દગુચ્છ વાપરી નીચેનાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :

૧ સત્ય આચરણ કરવું જોઈએ. એ દરેકનો ધર્મ છે.
૨ માતાપિતાને માન આપવું. બાળકનો ધર્મ છે.
૩ માતાપિતાનાં અસ્થિ ત્રિવેણીમાં પધરાવવાં જોઇએ. હિંદુઓ એમ માને છે.
૪ તીર્થસ્થાનોમાં કેટલાક સારા મુનિઓનો ભેટો થાય છે. એ સહેલી વાત છે.
૫ દરેક ધર્મ પ્રત્યે સમભાવ રાખવો જોઇએ. અકબર એમ માનતો.
૬ આ નદી ઓળગાય કે ? એ અસંભવિત છે.
૭ રાજપુતો યુદ્ધનાં રણશીંગાં સાંભળી ઘર બેસી રહે છે. એ મનાય કે?
૮ રેતીમાંથી તેલ નીકળે. એ શક્ય છે !
૯ તમારે ગામ જવું જોઈએ. હુ એમ ઇચ્છુ છુ.
૧૦ ઈનામ મળવું જોઇએ. એ અગત્યનું છે.

૩૨. બે સાદાં વાક્યોને નીચેની કોઇપણ રીતે જોડી એક સાદું વાક્ય બનાવી શકાય છે :

**વિશેષણ શબ્દગુચ્છ વાપરી :**

૧ મને પેનસીલ આપો. જે લાલ રંગની છે
મને **લાલ રંગની** પેનસીલ આપો.

૨ એની હિંમત છે. દુઃખમાં ન હારે એવી છે.
એની હિંમત **દુઃખમાં ન હારે એવી** છે.

૩ બુદ્ધગયામાં અશોકના શિલાસ્તંભમાં કોતરેલો લેખ છે. એ ધર્મલિપિ કહેવાય છે.
**બુદ્ધગયામાં અશોકના શિલાસ્તંભમાં કોતરેલો** લેખ ધર્મલિપિ કહેવાય છે.

**મનોયત્ન ૩૧ :**

વિશેષણ શબ્દગુચ્છ વાપરી નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :

૧ મારે કાગળ જોઈએ છે. જે જલદી ફાટે નહિ.
૨ હિંદુઓનાં મંદિરો નાશિકમાં છે. જે પવિત્ર છે.
૩ મારે રમકડું જોઈએ છે. જેમાં વાંદરો ગુલાંટ ખાય છે.
૪ મારા બાગમાં ફૂલો છે જે અતિશય સુગંધીદાર છે.
૫ તમારી પાસે પુસ્તકો છે. એ વાંચવા લાયક છે ?
૬ તેની પાસે એકે વાત નથી. જે સાંભળવા જેવી છે.
૭ આબુ પર્વત છે. જે અતિશય ભવ્ય કહી શકાય નહિ.
૮ માનસ સરોવર કાલ્પનિક નથી. એ હિમાલય પર આવેલું છે.
૯ તાજમહાલ આશ્ચર્યકારક કારીગરી છે. એ મુમતાજ મહાલની સ્મૃતિમાં બંધાયેલો છે.
૧૦ દારૂડિયો ઘરમાં આવ્યો. તેનાં પગલાં લથડતાં હતાં.

૩૩. નીચેનાં વાક્યોને સ્વતંત્ર શબ્દગુચ્છ વાપરી જોડ્યાં છે, અને એક સાદું વાક્ય બનાવ્યું છે; તે તપાસો.

૧ રામે સીતાને વનમાં ન જવા સમજાવ્યાં. તે રામની સાથે વનમાં ગયાં

**રામે સીતાને વનમાં ન જવા સમજાવ્યાં છતાં,** તે વનમાં ગયાં.

૨ ગામલોક હાજર હતું. તે નાસી ગયો.

**ગામલોક હાજર છતાં,** તે નાસી ગયો.

૩ પૈસા મળ્યા તેણે લોભ છોડ્યો નહિ.

**પૈસા મળ્યેથે,** તેણે લોભ છોડ્યો નહિ.

**મનોયત્ન ૩૨ :**

સ્વતંત્ર શબ્દગુચ્છ વાપરી નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સાદું વાક્ય બનાવો :

૧ બંબા આવ્યા હતા. આગ હોલવાઈ નહિ.

૨ વરસાદ પડતો હતો. અમે બહાર ફરવા ગયા.
૩ તાપ પુષ્કળ પડતો હતો. તે ઘરમાંજ બેસી રહ્યો.
૪ ચોમેર ધુમ્મસ હતું. તે આગળને આગળ વધ્યો.
૫ સૂર્ય ઊગ્યો હતો. ધુમ્મસ ગાઢું હતું.
૬ ભાષણ પૂરું થયું. લોકો વિખરાઈ ગયા.
૭ સમય પસાર થવા લાગ્યો. તે દુઃખ ભૂલી ગયો.
૮ અમને સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું. અમે ખસ્યા નહિ.
૯ નેલ્સનને પાણીની જરૂર હતી. બીજા ખાતર તેણે પીધું નહિ.
૧૦ ડૉક્ટરોએ ખૂબ મહેનત લીધી. તે બચ્યો નહિ.

---

## પ્રકરણ ૧૧

## ઉપવાક્ય

૩૪.

**૧ જ્યારે સૂર્ય ઊગે છે, ત્યારે રઘુનાથ રમે છે.**

**૨ જે પેન લાલ છે તે લાવો**

**૩ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ સત્ય છે.**

ઉપરના દરેક વાક્યમાં બે વાક્યો આવેલાં છે; જેમ કે :—

૧ (क) જ્યારે સૂર્ય ઊગે છે (ख) ત્યારે રઘુનાથ રમે છે.
૨ (क) જે પેન લાલ છે (ख) તે લાવો.
૩ (क) પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે (ख) એ સત્ય છે.

પહેલા વાક્યમાં, બે વિભાગમાં બે વિચારો દર્શાવાય છે. એ બેમાં એક પ્રધાન વિચાર છે, અને બીજો ગૌણ વિચાર છે. ગૌણ વિચારને પોતાનો અર્થ પૂરો કરવાને પ્રધાન વિચારવાળા વાક્યનું અવલંબન સ્વીકારવું પડે છે.

'રઘુનાથનું રમવું' એ પ્રધાન વિચાર છે. એ વિચાર 'ત્યારે રઘુનાથ રમે છે' એ વાક્યવિભાગથી દર્શાવાય છે.

'સૂર્યનું ઊગવું' એ ગૌણ વિચાર છે. એ વિચાર 'જ્યારે સૂર્ય ઊગે છે' એ વાક્યવિભાગથી દર્શાવાય છે.

જે વાક્યવિભાગમાં પ્રધાન વિચાર દર્શાવાયો હોય તે મુખ્યવાક્ય કહેવાય છે.

જે વાક્યવિભાગમાં ગૌણ વિચાર દર્શાવાયો હોય તે ઉપવાક્ય કહેવાય છે.

**નોંધ**:—ઉપવાક્યને જો વાક્યમાંથી જુદું પાડી લઇએ, તો તેનો અર્થ અસ્પષ્ટ રહે છે. તેનો અર્થ સ્પષ્ટ થવાને માટે તેને મુખ્ય વાક્યની અપેક્ષા રહે છે. દાખલા તરીકે, 'જ્યારે સૂર્ય ઊગે છે' એ ઉપવાક્ય આપણે એકલું બોલીએ, તો તેનો અર્થ અધૂરો ભાસે છે અને એ અર્થ પૂરો કરવા માટે એને બીજા વાક્યની અપેક્ષા રહે છે.

૩૫.

નીચે क માં આપેલાં વાક્યો અનુક્રમે ख ના ખાનામાં તેનો તેજ અર્થ કાયમ રાખી લખેલાં છે; તેને સરખાવોઃ

क

૧ સવારના પહોરમાં રઘુનાથ રમે છે.
૨ ડાહ્યા માણસોના મત પ્રમાણે રમવું સારૂં છે.
૩ પૃથ્વીનું સૂર્યની આસપાસ ફરવું એ સત્ય છે.
૪ તેના આવવાની હકીકત ખોટી છે.
૫ દેવદૂતો જતાં ડરે એવી જગ્યાએ મૂર્ખો ધસી જાય છે.
૬ લાલ રંગની પેન લાવો.

ख

૧ જ્યારે સૂર્ય ઊગે છે, ત્યારે રઘુનાથ રમે છે.
૨ ડાહ્યા માણસો કહે છે કે રમવું સારૂં છે.
૩ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ સત્ય છે.
૪ તે આજે આવવાનો છે એ હકીકત ખોટી છે.
૫ જ્યાં દેવદૂતો જતાં ડરે છે, ત્યાં મૂર્ખો ધસી જાય છે.

૬ જે લાલ રંગની પેન છે તે લાવો.

ઉપલા ક ને ખ માં મોટા અક્ષરે છાપેલા શબ્દોને તપાસો. 'સવારના પહોરમાં' એ ક્રિ. વિ. શબ્દગુચ્છ છે. એમાં કહેલી હકીકત સામેના 'જ્યારે સૂર્ય ઊગે છે' એ ઉપવાક્યમાં દર્શાવી છે.

શબ્દગુચ્છમાં કર્તા અને ક્રિયાપદ હોતાં નથી. } બન્ને વચ્ચે તફાવત
ઉપવાક્યમાં કર્તા અને ક્રિયાપદ હોય છે.

મનોયત્ન ૩૩:

ઉપવાક્યો અને મુખ્ય વાક્યો જુદાં પાડો:

૧ જ્યાં પોલીસે હાથ ઊંચો કર્યો, ત્યાં અમારી ગાડી અટકી પડી.
૨ કુંભના મેળામાં અમે ગયા, ત્યારે ત્યાં પુષ્ય ગીરદી ભાળી.
૩ હુમાયુંએ જે રાજ્ગાદી ગુમાવી હતી તે સ્વબળે પાછી મેળવી
૪ જેઓ નબળાંને દબાવે છે તેઓ તેમના ઉપરીથી હંમેશાં ધ્રૂજે છે.
૫ જો તમે ગમે તે સંજોગોમાં પ્રમાણિકતા જાળવો, તો લોકો તમારો ભરોસો કર્યા વિના રહેશે નહિ.
૬ જ્યારે પ્રજામાં ચારિત્ર્યબળ વધે છે, ત્યારે તેની ઉન્નતિ થાય છે.
૭ જ્યાં સંપ છે, ત્યાં સુખ વાસો કરે છે.
૮ જે પ્રેમથી જીતાય છે તે કદી ગુમાઈ જતું નથી.
૯ જે બળાત્કારે મેળવાય છે તે બળાત્કારે જાળવવું પડે છે.
૧૦ જ્યારે આકાશમાં ચંદ્ર હોતો નથી, ત્યારે તારાઓનું સૌંદર્ય બેવડાય છે.

૩૬. ઉપવાક્યના પ્રકાર:

ક્રિયાવિશેષણ વાક્ય

૧ **જ્યારે આગગાડી આવી**, ત્યારે મુસાફરો જગ્યા લેવા ધસ્યા.
૨ **જ્યાં નારીની** પૂજા થાય છે, ત્યાં દેવોનો વાસ હોય છે.
૩ **જો તમે આવશો**, તો બધા આવશે.

મોટા અક્ષરે છાપેલાં ઉપવાક્યો ક્રિયાવિશેષણનું કાર્ય કરે છે, એટલે આવાં ઉપવાક્યોને ક્રિયાવિશેષણ વાક્ય કહે છે.

મનોયત્ન ૩૪ :

ક્રિયાવિશેષણ વાક્યો શોધી કાઢો:

૧ જ્યારે યુદ્ધનાં રણશિંગાં વાગે છે, ત્યારે સૈનિકનો ઉત્સાહ જાગે છે.
૨ જ્યાં નિયમિત કાર્ય થાય છે, ત્યાં સફળતા સહેલી વસ્તુ છે.
૩ જો તમે પારકાનાં સુખની દરકાર કરશો, તો તમે પણ સુખી થશો.
૪ જ્યાં ઈર્ષ્યા ઘર ઘાલે છે, ત્યાંથી સંસ્કાર રજા લે છે.
૫ જ્યારે હૃદય નિર્મળ બને છે, ત્યારે માણસને સત્ય સમજાય છે.
૬ જો તમે આ રીતે વર્તશો, તો તમને સખત શિક્ષા થશે.

૩૭. વિશેષણ વાક્ય

૧ **જે છોકરાઓ રમત રમતા નથી** તેઓ શરીરે નબળા હોય છે.
૨ **જે માણસો આવ્યા છે** તેમને મેં બોલાવ્યા ન હતા.
૩ **જે નદીનું પાણી સુકાઇ જાય છે** તે નકામી છે.
૪ **જે ડાહ્યા હોય છે** તે નકામી વાત કરતા નથી.

ઉપરનાં વાક્યોમાં મોટા અક્ષરે છાપેલાં ઉપવાક્યો વિશેષણનું કાર્ય કરે છે, એટલે આવાં ઉપવાક્યોને વિશેષણ વાક્ય કહે છે.

મનોયત્ન ૩૫ :

વિશેષણ વાક્યો શોધી કાઢો :

૧ જેઓ હુકમ પાળી જાણતા નથી તેમનો હુકમ પળાતો નથી.
૨ જે વસ્તુની ખૂબ ઝંખના કરીએ છીએ તે વસ્તુ મોડી મળે છે.
૩ જે રાજ્યમાં પ્રજાને સુખ મળતું નથી તે રાજ્ય પ્રજાને ગમતું નથી.
૪ જે કેળવણી મુક્તિ અપાવતી નથી તે કેળવણી જ નથી.
૫ જે માણસ પોતાની ભૂલ કબૂલ કરતો નથી તે માણસનો વિકાસ રૂંધાય છે
૬ જેમાં સ્વમાન જળવાતું નથી તે સંસ્થા લોકોને પ્રિય બનતી નથી.

૩૮. નામવાક્ય

૧ બાળકોને રમત ખૂબ ગમે છે એ સાચી વાત છે.
૨ સત્યનો સદા જય થાય છે એ નિર્વિવાદ છે.

૩ રાજાએ કહ્યું, "**હું ગરીબોને જરૂર મદદ કરીશ.**"
૪ તે સિપાઈ બોલ્યો, "**મને સત્ય ખાતર લડવાનું ગમે છે.**"
૫ "**તમે આવશો કે ?**" ધીમેથી તેણે પૂછ્યું.

ઉપરનાં વાક્યોમાં મોટા અક્ષરે છાપેલાં ઉપવાક્યો નામનું કાર્ય કરે છે, અને તે ઉદ્દેશ્ય અથવા કર્મ તરીકે આવેલાં છે. આવાં ઉપવાક્યોને **નામવાક્ય** કહે છે.

**મનોયત્ન ૩૬ :**

નામ વાક્યો શોધી કાઢો :

૧ રમાએ તેની માતાને પૂછ્યું, "કાગળમાં શું લખ્યુ છે ?"
૨ વિનોદે કહ્યું કે દરેક માણસનું હૃદય તેની મુઠ્ઠી જેવડું હોઈ શકે.
૩ સરોજે પૂછ્યું, "બાપુ, હૃદય શું કામ કરે છે ?"
૪ "હું જઈ શકું કે ?" મેં મારા મિત્રને પૂછ્યુ.
૫ રાજાએ આજ્ઞા કરી, "પ્રજામાં આખો ખોરાક વહેંચી દો."
૬ "આવી વાત તો કદાપિ સાંભળી નથી," નાની છોકરીએ વાત સાંભળતાં ટાપસી પૂરી.
૭ રમણ બોલ્યો, "કુદરતનો નિયમ અટલ હોય છે."
૮ જેની તેની સાથે ઝઘડા કરો એ ડહાપણ ભરેલુ નથી.
૯ ખપ પૂરતું જ બોલવુ જોઈએ એ દરેકને માટે સત્ય છે
૧૦ મેં કહ્યું, "સ્ત્રી માતા તરીકેજ પુરુષથી શ્રેષ્ઠ બને છે."

**ઉપવાક્ય વિશે વધુ**

૩૯. નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ વાક્યો જુદી જુદી રીતે વપરાયાં છે.

**૧ જ્યારે તમે તૈયાર થશો**, ત્યારે બધાં દરિયે ફરવા જઈશું.
[ કાળવાચક ]

**૨ જ્યાં એક વાર પાણી હતું**, ત્યાં આજે મેદાન બન્યું છે.
[ સ્થળવાચક]

**૩** ધન સંગ્રહો કે **ઘડપણમાં મુશ્કેલી ન પડે.**
[ હેતુવાચક ]

૪ જો તમે ખૂબ ચિંતન કરશો, તો તમને સત્ય સમજાશે. [ શરતવાચક ]

૫ હું બહુ ઉતાવળે ચાલ્યો, કારણ કે મને બહુ મોડું થયું હતું. [ કારણવાચક ]

૬ તેણે એટલું બધું વાંચ્યું કે તે માંદો પડ્યો. [ પરિણામવાચક ]

૭ તે દેખાય છે તેના કરતાં તે મોટો છે. [ તુલનાવાચક ]

૮ જેમ તમે વર્તશો તેમ દુનિયા તમારા તરફ વર્તશે. [ રીતિવાચક ]

૯ તે ગરીબ છે તોપણ પ્રામાણિક છે [ વિરોધવાચક ]

૧૦ જેટલું ખાઈ શકાય તેટલુંજ ખાજો. [ માપવાચક ]

## મનોયત્ન ૩૭ :

જુદા જુદા પ્રકારનાં ક્રિયાવિશેષણ વાક્યો શોધી કાઢો:—

૧ જ્યારે ઉનાળો બેસે છે, ત્યારે ઍસ્કિમો લોકો સીલ માછલીનો શિકાર કરવા નીકળી પડે છે.
૨ જ્યારે વીસ વર્ષ પૂરાં થયાં, ત્યારે દાદાભાઈ નવરોજીનું ભણતર પૂરું થયું.
૩ ગુજરાતી શાળામાં અભ્યાસ પૂરો કર્યા પછી, દાદાભાઈ મુંબાઈના એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં દાખલ થયા.
૪ વરસાદ વરસી રહે કે તરત બહાર નીકળો.
૫ જો સૂર્ય તરફ તમે જુઓ, તો આંખને ઝાંઝવાં વળે છે.
૬ ઇંગ્લંડમાં ગાંધિજી જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં સન્માન પામ્યા.
૭ ભવિષ્યમાં પસ્તાવું પડે તે ખાતર મુત્સદ્દી માણસ તોલી તોલીને બોલે છે.
૮ અમે તુતક પરથી કેબિનની અંદર ગયા, કારણ કે અંધારું થયું હતું.
૯ અમે સૌ જુદા પડ્યા, કારણ કે રાત ઘણી પસાર થઈ હતી.
૧૦ અશોક કિંસાથી એટલો બધો ત્રાસી ગયો હતો, કે તેને બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો ખૂબ ગમ્યા.

૧૧ ઉત્તર ધ્રુવમાં એટલી બધી ઠંડી પડે છે, કે ત્યાં હંમેશાં બરફ જામી રહે છે.
૧૨ માણસ જેટલો સંતોષ રાખે છે તેટલો તે સુખી થાય છે.
૧૩ સૂર્ય પૃથ્વી પરથી દેખાય છે તેના કરતાં અતિઘણો મોટો છે.
૧૪ જે પ્રમાણે રાજાએ આજ્ઞા કરી તેમ સૈનિકો વર્ત્યા.
૧૫ જો કે તે ગંભીર દેખાય છે, તોપણ તે ખરેખર ડાહ્યો નથી.
૧૬ જોકે હિંદી ભાષાના પ્રચાર માટે કાકા કાલેલકર ગુજરાત બહાર જઈ વસ્યા છે, છતાં ગુજરાતી સાહિત્યકાર તરીકે આપણા પ્રાંતના ઇતિહાસમાં અમર રહે છે.
૧૭ જેમ જેમ દિવસ વીતવા લાગ્યા તેમ તેમ યુદ્ધ ભયંકર બનતું ગયું.
૧૮ કવિની પાસે કંઈ પૂંજી ન હતી, છતાં એ નોકરી ન કરવાનો ટેક લઈ બેઠા હતા.
૧૯ જેમ ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે, તેમ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે.
૨૦ તમે મોટા થશો, ત્યારે પ્રેમાનંદનાં કાવ્યનો રસ સ્પષ્ટ રીતે સમજી શકશો.

## ૪૦. વિશેષણ વાક્ય

નીચેનાં વાક્યોમાં વિશેષણ વાક્યો જુદી જુદી રીતે વપરાયાં છે; તેનો અભ્યાસ કરો:—

૧ જે છોકરી ગાય છે તે ચપળ છે.
૨ **જ્યાં નર્મદ થઈ ગયો** તે સુરત રળિયામણું શહેર છે.
૩ **જે સૂર્યની આસપાસ ફરે છે** તે પૃથ્વી એક સુંદર ધામ છે.
૪ બ્રહ્માંડ **જેને અણુઅણુએ ઈશ્વર વસે છે** તે અનંત છે.

મોટા અક્ષરે છાપેલાં વાક્યો વિશેષણ વાક્યો છે. કારણ કે તે વિશેષણનું કામ કરે છે.

**મનોયત્ન ૩૯:**

વિશેષણ વાક્યો શોધી કાઢો:—

૧ એટલામાં એક માણસ જેની ફાંદ મોટી હતી તે આવી પહોંચ્યો.

૨ જે ફૂલો દેવસેવા માટે નોખાં રખાય છે તે સુંઘવાં ન જોઇએ.
૩ પરપ્રાંતો પર જેની અસર પડવા માંડી છે એવું બંગાળી સાહિત્ય સમૃદ્ધ છે.
૪ જેઓ માનવસેવા કરે છે તેઓ દેવભક્તો છે
૫ જે રાજાની પ્રજા સુખી હોય છે તે અમર કીર્તિ સંપાદન કરે છે.
૬ જે વસ્તુને માટે માણસ નિઃસ્પૃહી હોય છે તે વસ્તુને તે તૃણવત્ લેખે છે
૭ જે કૉલેજમાં દાદાભાઈ ભણેલા તે કૉલેજનું નામ એલ્ફિન્સ્ટન હતું.
૮ જે વૃક્ષ નીચે બુદ્ધને જ્ઞાન થયેલું તેને બોધી વૃક્ષ કહે છે.
૯ જેઓ બીજામાં વિશ્વાસ રાખે છે તેમનામાં બીજા વિશ્વાસ રાખે છે.
૧૦ જેની આંખ કમળાવાળી હોય છે તે બધુંય પીળું દેખે છે.
૧૧ જેના મોઢા પર સદાયે હાસ્ય ફરકયા કરે છે તે માણસ સુખી હોય છે.
૧૨ જેઓ પ્રેમ આપે છે તેમને પ્રેમ મળે છે.

૪૨. **નામવાક્ય**

નીચેનાં વાક્યોમાં નામવાક્યો જુદી જુદી રીતે વપરાયાં છે તે તપાસો:

૧ મારી મુશ્કેલી છે કે **મારી ચાવી ખોવાઈ ગઈ છે.** [ ક્રિયાપૂરક તરીકે ]

૨ **કયી બાજુ જીતશે** તેનો નિર્ણય કરો. [ સમાનાધિકરણ તરીકે ]

૩ **તમે પૈસા મેળવ્યા** એ વાત સાચી છે. [ સમાનાધિકરણ તરીકે ]

૪ નરેન્દ્રે કહ્યું કે **કાલે તેનો ભાઈ આવશે.** [ કર્મ તરીકે ]

૫ **પ્રમાણિકતાનો સદા જય થાય છે** એ ખરું છે. [ ઉદ્દેશ્ય તરીકે ]

૬ **"ના હું તો ગાઈશ"** એમ ગવૈયો બોલ્યો. [ કર્મ તરીકે ]

[નોંધ: ફૂલડીવાળા શબ્દો કે, એ, એમ નામવાક્યનો મુખ્ય વાક્ય સાથે સંબંધ જોડતા માત્ર સંયોજકો છે. એવા શબ્દોનું સ્થાન પૃથક્કરણમાં સંયોજક તરીકે ગણવું.]

### મનોયત્ન ૩૯:

નામ વાક્યો શોધી કાઢો:

૧ કપ્તાનને લાગ્યું કે વહાણ જરૂર બચી જશે
૨ "કોઈની નિંદા થાય કે?" ગોવિંદે તેની બેનને કહ્યું.
૩ આપણા ઉત્સવો પવિત્ર છે એ ભાવના ભૂલવી નહિ.
૪ મગનલાલ બોલ્યો, "હું જરૂર એ કામ કરીશ."
૫ "તમે અહીંથી જઈ શકો છો," એમ મરઘીએ બિલાડીને કહ્યું.
૬ તંદુરસ્તીનો આધાર મન પર છે એ વાત સદાયે ધ્યાનમાં રાખો.
૭ સભાને ઉદ્દેશી તેણે કહ્યું, "જીવન એ કલા છે."
૮ મને યાદ છે કે હું અહીં પહેલાં આવ્યો હતો.
૯ ટેકરી પરની હવા શિતળ હોય છે એના ભૌગોલિક કારણો છે.
૧૦ ઉચ્ચ સંસ્કૃતિના આપણે વારસદાર છીએ એ વાત કોણ ભૂલી શકે?

* * *

નીચેનાં વાક્યોને નીચે કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે લખીને મુખ્ય વાક્ય અને ઉપવાક્યના પ્રકારો દર્શાવ્યા છે.

૧ જે વસ્તુ તમને ગમે છે તે અહીં છે.
૨ જ્યારે ગાર્ડે સીસોટી વગાડી, ત્યારે ગાડી ઉપડી.
૩ રાજાએ પ્રધાનને પૂછ્યુ, " આપણી પ્રજાની સ્થિતિ કેવી છે?"
૪ જે પ્રમાણે રાજાએ આજ્ઞા કરી તે પ્રમાણે સૈનિકો વર્ત્યા.

| નં. | વાક્ય | પ્રકાર |
|---|---|---|
| ૧ | તે અહીં છે | મુખ્ય વાક્ય |
| | જે વસ્તુ તમને ગમે છે | વિશેષણ વાક્ય |
| ૨ | ત્યારે ગાડી ઊપડી | મુખ્ય વાક્ય |
| | જ્યારે ગાર્ડે સીસોટી વગાડી | ક્રિ. વિ. વાક્ય–કાળવાચક |
| ૩ | રાજાએ પ્રધાનને પૂછ્યું | મુખ્ય વાક્ય |
| | આપણી પ્રજાની સ્થિતિ કેવી છે ? | નામવાક્ય–'પૂછ્યું'નું કર્મ |
| ૪ | તે પ્રમાણે સૈનિકો વર્ત્યા | મુખ્ય વાક્ય |
| | જે પ્રમાણે રાજાએ આજ્ઞા કરી | ક્રિ. વિ. વાક્ય–રીતિવાચક |

**મનોયત્ન ૪૦ :**

નીચેના વાક્યોમાંથી મુખ્યવાક્ય અને જુદા જુદા પ્રકારનાં ઉપવાક્યો શોધી કોષ્ટકમાં લખો:—

૧ સૂર્યોદયને થોડી વાર હતી, ત્યારે જમાતપંચ ચોકમાંથી પસાર થયું.
૨ મુંજાલ મહેતાને જોયા પછી કાક આશ્ચર્ય પામ્યો
૩ જો તમે તંદુરસ્તીને ચાહતા હો, તો નિયમિત કસરત કરો.
૪ કટોકટીનો પ્રસંગ આવ્યો છે જાણી ભામાશાએ પ્રતાપને મદદ કરી.
૫ નેપોલિયન એમજ ધારતો કે દુનિયા જીતવી સહેલી છે.
૬ જ્યારે મૃત્યુ નજીક આવે છે, ત્યારે સૌ કોઈ પ્રાર્થના કરે છે.
૭ કેરીઓ એટલી બધી આવી કે ઝાડની ડાળો લચવા લાગી.
૮ વનમાં કોકિલનો કંઠ પડકારવા લાગ્યો કે વસંત આવી છે.
૯ જે વચનો સંતપુરુષો ઉચ્ચારે છે તે અમર રહે છે.
૧૦ તેણે ક્યાં જવું તે તેને સુજતું નથી.
૧૧ તાપ એટલો સખત પડ્યો કે માણસો ત્રાસી ગયા
૧૨ જ્યાં પ્રખ્યાત મંદિરો હતાં, ત્યાં આજે અવશેષજ રહ્યા છે.
૧૩ જ્યારે સુરેન્દ્રનાથ બેનરજી બોલતા, ત્યારે સભા સ્તબ્ધ બનતી.
૧૪ તે એવો બોલ્યો કે સભા સ્તબ્ધ બની ગઈ.
૧૫ કોલેજની કેળવણી છે તેના કરતાં આપણી રહેણીજ આજની સ્થિતિ માટે વધારે જવાબદાર છે.

૧૬ કેળવણીથી જીવન સંસ્કારી બને છે એ માન્યતા યોગ્યજ છે.
૧૭ દરેક ધર્મમાં જે સત્ય છે તેજ સર્વકાળમાં અબાધિત રહે છે.
૧૮ સાંજે સુરજ આથમી ગયો, ત્યારે હું સાવ થાકી ગયો હતો.
૧૯ વેદમાં બપોરનું વર્ણન છે એવું તો કોઈ ઠેકાણે નહિ આવ્યું હોય.
૨૦ જે તડકામાં કુમળાં ફૂલો ખીલે છે તે તડકાનો વાંક તમે શી રીતે કાઢી શકો ?
૨૧ સોનું એ કંઈ અન્ન નથી કે તે ખાઇને આપણું પેટ ભરાય.
૨૨ સોનું કઈ રીતે તૈયાર થાય છે એ જાણવા હું બહુ ઇંતેજાર હતો.
૨૩ જેમને પોતાનું ઘર નથી તેમને આખું વિશ્વ પોતાનું ઘર બની જાય છે.
૨૪ જગતમાં કોઈ પણ વસ્તુ કરતાં સોનાનો તે અધિક શોખીન હતો.
૨૫ નરસિંહ મહેતાનું કોઈપણ ધંધામાં ચિત્ત લાગ્યું નહિ, કારણ કે તે મૂળથીજ નચિંત વૃત્તિવાળા હતા.
૨૬ જેવી શકુંતલા સાસરે જવાને તૈયાર થઈ કે કાશ્યપના નેત્રમાં અશ્રુધારા વહી રહી.
૨૭ એને નખી તળાવ કહે છે, કારણ કે એનો આકાર નખ જેવો છે.
૨૮ તેણે સોગનપૂર્વક જણાવ્યું, "સોના મહોર વિશે હું કશુંજ જાણતો નથી."
૨૯ તારાઓને જે ઓળખી ન શકે તે માણસ સંસ્કારી નથી.
૩૦ ઓખા મંડળનો પ્રદેશ એવો તો ઉજ્જડ છે કે દ્વારકાધીશનું મંદિર લગભગ ચાર પાંચ ગાઉ દૂરથી દેખાય છે.
૩૧ શિબિએ ઇન્દ્રદેવને કહ્યું, "હું અતિથિ આવેલાને આસરો આપું છું."
૩૨ મહારાણી સંયુક્તાએ કહાવ્યું કે રણવાસના દરવાજા આપને માટે બંધ કર્યા છે.
૩૩ જોકે યુદ્ધમાં રાવણનો રથ ભાંગ્યો, તોપણ આખરે જટાયુની પાંખ રાવણે કાપી નાખી.
૩૪ યુધિષ્ઠિર શું કહેશે તે ઉપર યુદ્ધ જીતવાનો બધો આધાર હતો.

## પ્રકરણ ૧૨

## મિશ્રવાક્ય

૧ જ્યારે રમત પૂરી થઈ, ત્યારે બાળકો ઘેર ગયા.

૨ રોહિતે કહ્યું, **" મારા પિતા બહાર ગયા છે. "**

૩ જ્યાં **વરસાદ તૂટી પડ્યો** કે બાળકો બોલી ઊઠ્યાં, **"ઘેર ચાલો."**

૪ જ્યારે **તે બોલ્યો, "હું જરૂર એ કાર્ય કરીશ,"** ત્યારે હું નચિંત જીવે ઘેર ગયો.

૫ રાજાએ કહ્યું, **"તમે અહીંથી ચાલ્યા જાઓ. મારે શાંતિ જોઈએ છે."**

ઉપરનાં વાક્યોમાં મોટા અક્ષરે છાપેલાં વાક્યો ઉપવાક્યો છે.

૧લા અને ૨જા વાક્યમાં એક એક ઉપવાક્ય છે.

૩જા, ૪ થા અને ૫ મા ની અંદર બબ્બે ઉપવાક્યો છે.

ઉપલા દરેક વાક્યમાં પ્રધાન વાક્ય માત્ર એકજ છે.

ઉપરનું દરેક વાક્ય મિશ્ર વાક્ય કહેવાય છે.

જે વાક્યમાં માત્ર એકજ પ્રધાન વાક્ય હોય અને એક કે એકથી ગમે તેટલાં વધુ ઉપવાક્યો હોય, તે વાક્ય મિશ્રવાક્ય કહેવાય છે.

૪૩. ઉપવાક્ય અને ઉપવાક્યને અવલંબતું ઉપવાક્ય :

વાક્યમાં જ્યારે મુખ્ય વાક્ય અને તેના પર સીધો આધાર રાખતાં ઘણાં ઉપવાક્યો આવે છે, ત્યારે વાક્યના વિભાગો બાળકો ઝટઝટ ઓળખી શકે છે. પણ વાક્યમાં જ્યારે ઉપવાક્યના પેટામાં ઉપવાક્ય આવે છે, એટલે એક ઉપવાક્ય હોય અને વળી તેના પર અર્થ માટે આધાર રાખતું બીજું ઉપવાક્ય આવે છે, ત્યારે બાળકો મુખ્ય અને ઉપવાક્યો શોધવામાં મુંઝવણ અનુભવે છે.

નીચેનાં વાક્યોનો અભ્યાસ કરો:—

૧ જ્યારે **બાવાઓ ભજનની ધૂન મચાવતા હતા** અને જ્યારે **લોકો તેમાં તલ્લીન થયા હતા,** ત્યારે મને ખૂબજ ગ્લાનિ થઈ.

૨ જ્યારે રાજાએ કહ્યું, "હું પ્રજા ખાતર ગમે તે દુઃખ વેઠીશ," ત્યારે લોકોએ તેને હર્ષનાદથી વધાવી લીધો.

પહેલા વાક્યમાં બન્ને ઉપવાક્યો મુખ્ય વાક્ય સાથે સીધો સંબંધ ધરાવે છે; મુખ્ય વાક્યને લઈ તેનો અર્થ સ્પષ્ટ થાય છે.

બીજા વાક્યમાં, 'જ્યારે રાજાએ કહ્યું' એ ઉપવાક્ય પોતાના અર્થ માટે મુખ્ય વાક્ય પર આધાર રાખે છે, પરંતુ 'હું પ્રજા ખાતર ગમે તે દુઃખ વેઠીશ' એ નામવાક્ય પોતાના અર્થ માટે 'જ્યારે રાજાએ કહ્યુ' એ ઉપવાક્ય પર આધાર રાખે છે; અને એ 'કહ્યું' ક્રિયાપદના કર્મ તરીકે આવેલું છે. આ રીતે વાક્યમાં ઉપવાક્ય પર અવલંબતાં ઉપવાક્યો પણ હોય છે.

૪૪. નીચેનાં વાક્યોમાં, જુદી જુદી રીતે ઉપવાક્યના ઉપર આધાર રાખતાં ઉપવાક્ય આવે છે તેન દાખલા આપ્યા છે; તેનો અભ્યાસ કરો :—

૧ હું રાજાને કહીશ, "જ્યારે મારા પિતાએ આ વાતમાં સમતિ આપી હતી, ત્યારે તમે, 'મને આ કાર્ય ગમતું નથી,' એમ કહી અમારા કાર્યને તોડી પાડ્યુ હતું."
૨ જ્યારે મેં કહ્યું, "ગમે તે ભોગે હું તો તેની પડખે ઊભો રહીશ," ત્યારે સૌ કોઈએ મને આગ્રહ કરવાનું માંડી વાળ્યુ.
૩ અમે જેનાથી કંઈ ઉદ્દેશ સરે નહિ એવું કાર્ય કરવાનું પડતું મેલ્યુ, ત્યારે અમારા મિત્રોને પૂર્ણ આનંદ થયો
૪ હિમાલય જેના એવરેસ્ટના શિખરે દુનિયાના વીરોને આકર્ષ્યા છે તેનું જ્યારે અમે દર્શન કર્યું, ત્યારે અમારાથી બોલાઈ ગયું, "ધન્ય ઘડી કે આવું ભાગ્ય પ્રાપ્ત થયુ."

**મિશ્રવાક્યના પૃથક્કરણ વિશે કેટલીક સૂચનાઓ :**

**૧ પહેલાં મુખ્ય તથા ઉપવાક્યો છૂટાં પાડવાં.**

**૨ પછી દરેકનું છૂટક છૂટક પૃથક્કરણ કરવું.**

[ **નોંધ :** નીચે મોટા અક્ષરે છાપેલા શબ્દો તપાસો :—

૧ મેં કહ્યું કે તારે જવું જોઈએ.

૨ જ્યારે તમે આવશો, ત્યારે હું પુસ્તક આપીશ.
૩ જે મારું પુસ્તક છે તે ખોવાયું છે.

ઉપરના શબ્દો : કે, જ્યારે, જે, મુખ્ય વાક્ય અને ઉપવાક્યને જોડ-વાનું કાર્ય કરે છે. એ શબ્દો એ બેને સંયોજિત કરે છે એટલે એ શબ્દો સંયોજક કહેવાય છે. ]

---

૪૫. નીચેનાં વાક્યોનું કોષ્ટકમાં પૃથક્કરણ કર્યું છે તેનો અભ્યાસ કરો:-

૧ જ્યારે અમે વાતચીત કરતા હતા, ત્યારે ત્યાં એક નોળિયો આવ્યો.
૨ એમણે જવાબ આપ્યો, "અરે! એ અનુભવ તો ડગલેને પગલે થાય છે."
૩ જે પાણી એની આંખમાં છે તે નીરખનાં ઋષિને વાર ન લાગી.
૪ તે દેખાય છે તેના કરતાં તે મોટો છે.
૫ "તમે ક્યાં જશો?" એમ જ્યારે મેં તેને પૂછ્યું, ત્યારે તે બોલ્યોજ નહિ.
૬ જ્યારે રાત્રિનું અંધારું વધે છે અને આકાશમાંથી કુતુહલ નેત્રે તારાએ ધરતી પર મીટ માંડે છે, ત્યારે માનવ હૃદય આશ્ચર્યથી તેમને નિહાળી રહે છે.
૭ મને પણ લાગે છે કે જો કળા શુદ્ધ રહે, અને શણગાર રૂપ ન બનતાં લોકમાનસમાં અને સમાજ વ્યવસ્થામાં એની પૂર્ણ અસર થાય, તો શાંતિનું વાતાવરણ તે ઊભું કરી શકે.

| નં. | વાક્ય | પ્રકાર | સંયોજક | ઉદ્દેશ્ય પક્ષ: ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય પક્ષ: ક્રિયાપદ | કર્મ | કર્મવર્ધક | ક્રિયાપૂરક | ક્રિયાવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | જ્યારે અમે … …નાળિયો આવ્યો. | મિશ્ર | | | | | | | | |
| | (i) ત્યારે ત્યાં એક નાળિયો આવ્યો | પ્રધાન વાક્ય | | નાળિયો | એક | આવ્યો | — | — | — | ત્યાં; ત્યારે |
| | (ii) જ્યારે અમે વાતચીત કરતા હતા | ક્રિ વિ વાક્ય 'આવ્યો'નું ક્રિયાવર્ધક | જ્યારે | અમે | — | કરતા હતા | વાતચીત | — | — | — |
| ૨ | એમણે જવાબ આપ્યો… ……પગલે થાય છે. | મિશ્ર | | | | | | | | |
| | (i) એમણે જવાબ આપ્યો | પ્રધાન વાક્ય | — | એમણે | — | આપ્યો | જવાબ | — | — | — |
| | (ii) એ અનુભવ તો… ……થાય છે | નામ વાક્ય 'જવાબ'ના સમાનાધિકરણમાં | — | અનુભવ | એ | થાય છે | — | — | — | તો; ડગલે ને પગલે |
| ૩ | જે પાણી એની… … ……અવિને વાર ન લાગી | મિશ્ર | | | | | | | | |
| | (i) તે નીરખતા અવિને વાર ન લાગી | પ્રધાન વાક્ય | — | વાર | — | ન લાગી | — | — | — | અવિને; તે નીરખતા |
| | (ii) જે પાણી…હતું | વિશેષણ વાક્ય 'તે'નું ગુણદર્શક | જે | પાણી | — | હતું | — | — | એની આંખમાં | — |
| | તે દેખાય છે…મોટો છે | મિશ્ર | | | | | | | | |
| | (i) તે મોટો છે | પ્રધાન વાક્ય | — | તે | — | છે | — | — | મોટો | — |
| | (ii) તે દેખાય છે તેના કરતાં | ક્રિ.વિ. તુલનાદર્શક વાક્ય | તેના કરતાં | તે | — | દેખાય છે | — | — | — | — |

### મનોયત્ન ૪૧ :

નીચેનાં મિશ્રવાક્યોનું પૃથક્કરણ કરો :

૧ મંગલમય અવસાન હોવું-આણવું, એ ભરતમુનિની એક જાણીતી મર્યાદા હિંદના સાહિત્યે સૌથી વધારે ચીવટથી પાળી છે.

૨ આસપાસના પચીસ ઘર ગાજી ઊઠે એવા સુસવાટા સાથે ચાહ પીવાની ટેવ જેને હોય તેને અંગ્રેજી ઢબની ચાહ પીવાનો અધિકાર નથી એમ સિદ્ધ થઈ ચૂક્યું છે.

૩ જ્યાં લોકો જેલ ઈત્યાદિને વિશે નિર્ભય બને છે, ત્યાં રાજ્યદંડ લોકોને દબાવવાને બદલે તેમને શૌર્ય આપે છે.

૪ સૌની નિષ્ઠા એક જ વસ્તુને વિશે એક સરખી હોય, તો જગતમાં એકજ ધર્મ હોય.

૫ પેઢી પુરુષ વંશથીજ ચાલુ રહી શકે એવી જગતના મોટા ભાગની, અનેક યુગથી ચાલતી આવેલી ભાવના હાલ જાગૃત પામતા સ્ત્રીત્વને મહા અન્યાય ભરેલી લાગે એ સમજી શકાય એવું છે.

૬ સંસ્કૃતનું જ્ઞાન સર્વદા મનુષ્યને સાત્વિક બનાવે છે એમ માનવાની ભૂલ ઘણા કરે છે

૭ આ નિરક્ષર પણ સંસ્કારી બેન જ્યારે શાળા ચલાવે છે, ત્યારે તેમાં એટલાં લીન થાય છે કે આમ તેમ જોવાની કે કોઈની સાથે વાત કરવાની ફુરસદ પોતાને આરુ રાખતાં નથી.

૮ ઘણા પ્રતિનિધિઓથી વધારે સારું કાર્ય થાય અથવા મજાનતત્ત્વ વધારે સચવાય એ કલ્પના, હું છેક ભૂલ ભરેલી માનું છું.

૯ સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં અનુભવ્યું નથી.

૧૦ જો કોઈપણ સંજોગમાં સત્યનો આગ્રહ તીવ્ર રહે, તો જીવનની સફળતા પાછળ પાછળ આવે છે.

### મનોયત્ન ૪૨ :

નીચે આપેલાં વાક્યોનું પૃથક્કરણ કરો :

૧ જ્યારે હું વાડામાં આંટા મારી રહ્યો હતો, ત્યારે એક મોટી ફાંદ-વાળો અને ઝીણી આંખવાળો માણસ ત્યાં આવી પહોંચ્યો.

૨ બાવાએ પણ યુવાને આશીર્વાદ આપતાં કહ્યું, "તમે ફિકર કરશો નહિ."

૩ પોતાને અસહાય દશામાં જોઈ અમીના બોલી ઊઠી, "અલ્લાહ હવે તો તું કરે તે ખરું!"

૪ રાત્રે ઊંઘતાં ઊંઘતાં વિચાર આવતા હતા કે રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની બંગભૂમિ જોવાને મળશે.

૫ સાધુએ પ્રેમથી ખભા ઉપર હાથ મૂકીને કહ્યું, "બધે પરમાત્મા છે."

૬ નલિનીએ કહ્યું, "મારાથી એ થાય એમ નથી."

૭ જેવી રીતે ઇતિહાસમાં તેમણે તેમના પોતાના સમયથી શરુઆત કરી હતી, તેવી રીતે તેમણે હવે તેમના પોતાના ગામડાથી ભૂગોળ શીખવવાનો પ્રયોગ કરી જોયો.

૮ ઇતિહાસમાં જ્યારે જીવન રેડવામાં આવે છે, ત્યારે જ છોકરાઓ તેના તરફ આકર્ષાય છે.

૯ રાખડીને દિવસે હરિજનો ઉજળિયાત કોમના હાથને રાખડી બાંધતા થાય, તો સહૃદય હિંદુઓ પર એની ભારે અસર થાય.

૧૦ નાતાલના દિવસો આવે, ત્યારે આપણે સૌ જે ઈશુ ખ્રિસ્તના ચેલાઓ છીએ તેમણે, આપણા પાડોશી તરફ પ્રેમ અને દયાભાવ રાખવાના સંદેશાને, વિશ્વમાં ફેલાવવામાં મદદ કરવી જોઈએ.

૧૧ થોડી વારે રઘુનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંખવાળું ઘી અને બીજા હાથમાં કોળું લઈ આવી બોલ્યા, "બીજું તો કાંઈ ન મળ્યું."

૧૨ જ્યારે કોઈ મોટું તોફાન આવે અને અનેક વહાણોને ફાડી, તોડી, ડૂબાડી પસાર થઈ જાય, ત્યારે દરિયામાં જે શાંતિ ફેલાય તેવી શાંતિ ઘરમાં ફેલાઈ રહી.

૧૩ જ્યારે કાક મંજરીનું પાણિગ્રહણ કરવામાં ગુંથાયો હતો, ત્યારે કીર્તિદેવ તેના જીવનનું મહાકાર્ય આરંભવા તત્પર થયો હતો.

૧૪ ઉદાને ભાન આવ્યું કે રાજ્યગઢમાં ઉઘાડે બારણે મારામારી કરવાથી ફજેતી થયા વિના રહેશે નહિ.

૧૫ "મારો દીવો સૌથી આગળ જઈ સર્વને વિસ્મિત કરશે," એટલો મનોરથ દેખાડવા જેટલો સદ્ભાવ કાલિન્દીએ તેના તરફ બતાવ્યો નહિ।

૧૬ હું જગતને કહીશ કે જ્યારે બધાં રાજ્યો સંધિ કરવા તૈયાર હતાં, જ્યારે બધાંના સંપથી યવનોનો સંહાર થાત અને ભરતખંડ બચી જાત, ત્યારે એક મંત્રીએ એમ થવા ન દીધું.

---

## પ્રકરણ ૧૩

## એકીકરણ (મિશ્રવાક્ય)

**૪૬. બે સાદાં વાક્યોનું એક મિશ્રવાક્ય.**

બે સાદાં વાક્યો નીચે બતાવેલી રીતે જોડીને એક મિશ્રવાક્ય બનાવી શકાય છે:

ક્રિયાવિશેષણ વાક્ય વાપરી:

૧ મને સજા થઈ. હું જુઠું બોલ્યો હતો.
મને સજા થઈ, કારણ કે હું જુઠું બોલ્યો હતો.

૨ આવડત ન હતી. એ કામ માથે લેવું ન હતું.
આવડત ન હતી, **તો** એ કામ માથે લેવું ન હતું.

૩ તું સાથે આવીશ. હું જઈશ.
**જો** તું સાથે આવીશ, **તો** હું જઈશ.

૪ રામ નાનો છે. તે હોશિયાર છે.
રામ નાનો છે, **છતાં** તે હોશિયાર છે.

૫ હું ઘરમાં આવ્યો. તે બહાર ગયો.
**જ્યારે** હું ઘરમાં આવ્યો, **ત્યારે** તે બહાર ગયો.

૬ અંધારું છે. જીવજંતુ છે.
**જ્યાં** અંધારું છે, **ત્યાં** જીવજંતુ છે.

૭ કામ કરતો ગયો. પૈસા મળતા ગયા.
**જેમ** કામ કરતો ગયો, **તેમ** પૈસા મળતા ગયા.

૮ તે રોજ સવારે ફરવા જાય છે. તે માંદો ન પડે.
તે રોજ સવારે ફરવા જાય છે, કે તે માંદો ન પડે.
૯ (i) તેણે રડ્યાં કર્યું. તેની આંખો સુજી ગઈ.
તેણે એટલું બધું રડ્યાં કર્યું કે તેની આંખો સુજી ગઈ.
(ii) તેણે જોરથી કાચને અફાળ્યો. તેના ટૂકડા થઈ ગયા.
તેણે એવા જોરથી કાચને અફાળ્યો કે તેના ટૂકડા થઈ ગયા.
૧૦ આ ટેબલ ઊંચું છે. પેલું ટેબલ તેટલુંજ ઊંચું છે.
આ ટેબલ જેટલું ઊંચું છે તેટલુંજ પેલું ઊંચું છે.
આ ટેબલ પેલા જેટલું જ ઊંચું છે.
૧૧ હિમાલય પર્વત ઘણો ઊંચો છે. આલ્પ્સ પર્વત ઊંચો છે.
આલ્પ્સ કરતાં હિમાલય પર્વત ઘણો ઊંચો છે.

[સંયોજકો : કારણ કે; કેમકે; તો, ત્યારે; જો—તો; છતાં, તોપણ, અગર જો—તોયે, જોકે—તોયે; જ્યારે—ત્યારે; જ્યાં—ત્યાં; જેમ—તેમ; કે, તે ખાતર; એટલું બધું—કે; એવા—કે; જેટલું—તેટલુંજ; કરતાં.]

મહાવરો ૪૩ :

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો : સંયોજક ('કારણ કે, કેમકે,') વાપરો :

૧ અમે સૌ મેદાનમાં ફરવા ગયા. અમારે ચોખ્ખી હવા જોઈતી હતી.
૨ મોતીલાલ ફરીથી શાળામાં ગયો. તેને ભણવું હતું.
૩ મારી તંદુરસ્તી બગડી. મેં ગમે તેમ ખાધું હતું.
૪ અમારી ટૂકડી જીતી. અરવિંદે બહુ સારા રન કર્યા.
૫ અમે બહાર ગયા નહિ. વરસાદ પુષ્કળ પડતો હતો.
૬ સૌ મુસાફરો અકળાયા. મોડુ થયાં છતાં ગાડી આવી ન હોતી.
૭ સાંકળચંદ ખૂબ ગભરાતો હતો. પાસ થવાનો તાર આવ્યો ન હોતો.
૮ આપણને સાચા ધર્મનું આકર્ષણ રહ્યું નથી. આપણે ધર્મને બરાબર સમજવા યત્ન કરતા નથી.
૯ સભામાં ખૂબ ગડબડ મચી. કોઈને ફરજનું ભાન ન હતું.
૧૦ ઘર તૂટી પડ્યું. તે ખૂબ જૂનું હતું.

### મનોયત્ન ૪૮ :

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક 'જો—તો' વાપરો:

૧ નિયમિત અભ્યાસ કરો. જરૂર પાસ થશો.
૨ સૈનિક સાવધ રહે છે. શત્રુ થાપ આપી શકતા નથી.
૩ નિયમિત કસરત કરવામાં આવે છે. તંદુરસ્તી સારી રહે છે.
૪ તમે પ્રેમ આપો નહિ. તમને પ્રેમ નહિ મળે.
૫ પાણીને ૧૦૦ ડીગ્રી સેન્ટીગ્રેડ સુધી ગરમ કરવામાં આવે. તે ઊકળવા માંડે છે.
૬ જમીનમાં ખાતર નાંખવામાં આવે. બીજે વર્ષે પાક સારો થાય છે.
૭ હિમ પડે. તુલ બળી જાય છે.
૮ હિંમતે મર્દા. મદદે ખુદા.
૯ ઉદારતાથી દાન કરશો. પૈસા મજાની કરશો.
૧૦ એકાગ્રતાથી કાર્ય કરો. ફત્તેહ સહેલી વસ્તુ છે.

### મનોયત્ન ૪૮ અ:

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક (જો કે—તોપણ, અગર જો—તોપણ, જો કે—તોયે) વાપરો:

૧ ઘરનાં સૌ કોઈ ગભરાઈ જશે. તે હિંમત છોડશે નહિ.
૨ હરિવદન નાનો છે તે હોશિયાર છે.
૩ અમે ત્યાં જવાના હતા અમે ત્યાં ગયા નહિ.
૪ વાદળાં ઘેરાયાં છે. વરસાદ પડશે નહિ.
૫ ચોમેર પ્રચંડ મોજાં ઊછળે છે. ખારવા હિંમત હારશે નહિ.
૬ સંત દુઃખથી ઘેરાઈ જાય છે. તે શ્રદ્ધા છોડતો નથી.
૭ સારાં માણસો ગાળ ખાય છે તે કોઈને ગાળ દેતાં નથી.
૮ તેને સ્પષ્ટ કહ્યું હતું. તેણે કંઈ કર્યું નહિ.
૯ તેનું અપમાન કરવામાં આવ્યું. પિતાની ખાતર પ્રસંગ જોઈ તે કંઈ બોલ્યો નહિ.

૧૦ તેને ઘણી લાલચો ધરવામાં આવી. તે તેના નિશ્ચયમાંથી ચળ્યો નહિ

**મનોયત્ન ૪૫ :**

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક (જ્યારે —ત્યારે) વાપરો:

૧ સાંજ પડે છે. ઢોરો ઘર તરફ પાછાં ફરે છે.
૨ સ્ટેશન પર આગગાડી આવી. પોર્ટરો 'મજુર,' 'મજુર,' 'મજુર' એમ બૂમ પાડી ઊઠ્યા.
૩ આંબા પર કેરી આવે છે. કોયલનો મીઠો ટહુકો સંભાળાય છે.
૪ વસંત ઋતુ આવે છે. વૃક્ષો પર ફૂલો ઝૂકી રહે છે.
૫ ડિસેમ્બર મહિનો આવે છે ઈશુખ્રિસ્તનો સંદેશો માનવ હૃદયમાં જાગૃત થાય છે.
૬ ઉનાળામાં સખ્ત તાપ પડે છે. માથેરાનની ટેકરી તરફ મુંબઈગરા દોડધામ કરી મૂકે છે.
૭ વાદળ આકાશમાં ઘેરાય છે. મોર કળા કરીને નાચે છે.
૮ બજારમાં આપણે જઈએ છીએ. વિચિત્ર લોકોનો મેળો જોવાનો મળે છે.
૯ જન્માષ્ટમી આવે છે. વૈષ્ણવમંદિરમાં ઉત્સવ થઈ રહે છે.
૧૦ આઘેથી હિમાલયના દર્શન થાય છે. નેત્ર અને હૃદય આનંદથી તૃપ્ત બને છે.

**મનોયત્ન ૪૬ :**

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક ('જ્યાં—ત્યાં' અથવા 'જ્યાંથી—ત્યાંથી') વાપરો:

૧ રાઘવેન્દ્ર રહે છે. ગાડીનો અવરજવર બહુ છે.
૨ મંદિરો છે. ભક્તજનો ઊભરાય છે.
૩ વિદ્યાની પૂજા થાય છે. સરસ્વતી રહે છે.
૪ ચારિત્ર્યવાન મનુષ્યો હોય છે. લોકો સુખી હોય છે.
૫ બાળકો રમે છે. ઈશ્વરનો વાસ હોય છે.

૬ મદારી બેસે છે. બાળકો એકઠાં થાય છે.
૭ રવિ પહોંચી શકતો નથી. કવિની કલ્પના પહોંચે છે.
૮ તે પહેલાં રહેતો હતો. હમણાં રહેતો નથી.
૯ તમે આવ્યા છો. હું પણ આવું છું.
૧૦ તેમણે મુસાફરી આરંભી. અમે પણ આરંભી.

**મનોયત્ન ૪૭:**

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક 'જેમ–તેમ' વાપરો.

૧ તડકો વધતો જાય છે. લોકો આરામ લેવા જાય છે.
૨ સંસ્કાર વધતો જાય છે. પ્રજાજીવન વિકાસ પામે છે.
૩ ચિત્રના રંગ પૂરાતા જાય છે. ચિત્રકારનો આનંદ વધતો જાય છે.
૪ સંયમનું બળ વધતું જાય છે. મનનું સુખ વધતું જાય છે.
૫ યુદ્ધ વધતું ગયું. તેનો રંગ ભયંકર થતો ગયો.
૬ પરિસ્થિતિ બદલાય છે. માણસે બદલાવું જોઈએ.
૭ સાદી ટેવો રાખતા જશો. બંધનનું નડતર ઓછું થતું જશે.
૮ કુમળું ઝાડ વાળીએ. તે વળે છે.
૯ સ્ટેશન આવતાં ગયાં. ગામની સ્મૃતિ પ્રબળ થવા લાગી.
૧૦ લોભ વધતો જાય છે. અસંતોષની આગ પણ વધતી જાય છે.

**મનોયત્ન ૪૮:**

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો: સંયોજક 'તે ખાતર' અથવા 'કે' વાપરો.

૧ મેં શિખામણ આપી. તે સુધરે
૨ સ્વાર્થને નુકસાન થાય. લોકો સ્પષ્ટ બોલતાં અચકાય છે.
૩ આપણે અન્ન ખાઈએ છીએ આપણે જીવીએ.
૪ અમે સતત પ્રયત્ન કરીએ છીએ. અમે મહાન થઈએ.
૫ હું આશીર્વાદ આપું છું. તું અતિ પરાક્રમી નીવડે.
૬ નહુષે સો અશ્વમેધ યજ્ઞો કર્યા. સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થાય.

૭ ચીનાઓએ ચીનની ઉત્તરે દિવાલ બાંધી. મંગોલ લોકોનાં ટોળાં અટકે.
૮ પોતાને ઘડપણમાં સુખ મળે. માબાપ બાળકોની ભારે જહેમત ઊઠાવે છે.
૯ પોતાનું શિયળ સચવાય. રાજપુત સ્ત્રીઓ ચિતાસ્નાન કરતી.
૧૦ મેવાડનું ગૌરવ પાછું મેળવાય. ભામાશાએ પ્રતાપને ચરણે પોતાની દોલત ધરી દીધી.

### મનોયત્ન ૪૯:

નીચેનાં વાકયોને જોડી એક મિશ્રવાકય બનાવો: સંયોજક 'એટલું બધું—કે' વાપરો.

૧ અમે ખૂબ દોડ્યા. અમે થાકી ગયા.
૨ તેઓએ શેરડીનો રસ ખૂબ પીધો. તેઓને તે પ્રત્યે અરુચિ થઈ.
૩ નેપોલિયન ખૂબ ઉન્મત્ત થયો. આખા યુરપનું સામ્રાજ્ય લેવા પ્રયત્ન કર્યો.
૪ ઘેરો ખૂબ લંબાયો. લોકો ત્રાસી ગયા.
૫ આ વર્ષે અતિશય વરસાદ પડ્યો. બધો પાક બગડી ગયો.
૬ ગયે વર્ષે અતિશય ઠંડી પડી. ઘણાં માણસો હિમથી મરી ગયાં.
૭ સિંધમાં અતિશય તાપ પડે છે. ઘણા લોકો લૂ લાગીને મરી જાય છે.
૮ ગંગા નદીમાં અતિશય પૂર આવે છે. તે ગામડાંને ગામડાં ડૂબાડી દે છે.
૯ તે અતિશય લાગણીવશ છે દુઃખીને જોઇને રડી પડે છે.
૧૦ તેણે સહન કર્યું. તેનું હૈયું ભાંગી ગયું.

### મનોયત્ન ૫૦:

નીચેનાં વાકયોને જોડી એક મિશ્રવાકય બનાવો : સંયોજક 'જેટલું—તેટલું' અથવા 'કરતાં' વાપરો.

૧ માણસ અહંકારી બને છે. તે દુઃખી બને છે.
૨ હિમાલય ઊંચો પર્વત છે. કોઈ બીજો પર્વત એટલો ઊંચો નથી.

૩ ગંગા નદી લાંબી છે. એમેઝોન એથીયે લાંબી છે.
૪ સમડી ઝડપથી ઊડે છે. ગરુડ એથીએ વધુ ઝડપથી ઊડે છે.
૫ ગંગા નદી પવિત્ર છે. તેટલી બીજી નદી નથી.
૬ રામચંદ્ર બહાદુર છે. હરિ પણ એવો જ છે.
૭ શેરડીની ખાંડ ગળી છે. સેકેરીન એથીએ વધુ ગળી છે.
૮ લીમડો કડવો છે. કરિયાતું એથીએ કડવું છે.
૯ ગુરુ મોટા છે. માતા સોગણી મોટી છે.
૧૦ માતૃપ્રેમ મહાન છે. અન્ય પ્રેમ એથી ચડિયાતો નથી

* * *

**૪૭. બે સાદાં વાક્યનું નામવાક્ય વાપરી એક મિશ્રવાક્ય :**

બે સાદાં વાક્યોને નીચે બતાવેલી રીતે **નામવાક્ય** વાપરી જોડી શકાય છે અને તેનું મિશ્રવાક્ય થાય છે:

૧ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. કોપરનીકસે પ્રથમ એની શોધ કરી.
કોપરનીકસે પ્રથમ શોધી કાઢ્યું કે **પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે.**
૨ માતાને જ્ઞાની કરવી જોઈએ. નેપોલિયન એમ માનતો.
નેપોલિયન એમ માનતો કે **માતાને જ્ઞાની કરવી જોઈએ.**
૩ દર પૂનમે ચંદ્રગ્રહણ થતું નથી. એ સાચું છે.
**દર પૂનમે ચંદ્રગ્રહણ થતું નથી** એ સાચુ છે.
૪ ગઈ કાલે રજા હતી. એ વાતમાં મને સંદેહ છે
**ગઈ કાલે રજા હતી** એ વાતમાં મને સંદેહ છે.
૫ મને ખાતરી છે. તે ખોટો છે.
**મને ખાતરી છે કે તે ખોટો છે.**
૬ તે દોષને પાત્ર છે. મારું માનવું છે.
**મારું માનવું છે કે તે દોષને પાત્ર છે.**

**મનોયત્ન ૫૧ :**

નીચેનાં વાક્યોને જોડી એક મિશ્રવાક્ય બનાવો : નામવાક્ય વાપરો.

૧ કુદરતનો એક નિયમ છે. દરેક વસ્તુ બીજી વસ્તુને પોતાની તરફ ખેંચે છે.

૨ હું આવતે ઉનાળે માથેરાન જઈશ. એમ તેણે કહ્યું.

૩ એની વાત ઉપરથી સમજાય છે તે નિર્દોષ હતો છે.

૪ શ્રી અને સરસ્વતીનાં સ્થાન ભિન્ન છે એ સાચી વાત છે.

૫ દરેકે એકબીજા પ્રત્યે સમભાવ રાખવો. એ કથન મનનીય છે.

૬ મારો મિત્ર બોલ્યો. "હું ત્યાં જઈશ."

૭ કચને પિતાને માટે ખૂબ પ્રેમ હતો. એ વાત દેવયાની જાણતી ન હોતી.

૮ દાદાભાઈએ વિદ્યાર્થી અવસ્થામાંજ નિશ્ચય કર્યો હતો. મારે મારું જીવન દેશસેવામાં ગાળવું.

૯ મને રસ્તો બતાવશો ? મેં સિપાઈને એમ પૂછ્યું.

૧૦ તે અજાણ્યાએ પ્રશ્ન કર્યો. તમે ક્યાં રહો છો ?

૧૧ હોઆંગહો નદી ચીનનો શાપ છે. ચીના લોકો એમ કહે છે.

૧૨ જગદીશબાબુએ રેડિયોની પ્રથમ શોધ કરી હતી. એમના જીવન ચરિત્રમાં આવે છે.

૧૩ જિપ્સી લોકો મૂળ ઇજિપ્તમાંથી યૂરપમાં ગયેલા. કેટલાક લોકો એવું કહે છે.

૧૪ નારદ જ્યાં ત્યાં કલહ કરાવે છે. પૌરાણિક માન્યતા છે.

૧૪ કર્મજ માત્ર તારો અધિકાર છે. ગીતામાં એમ કહ્યું છે.

* * *

**૪૮. એ સાદાં વાક્યોનું વિશેષણવાક્ય વાપરી એક મિશ્રવાક્ય:** વિશેષણ વાક્ય વાપરી, એ સાદાં વાક્યોને નીચે બતાવેલી રીતે જોડીને તેનું એક મિશ્રવાક્ય બનાવી શકાય છે.

૧ વસ્તુ હાથમાં છે. તેને છોડી દેશો નહિ.
**જે વસ્તુ હાથમાં છે** તેને છોડી દેશો નહિ.
તમારી જગ્યા બતાવો. જ્યાં તમે રહો છો.
**જે જગ્યાએ તમે રહો છો.** તે જગ્યા બતાવો.

૨ માણસ ક્યાં છે. જેને માટે આ પુસ્તક છે.
**જેને માટે આ પુસ્તક છે** તે માણસ ક્યાં છે?

૩ કાર્ય કરો. જેથી આત્માનું કલ્યાણ થાય.
**જેથી આત્માનું કલ્યાણ થાય** તે કાર્ય કરો.

૪ વેપારીઓ ધંધો હાથ ધરતા નથી. જેમાં કસ હોતો નથી.
**જેમાં કસ હોતો નથી** તે ધંધો વેપારીઓ હાથ ધરતા નથી.

૫ તે ધંધો કરે છે. જેનો એ ધંધો છે.
**જેનો જે ધંધો છે** તે તે કરે છે.

## મનોયત્ન પ૨:

નીચેનાં વાક્યો જોડીને એક મિશ્ર વાક્ય બનાવો; વિશેષણ વાક્ય વાપરો.

૧ મીઠા બોલો માણસ છે સર્વને પ્રિય હોય છે.
૨ વસ્તુની માણસને સ્પૃહા નથી. તેને તે તરણાવત છે.
૩ ઘડો અધૂરો હોય છે. તે છલકાય છે.
૪ ધીમે પણ ખનથી કાર્ય કરે છે. છેવટે તે જીતે છે.
૫ પોતાના માતાપિતાને ખાંધે બેસાડી યાત્રા કરાવી. તે પુરુષનુ નામ શ્રવણ છે.
૬ પ્રજાનુ કલ્યાણ થાય. રામચન્દ્ર તેથી સંતુષ્ટ થતા.
૭ એ પુરુષમાં અભિમાન લવલેશ નથી. તેને મારા વદન હો
૮ ડાહ્યા માણસો તે કાર્ય કરતા નથી. જેમાં માત્ર ગહાર્થતરુ હોય છે.
૯ તે છોકરો ક્યાં છે? એનું આ પુસ્તક છે.
૧૦ તેને નોબેલ ઈનામ મળ્યું છે. તે હિંદી કવિ રવીન્દ્રનાથ ટાગોર છે.

## પ્રકરણ ૧૪

## સંયુક્ત વાક્ય

૪૯.

૧ રામ બજારમાં ગયો અને તેણે એક સારું પુસ્તક ખરીદ્યું.

૨ રઘુનાથ અથવા સત્યેન્દ્ર આવી શકે છે.

૩ જગદીશ ઘરમાં આવ્યો, આમ તેમ જોયું પણ કંઈ બોલ્યો નહિ.

૪ ઘડીમાં મુકુન્દરાય આવ્યો અને કહેવા લાગ્યો, **"મને તો કંઈ મળ્યું નહિ."**

૫ જ્યાં **ઘડિયાળમાં બારના ટકોરા થયા** કે ગૃહપતિ મંડપમાં આવ્યા અને બ્રાહ્મણને કહ્યું, **"હવે ઉતાવળ કરો."**

ઉપરના ૧ લા અને ૨ જા વાક્યમાં બબ્બે મુખ્ય વાક્યો છે.

૩ જા વાક્યમાં ત્રણ મુખ્ય વાક્યો છે.

૪ થામાં બે મુખ્ય વાક્યો અને મોટા અક્ષરે છાપેલું એક ઉપવાક્ય છે.

૫ મામાં બે મુખ્ય વાક્યો અને મોટા અક્ષરે છાપેલાં બે ઉપવાક્યો છે.

આવાં વાક્યોને સંયુક્ત વાક્યો કહે છે.

જે વાક્યમાં બે કે બેથી વધારે પ્રધાન વાક્યો હોય, અથવા પ્રધાન વાક્યો ઉપરાંત એક કે એકથી વધારે ઉપવાક્યો હોય, તે સંયુક્ત વાક્ય કહેવાય છે.

## સંયુકત વાકયનું પૃથકકરણ :

નીચેનાં સંયુકત વાક્યોનું પૃથકકરણ કોષ્ટકમાં કર્યું છે; તેનો અભ્યાસ કરો :

૧ તળાવ સામે ઊભા રહી, નીલાકાશમાં ભળી જતું શિખર ઘડી સુધી જુઓ, અને પછી, નીચે પાણીમાં વિહાર કરતું એનું તરલ પ્રતિબિંબ જુઓ.

૨ જહાંગીરની બેગમ, નૂરજહાં હરિપર્વત ઉપર રહેવા આવતી, ત્યારે બદામના ઝાડ તળે બેસતી; અને તે આવે તે પહેલાં ગરમીથી બદામનાં ફૂલ ખરી ન પડે તેટલા માટે કાશ્મીરનો સુબો ઝાડની આસપાસ બરફ પથરાવતો.

૩ તેણે શાંતિથી તેના ખભા પર હાથ મૂક્યો અને પૂછ્યું, "તેં કદી મુન્જલ મહેતાનું નામ સાંભળ્યું છે?"

**સાદું, મિશ્ર અને સંયુક્ત વાક્ય વચ્ચે તફાવત :**

૧. સાદા વાક્યમાં માત્ર એકજ ક્રિયાપદ અને એકજ ઉદ્દેશ્ય હોય છે.

૨. મિશ્રવાક્યમાં માત્ર એકજ મુખ્ય વાક્ય હોય અને એક કે એકથી વધારે ઉપવાક્યો હોય છે.

૩. સંયુક્ત વાક્યમાં બે કે બેથી વધારે મુખ્ય વાક્ય હોય છે. એમાં કોઇપણ મુખ્ય વાક્યને અવલંબીને ઉપવાક્ય કે ઉપવાક્યો આવી શકે છે.

**અનોયત્ન ૫૩ :**

નીચેનાં સંયુક્ત વાક્યોનું પૃથક્કરણ કરો :—

૧ અર્જુનનું સમાધાન થાય એવું એણે વિશ્વરૂપ જોયુ; આપણુ સમાધાન થાય અથવા અદમ્ય સમાધાન આપણા હૃદયમાં જાગે એવું વિશ્વરૂપ આપણે ખગોળ વિદ્યાદ્વારા જરૂર કરી શકીએ છીએ.

૨ નરી આંખે તો ૬૦ હજાર તારાઓ દેખાય છે, પણ દૂરબીન મારફતે એ સંખ્યા દહાડે દહાડે વધતીજ જાય છે.

૩ મહંતની ગઢી વટાવ્યા પછી, જમણી બાજુએ જઈએ એટલે સામે એક મોટા ઊંડો અને પહોળા ખાડો દેખાય છે, અને તેમાંજ બુદ્ધ ગયાનું ઇતિહાસ પ્રસિદ્ધ મંદિર બિરાજે છે.

૪ બિચારા બોધિદ્રુમે ન તો કોઇને ઝેર પાયું હતુ, કે એ ન તો કોઇ હત્યાનું સાક્ષી પણ થયું હતું.

૫ દરેક જાતનો અત્યાચાર નિંદ્ય છે અને અધર્મ્ય છે, પણ એ દોષ અમુક જાતિમાં છે અને અમુક જાતિમાં નથીજ એની ચર્ચામાં ઊતરવું એ આજે નિરર્થક છે.

૬ મેં લક્ષ્મણને પાછળ મોકલ્યા, પરાણે પાછળ મોકલ્યા, ન કહેવાનાં વેણ કહીને પાછળ મોકલ્યા; એટલે એ ગયા.

૭ હું જાણું છું કે રાવણ તો ક્યારનોયે મરી ગયો છે, હું જાણું છું કે તમામ રાક્ષસોનો રામે સંહાર કરી નાંખ્યો છે; છતાં પણ એ અસં-

ગોને યાદ કરું છું, ત્યારે રૂવાંટાં ઊભાં થાય છે, અને કેમ જાણે આ ઘડીએ એ પાપી પાછો મને અહીંથી ઊપાડી જશે એવી બીક લાગ્યા કરે છે.

૮ મેં તેને આદર આપ્યો, બેસવા માટે આસન આપ્યું, પીવા માટે પાણી આપ્યું અને ફળાહાર આપવા જાઉં છું, ત્યાં તો રાવણનું ખરું સ્વરૂપ બહાર આવ્યું.

૯ જ્યારે ચંદ્રકાંતે લક્ષ્મીનંદનને કહ્યું કે સરસ્વતીચંદ્ર તો ખરેખર ચાલ્યો ગયો છે, ત્યારે શેઠ ગળગળા થઈ ગયા અને કહ્યું, "ચંદ્રકાંત, ગમે તેમ કરી મને મારો ભાઈ શોધી આપ."

## મનોયત્ન ૫૩ અ :

નીચેનાં સંયુક્ત વાક્યોનું પૃથક્કરણ કરો:

૧ ભરતમુનિ ક્યારે થઈ ગયા તે હજી શોધકો શોધી શક્યા નથી, એમને નામે ચડેલાં નાટ્યશાસ્ત્રની પણ આદિથી અંત લગી અધ્યયન હજી મળી શકી નથી; પરંતુ એ પાણિની પછી થયા અને કાલિદાસ પહેલાં થઇ ગયા એટલું ચોક્કસ છે.

૨ જિનશાસનનું આટલું પ્રાબલ્ય હતું, છતાં આ સમયમાં સૌરાષ્ટ્રના અધિષ્ઠાતા દેવ તેજ ગણાતા.

૩ કર્ણાવતી અને ખંભાત જેવાં બંદરોમાં ધસડાઈ આવતી અઢળક દોલત તેણે જૈન મતના ઉદ્ધાર માટે ખરચવા માંડી, અને દેશ-દેશના જૈન સાધુઓ, જૈન વિદ્વાનો, ઉદા મહેતાના દરબારમાં આંટા મારવા લાગ્યા.

૪ शांतं पापं એમ બોલીને કાક, સ્પર્શથી દુષિત થવાના ડરથી, પાછો ખસ્યો અને કહ્યું, "ખબરદાર, જો મને અડક્યો તો. તું છેટો રહે!"

૫ મંજરીનો સ્વભાવ ગર્વિષ્ઠ હતો, તેના સંસ્કાર ઘણા શુદ્ધ અને ઊંચા હતા, પણ તેનું હૃદય નિખાલસ હતું, અને તેનો સ્વભાવ આનંદી અને સરળ હતો.

૬ સાક્ષર કાળા હોય કે ગોરા હોય, ઊંચા હોય કે નીચા હોય, જગતના

હોય કે ઊંઘતા હોય, હસતા હોય કે લડતા હોય; તથાપિ સાક્ષરત્વનો કોઈ અનુપમ ઓપ તેમના મુખ ઉપર ચમકતો હોય છે, અને તે ઉપરથી "આ રહ્યા સાક્ષર," એમ રાતના અંધારામાં પણ કોઈ માણસ કહી આપે એમ છે.

૭ 'એક ટેક'ના ઝાડ પાસે મીઠાઈ ન વહેંચી શકાઈ તેનું કારણ શોધતાં એમ જોવામાં આવ્યું કે મીઠાઈ વહેંચવાની છે એ જાણવાથી અમદાવાદના ભિખારીઓ ત્યાં આવી પહોંચ્યા હતા, અને તેમણે કતારો તોડી મીઠાઈ ઝડપવાના પ્રયત્નો કરેલા.

૮ મારું દુઃખ મેં તેમની પાસે મૂકયું, ને દમયંતી જેમ નળની પાછળ ભમી હતી તેમ રેંટિયાની શોધમાં ભમવાનું પણ લઈ મારો ભાર તેમણે હળવો કર્યો.

૯ વિધવાનું પુનર્લગ્ન સમાજના મોટા ભાગને હજી સ્વીકાર્ય નથી, એટલું જ નહિ પરંતુ પુનર્લગ્ન કરવા તૈયાર થતી બેન કે દીકરીને તલવારને ઝાટકે કાપી નાંખવા તત્પર ભાઇઓ અને બેનો જોઇએ એટલા મળશે

૧૦ ધર્મને રાજ્ય પ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી, એમ કહેતાં મને સંકોચ નથી થતો; એમ કહેવામાં હું અવિનય નથી કરતો

૧૨ સામેનો વિશાળ પટ જાણે પૃથ્વી ઉપર રૂપાની ધાતુનાં પતરાં જડી લીધાં હોય એવો લાગતો હતો, અને જગલના ઝાડો પ્રવાસે નીકળેલા પંથીઓ થાકથી ઊભા ઊભાજ, માથું ઢાળીને ઊંઘી ગયેલા હોય તેવાં જણાતાં હતાં.

૧૪ આમ સાબરમતી એ માત્ર સંગમશોભના નદીજ નથી, કેવળ કવિહૃદયની કોમળ સહચરીજ નથી, એતો છે ઉત્તર ગુજરાતની ભેંસોનો ભરવાડ અને પનિહારીઓનું પિયર.

૧૫ સાબરમતી માત્ર સૌંદર્ય-શોભન આરસી નથી, પણ જીવનની ધાત્રી છે, એ ખાલી રસની પ્રતિમાજ નથી પણ માંગલ્યની ભર્ત્રી છે.

## મનોયત્ન ૫૪:

નીચે આપેલાં સાદાં, મિશ્ર તથા સંયુક્ત વાક્યોનું પૃથક્કરણ કરો:

૧ વળી જનોઈ ધારણ કરવી એટલે બીજો જન્મ લેવો; એટલે આપણે ઇરાદાપૂર્વક શુદ્ધ થવું, ઊર્ધ્વગામી થવું.

૨ ક્ષણે ક્ષણે વૈદ્ય, હકીમ અને દાક્તરને ત્યાં દોડવાથી અને શરીરમાં અનેક વસાણાં અને રસાયણો ભરવાથી મનુષ્ય પોતાનું જીવન ટૂંકું કરે છે; એટલુંજ નહિ પણ પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસે છે, તેથી મનુષ્યત્વ ખોઈ બેસે છે, અને શરીરનો સ્વામી રહેવાને બદલે શરીરનો ગુલામ બને છે.

૩ સમાજ જેને કલંક કહે છે તેમાંથી બચવા માનવી કેટલાં બીજાં કલંકો વહોરી લે છે?

૪ મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સૌથી છેલ્લો ન મૂકે ત્યાંલગી તેની મુક્તિ નથી.

૫ માનવીના હૃદયનું દર્શન ત્રણ રીતે થાય: માનવીના બોલમાં, માનવીના સંગીતમાં કે માનવીનાં આંસુમાં.

૬ કુદરત સમીપ–ઈશ્વર સાન્નિધ્યે–માનવી એ માનવીજ છે.

૭ વનના ભયંકર એકાંતમાં મૃત્યુ ચારે તરફ ઝઝુમતું હતું, છતાં ચાણક્યનાં ડગલાં દૃઢ હતાં, દૃષ્ટિ સચોટ હતી, અને દેહ અડગ હતો.

૮ વિદ્યા ભણીને ગુરુનું લીધેલું ઋણ ગુરુને દક્ષિણા આપવાથી ફીટતું નથી; પણ ગુરુએ આપેલું જ્ઞાન સાચવી વધારીને ઉછરતી પેઢીને આપી દેવું એજ સાચું યજ્ઞકર્મ છે.

૯ જ્યાં સલામતી છે, ત્યાં પુરુષાર્થ નથી, ધાર્મિકતા નથી, કળા નથી, કાવ્ય નથી.

૧૦ સર્વવ્યાપી પ્રભુ હૃદયમાં અંગુઠ જેવડો બની રહે છે.

૧૧ ઋષિ પંચમીને દિવસે બળદની મહેનતનું કશું ન ખાવાનું, અને વરસમાં એક દિવસ પશુદ્રોહમાંથી બચી જવાનું વ્રત મને આકર્ષક લાગતું.

૧૨ આપણામાં જે સારી ભાવનાઓ સુતેલી હોય તેને જાગૃત કરવાની શક્તિ જે ધરાવે છે તે કવિ છે.

૧૩ ગુજરાતમાં દેશદાઝ છે; દયા ધર્મ છે; વિદ્વત્તા નથી એમ નથી; હિંમતવાન અને ચતુર પુરૂષોની તો ગુજરાત ખાણ છે, ગુજરાતમાં જ્ઞાન છે, અમુક જાતની સંસ્કૃતિ છે, સાર્વજનિક કામો કરવાની ટેવ છે, ફક્ત જુવાનોને ગરીબાઈ ધારણ કરવાની લગની લાગવી જોઇએ.

૧૪ સમાજમાં આજે ઉલ્લાસ જોઇએ છે, વિલાસ નહિ; નૃત્ય જોઈએ છે, નિદ્રા નહિ.

૧૫ માણસના ઘડતરમાં એનાં માબાપ અને ભાઇ ભાંડુનો જેટલો હિસ્સો હોય છે, તેટલોજ નિશાળના ગોઠિયાઓ અને શિક્ષકોનો હોય છે.

૧૬ બાળક જેમ માબાપ પર વિશ્વાસ રાખી નિશ્ચિંત રહે છે, તેમ વીર પુરુષે માંગલ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઇએ.

૧૭ હરિતાલિકા અને વટસાવિત્રી એ તો સ્ત્રીઓનો ખાસ તહેવાર.

૧૮ ગોપાલકાલાને દિવસે કૃષ્ણ લીલા ભજવતા અને પછી અમે દહીં ચોરતા.

૧૯ તમારી આસપાસ મિત્રો ભેગા કરજો, ખુશામતિયા કે અધભક્ત ભેગા ન કરતા.

૨૦ જેઓ સજ્જનતા દાખવે છે તેમની સાથે મિત્રાચારી, અને જેઓ દુર્જન બની ગયાં હોય તેમની સાથે અસહકાર એજ પ્રેમધર્મનો નિયમ છે.

૨૧ હવે સમજાય છે કે જેમાં વિદુષક જેવા વાજાં વગાડનાર બસૂરા બેંડનો કોલાહલ મચાવી સારા શહેરની ઊંઘનો જાન લે છે તે જાન.

૨૨ શહેરો ગામડાંની સુંદરતા લૂંટી લાવે છે, છતાં પોતે સુંદર બની શકતાં નથી.

૨૩ આશુતોષ મહાદેવ શીઘ્રકોપી છે.

૨૪ ભયભીત દશામાં રહેવું, અન્યાય સહન કરવો, પડોશી પર થતો અન્યાય મૂંગે મોંયે જોયા કરવો, આળસમાં આયુષ્ય વીતાડવું, અને અજ્ઞાન દશા દૂર કરવાનો પ્રયત્ન ન કરવો: આ પણ પંચ મહાપાતક છે.

૨૫ વિજિગીષા—જીતવાની, વિજયી થવાની મહત્ત્વાકાંક્ષા—એ સારી વસ્તુ છે. ઝનુન અને ટેક એ માનવ જીવનનું મીઠું છે, પણ વિચાર વગર એનો ઉપયોગ થાય તો સદા પસ્તાવાનું રહે છે, અને પસ્તાવો કર્યે પણ કંઈ વળતું નથી.

૨૬ છોકરાઓ બાળપણના ઉત્સાહને લીધે, તરુણો રસિકતાને લીધે, અને ડોસાઓ નિવૃત્તિનો સમય આનંદમાં ગાળવા માટે વાર્તા સાંભળે છે.

૨૭ શિલાલેખ ભુંસાઈ જાય, પણ સ્મરણ લેખ ભુંસાતા નથી.

૨૮ જે છોકરો પોતાના વખતનો સદુપયોગ કરતો હોય તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપો, તોજ તેનો સંપૂર્ણ વિકાસ થશે.

### અનોયત્ન ૫૫:

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો:

૧ જે માણસ પોતાનેજ દુનિયાનું મધ્યબિંદુ કલ્પે છે તેને ભાગે હંમેશાં દુ:ખજ હોય છે.

૨ અહંકાર એ આજના સમાજની નાભિ છે.

૩ વિસ્મૃતિ એ પ્રાણ ક્ષીણ થયાનું લક્ષણ છે.

૪ માણસ જેમ જેમ બગડતો જાય છે, તેમ તેમ તેની અંદર હિંસા અને અભિમાન વધે છે; અને જેમ જેમ તે સુધરતો જાય છે તેમ તેમ તેની અંદર દયા અને નમ્રતા વધતી જાય છે.

૫ પ્રેમ પરમ સુંદર છે.

૬ સુખદુ:ખનો આધાર શ્રીમંતાઈ કે ગરીબાઈ પર નથી.

૭ પૃથ્વીને મધ્ય કલ્પીને રચેલું જ્યોતિષશાસ્ત્ર જેમ ખોટું, તેમ પોતાને મધ્ય કલ્પીને બાંધેલી જીવન વિશેની કલ્પના પણ ખોટી હોય છે.

૮ આવે ખોટે નકશે જે ચાલે એને તો ડગલે ને પગલે અથડાવાનુંજ હોય.

૯ દીવા તળે અંધારું, આત્મા તળે અહંકાર અને ધર્મ તળે દંભઃ એ સનાતન નિયમ છે.

૧૦ ઉપનિષદોમાં પ્રવચનના નાના નાના અંશોને કંડિકા કહે છે.

૧૧ કંડિકા એટલે વિસ્તૃત લખાણનો અનુકૂળતાએ પાડેલો કકડો.

૧૨ શહેરના લોકોને વનભોજન કરવામાં ભારે આનંદ આવે છે, તેથી શહેરની બહાર દૂર કોઈ બગીચામાં બધા ભેગા થાય છે, ચૂલો બનાવી શકાય એવા ત્રણ પથ્થરો ગોતી કાઢે છે, આસપાસથી લાકડાંના સૂકા કકડા એકઠા કરે છે, પાંદડાની પતરાવળી અને પડિયા બનાવે છે, અને બધી મુસીબતો વેઠીને રાંધી ખાય છે.

૧૩ જેમ ન્યૂટન અને કેપ્લરનો જન્મ થયે બ્રહ્મદેવને સૃષ્ટિ રચ્યાનું ફળ મળી ગયું એમ થયું હશે, તેમ વાલ્મીકિ, ભવભૂતિ, ભાસ, કાલિદાસ જેવા કવિઓએ રવીન્દ્ર જેવો સમાલોચક મળવાથી—"આજે અમારો જન્મ સફળ થયો, અને આજે અમારી કૃતિઓ સફળ થઈ"—એવી કૃતાર્થતા અનુભવી હશે.

૧૪ પ્રાચીન ઋષિઓએ પણ લોકસાહિત્યનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું છે, અને તેથીજ તેમણે પોતાને સ્ફુરેલા આધ્યાત્મિક સનાતન સિદ્ધાંતો લોકવાર્તાઓમાં રૂપકમાં ગુંથીને વેદમાં દાખલ કર્યા છે.

૧૫ પૉલ રિશાર કહે છે કે રાષ્ટ્રોને પણ આત્મા હોય છે.

૧૬ પગમાં કરો, ધોતીયામાં ડાઘોળિયુ, દાંતમાં શકતુ જેમ સહન થતાં નથી, તેમ ભાષામાં ગ્રામ્યતા, હૃદયમાં શંકા અને જીવનમાં કલાવિહીનતા અથવા નીરસતા સહન નજ થવી જોઈએ.

૧૭ હિંદુસ્તાનનો ઇતિહાસ ઉજ્જ્વળ છે, વ્યાપક છે, રહસ્યપૂર્ણ છે; માત્ર તે યુરોપિયન ઇતિહાસથી તદ્દન જુદો પડે છે, અને તે સરકારી ભોંયરામાં કે તવારીખોમાં મળતો નથી, પણ પ્રજાજીવન જે દિશામાં વહે છે તે પ્રદેશના સાહિત્યમાંજ મળી શકે છે એ રવીન્દ્રનાથે આપણને બતાવ્યું છે.

---

## પ્રકરણ ૧૫

## એકીકરણ (સંયુક્ત વાકય)

**૫૦. બે સાદાં વાકયોનું એક સંયુક્ત વાકય :**

બે સાદાં વાકયો નીચે બતાવેલી રીતે જોડીને તેનું એક સંયુક્ત વાક્ય બનાવી શકાય છે :

૧ બાળકો ગયાં. નિશાળ બંધ થઈ.
બાળકો ગયાં **અને** નિશાળ બંધ થઈ.

૨ રામ વનમાં ગયો. લક્ષ્મણ વનમાં ગયો.
રામ **તથા** લક્ષ્મણ વનમાં ગયા.

૩ સુથાર પેટી ઘડે છે. તેનો છોકરો પેટી ઘડે છે.
સુતાર **અને** તેનો છોકરો પેટી ઘડે છે.

૪ આ પુસ્તક લો. પેલું પુસ્તક લો
આ **અથવા** પેલું પુસ્તક લો.
**[ અથવા, વા, યાતો, કાંતો, કે, અગર ]**

૫ ગોવિંદ લખવા ઇચ્છતો હતો. તેણે લખ્યું નહિ.
ગોવિંદ લખવા ઇચ્છતો હતો, **પણ** તેણે લખ્યું નહિ.
**[ પણ, પરંતુ ]**

૬ અભ્યાસ કર. નાપાસ થઈશ.
અભ્યાસ કર, **નહિતર** નાપાસ થઈશ.
**[ નહિતો, નહિતર ].**

૭ મેં વાંચ્યુ નહિ હું નાપાસ થયો.
મેં વાંચ્યુ નહિ, **તેથી** હું નાપાસ થયો.
**[ તેથી, પરિણામે, ને લઈને ]**

૮ તે સ્નાતક થયો. તેણે વિદ્યાપીઠની ઉપાધિ મેળવી.
તે સ્નાતક થયો **એટલે કે** તેણે વિદ્યાપીઠની ઉપાધિ મેળવી.
**[ એટલે કે, અર્થાત્ ]**

૯ તે હોશિયાર ખેલાડી છે. તે હોશિયાર વિદ્યાર્થી છે.
તે હોશિયાર ખેલાડી છે, એટલુંજ નહિ પણ તે હોશિયાર વિદ્યાર્થી છે.
ઉપર મોટા અક્ષરે છાપેલા શબ્દો સંયોજકો છે.

મનોયત્ન ૫૬:

નીચેનાં સાદાં વાકયોને જોડી એક સંયુકત વાક્ય બનાવો :
સંયોજક ( ને, અને, તથા ) વાપરો.

૧ અમે સ્ટેશન પર પહોંચ્યા. આગગાડી ઊપડી.
૨ ગોવિંદ બહાર નીકળ્યો. મૂશળધાર વરસાદ તૂટી પડ્યો.
૩ તે ગુજરાતી વાંચે છે. તે અંગ્રેજી વાંચે છે.
૪ સુધા મેળામાં ગઈ. તેણે રમકડાં ખરીદ્યાં.
૫ મારા પિતા ઉદાર દીલના છે. મારી માતા ઉદાર દીલની છે.
૬ રવીન્દ્રનાથ ટાગોર કવિ છે. તેઓ નવલકથાકાર છે.
૭ આપણે માતૃભાષા જાણવી જોઇએ. આપણે થોડી પરભાષા જાણવી જોઇએ.
૮ રેલ્વે મુસાફરીનું સાધન છે. તે વેપારનુ સાધન છે.
૯ પિતા દેવ સમાન છે. માતા દેવી સમાન છે.
૧૦ દુકાનદાર ભલો છે. તે દયાળુ છે.
૧૧ સરલાને પતગ ગમે છે. તેને ભમરડો ગમે છે.
૧૨ હોળી પવિત્ર ઉત્સવ છે. દિવાળી પવિત્ર ઉત્સવ છે.
૧૩ તે ગંભીર સ્વરે બોલ્યો. લોકો શાંત થયા.
૧૪ સૂર્ય અસ્ત થયો. માછીઓએ વહાણ નાંગર્યાં.
૧૫ સૂર્ય ઉદય પામ્યો. લોકો કામે વળગ્યા.

મનોયત્ન ૫૬ અ:

નીચેનાં સાદાં વાકયોને જોડી એક સંયુકત વાક્ય બનાવો:
સંયોજક ( વા, અથવા, યાતો, કાંતો, કે, અગર ) વાપરો:

૧ મેદાનમાં બરાબર રમો. મેદાન છોડી ચાલ્યા જાઓ.
૨ કામ કરવું ગમે છે? આળસમાં પડી રહેવુ ગમે છે?
૩ તમે મારું કહ્યું માનશો? તમે મારું કહ્યું નહિ માનશો?

૪ રામ આ કાર્ય માટે તું જા. હું આ કાર્ય માટે જાઉં છું.
૫ તમે દરિયા માર્ગે જઈ શકો છો. તમે હવાઈ માર્ગે જઈ શકો છો.
૬ જલદીથી પાણી લાવો. આગ વધી જશે.
૭ આ છોકરો મુરખ છે. આ છોકરો આળસુ છે.
૮ શાળામાં અભ્યાસ કરો. શાળા છોડી દો.
૯ ડાક્ટરને ત્યાં જાઓ. વૈદ્યને ત્યાં જાઓ.
૧૦ આ માલ બદલી આપો. પૈસા પાછા આપો
૧૧ વાંચો. રમો.
૧૨ ગોવિંદ સાચો છે. હરિ સાચો છે.
૧૩ તેને મદદ કરો. તેને ના કહી દો.
૧૪ તમે તેને આણશો? તેને હું આણીશ.
૧૫ કહેવાનું કહેશો ? હું કહીશ.

**મનોયત્ન ૫૭:**

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવો:
સંયોજક (પણ, પરંતુ) વાપરશો:

૧ અમીચંદે ખૂબ પૈસા ગુમાવ્યા તે ગરીબ બન્યો નહિ.
૨ શશિકલા હોશિયાર છે. તે પાસ થતી નથી.
૩ તે ખૂબ મેહનત કરે છે. તેનું નસીબ ઊઘડતું નથી.
૪ લોકોએ ઈશુને ખૂબ દુઃખી કર્યા. તેણે કદી દુષ્ટતા બતાવી નહિ.
૫ તે સારો કવિ છે. તેને જોઈતું માન મળ્યું નહિ.
૬ ઈંગ્લંડ નાનો ટાપુ છે. તેનું સામ્રાજ્ય મોટું છે.
૭ તેને ખૂબ ઉતાવળ હતી. તે સૌને મળ્યો.
૮ હરિવદને ખરાબ વર્તણૂક બતાવી. મેં વિવેક જાળવ્યો.
૯ તમારે જવું હોય તો જાઓ. ત્યાં ધમાલ કરશો નહિ
૧૦ કાચબો ધીમે ચાલે છે. તે સદાયે જીતે છે.
૧૧ મારો પાડોશી ગરીબ છે. તે પ્રામાણિક છે.
૧૨ તેને મૃત્યુની સજા ફરમાવાઈ. તે ડગ્યો નહિ
૧૩ તે દેવું કબૂલે છે. તે આપતો નથી.

૧૪ સિપાઇઓ હિમત પૂર્વક લડાઈ લડ્યા. તેઓ હારી ગયા.
૧૫ તે શરીરે કદમાં નાનો છે. તેનું હૃદય વિશાળ છે.

## મનોયત્ન ૫૮:

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવો:
સંયોજક (તેથી, પરિણામે, ને લઈને, માટે, તો, ત્યારે, નહિ તો, નહિતર) વાપરો.

૧ ઝાડને પાણી પાયું નહિ. તે મરી ગયું.
૨ તે મારો મિત્ર છે. મારા શત્રુ સાથે તેને ઝઘડો થયો.
૩ તેને આવવું નહોતું. તેણે બહાનું કાઢ્યું.
૪ તમે ચારિત્ર્ય કેળવજો. જિંદગીમાં નિષ્ફળ જશો.
૫ તેની પૈસાની સ્થિતિ ઠીક ન હતી. આવડો મોટો વેપાર ખેડવો ન હોતો.
૬ તેના ઘરમાં પરોણાને માન મળતું નથી. રઘુનાથે જવું નહોતું જોઈતું.
૭ કૌરવોએ કૃષ્ણનું વચન માન્યું નહિ. મહાભારતની લડાઈ થઈ.
૮ તે અકરાંતીઓ બન્યો. તે ખૂબ માંદો પડયો.
૯ રાજાએ પુષ્કળ પ્રેમ બતાવ્યો. ઉશ્કેરાયલા લોકો શાંત પડ્યા.
૧૦ તેની શક્તિ નહતી. આ જવાબદારી લેવી નહતી.
૧૧ મિત્રો તરફ વફાદાર રહો. મિત્રો ગુમાવશો.
૧૨ તકનો ઉપયોગ કરતાં શીખો. તે ચાલી જશે.
૧૩ ધનનો સદ્‌ઉપયોગ કરજો. વૃદ્ધાવસ્થામાં પસ્તાશો.
૧૪ પુષ્કળ વરસાદ પડ્યો. નદીઓમાં મોટી રેલ આવી.
૧૫ તેણે લોકોની સેવા કરી છે. તે મહાન થયો છે

## મનોયત્ન ૫૯:

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવો:
સંયોજક (નહિતો, નહિ કર) વાપરો.

૧ તેને પાણી આપો. તે મરી જશે.

૨ આપણે રોજ કામ કરવું જોઈશે. આપણે સફળ થઈશું નહિ.
૩ નિયમિત આહાર કરો. તમે માંદા પડશો.
૪ તેણે સમયસૂચકતા વાપરી. તે બળી મરત.
૫ વેપારમાં તે વખતસર જાગ્યો. તેને ભારે ખોટ જાત.
૬ તેઓએ સવાર થતાં એકદમ કૂચ કરી. દુશ્મન ધસી આવત.
૭ ખમી જાઓ. માર ખાશો.
૮ દવા પીઓ. સારા થશો નહિ.
૯ આગળ વધો. અમને આગળ જવા દો.
૧૦ ઉતાવળ કરીને ચાલો. ગાડી ઊપડી જશે.
૧૧ તમે ત્યાં જતા રહેજો. તે ગુસ્સે થશે.
૧૨ પાણીને ગાળીને પીઓ શરીરને નુકસાન થશે.
૧૩ તેઓએ મદદ કરવાથી ઠીક થયું. તેનો વિનાશ થઈ જાત.
૧૪ હંમેશાં ફરજ બજાવો. જીવનમાં નિષ્ફળ જશો.
૧૫ તેઓ વખતસર બહાર નીકળી ગયા. ઘર નીચે દટાઈ મરત.

### મનોયત્ન ૬૦:

નીચેનાં સાદાં વાક્યો જોડીને એક સંયુક્ત વાક્ય બનાવોઃ સંયોજક (એટલે; અર્થાત્) વાપરો.

૧ તેણે સંસારનો ત્યાગ કર્યો. તે સંન્યાસી થયો.
૨ દેશ ખાતર તેણે જાન આપ્યો. તે શહીદ થયો.
૩ તે સ્વર્ગે ગયો; તે મૃત્યુ પામ્યો.
૪ રામનો રાજ્યાભિષેક થયો. તે રાજા થયા.
૫ તેણે તેનું સ્વાગત કર્યું. તેને આવકાર આપ્યો.
૬ તેણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો. તે પરણ્યો.

### મનોયત્ન ૬૧:

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવોઃ સંયોજક (એટલુંજ નહિ પણ) વાપરો.

૧ ટાગોર કવિ છે. તે સુંદર નિબંધકાર છે.

૨ હિંદમાં ઋષિઓ લોકોનો આદર પામતા. તેઓ રાજાનો આદર પામતા.
૩ તાજમહાલ રોજો છે. તે કલાનો ઉત્તમ નમૂનો પણ છે.
૪ ગંગાનું મેદાન સપાટ છે. તે ફળદ્રુપ પણ છે.
૫ હિમાલય હિંદીઓને આકર્ષે છે. તે પરદેશીઓને પણ આકર્ષે છે.

---

## પ્રકરણ ૧૬

# એકીકરણ વિશે વધુ

**૫૧. ઘણાં સાદાં વાકયોનું એક સાદું વાકય.**

નીચે પ્રમાણે ઘણાં સાદાં વાકયોને જોડી તેનું એક સાદું વાકય બનાવી શકાય છે:

૧ આસરે અઢાર વર્ષ સુધી કાકા કાલેલકરે ગુજરાતની સેવા કરી. એમણે વિવિધરીતે સેવા કરી. એમણે અથાગ સેવા કરી. એમ કરીને એમણે ગુજરાતને અપનાવ્યું.
૨ આસરે અઢાર વર્ષ સુધી, કાકા કાલેલકરે વિવિધરીતે, ગુજરાતની અથાગ સેવા કરીને આ પ્રમાણે ગુજરાતને અપનાવ્યું

---

૧ સ્વિટ્ઝર્લૅંડની પ્રજા ચતુર છે. પોતાના નાનકડા દેશને એમણે પ્રિય બનાવ્યો છે. કુદરતનાં બળો અને શક્તિ ઉપર કાબુ મેળવીને તેમ કર્યું છે.
૨ કુદરતનાં બળો અને શક્તિ ઉપર કાબુ મેળવી, પોતાના નાનકડા દેશને, આજે આખી દુનિયામાં સ્વિટ્ઝર્લૅંડની ચતુર પ્રજાએ પ્રિય બનાવ્યો છે.

---

૧ યુરોપના લોકો આરામ અને શાંતિ મેળવવા ઇચ્છે છે. તેઓ આ જમાનાની ધાંધલ અને ધમાલથી કંટાળી ગયા છે. તેઓ આરામ અને શાંતિ મેળવવા સ્વિટ્ઝર્લૅંડ જાય છે.

૨ આ જમાનાની ધાંધલ અને ધમાલથી કંટાળી ગયેલા કે લોકો આરામ અને શાંતિ મેળવવા સ્વિટ્ઝર્લૅંડ જાય છે

---

૧ ટ્રેનમાં બેસી મુસાફરો ઉપર જાય છે. તે વખતે તેઓ બરફથી છવાયેલા પર્વતો જુએ છે. સઘળા મુસાફરો અનુપમ શાં અનુભવે છે.

૨ ટ્રેનમાં બેસી ઉપર જતાં, ચારેકોર બરફથી છવાયેલા પર્વતો સઘળા મુસાફરો અનુપમ શાંતિ અનુભવે છે.

### મનોયત્ન ૬૨:

નીચેનાં સાદાં વાકયોને જોડી એક સાદું વાક્ય બનાવો.

૧ આપણા ગરીબ લોકો ઝૂંપડામાં રહે છે. તેઓ કામકાજિયાં રહે છે તેઓ તરસાડનાં બનાવેલાં ઝૂંપડામાં રહે છે.

૨ સરકારે પ્રતિનિધિઓની સંખ્યા વધારી. તેઓ પ્રજાના છે. એમ કરવા પહેલાં સરકાર તરફથી નીમાયેલા સભ્યોનું પ્ર ઓછું કર્યું.

૩ ભૂષણ નામે એક કવિ હતો. એ જુવાન હતો. તે ઔરંગ દરબારમાં હતો.

૪ બાદશાહને ઝાળ લાગી. બાદશાહે તેનાં કવિત સાંભળ્યાં. બાદશાહને પગથી માથા સુધી ઝાળ લાગી.

૫ કવિ દરબારમાં ગયા તે બીજે દિવસે ગયા. ત્યારે સૂર્ય ઊગ્યો સૂર્ય પૂર્વ દિશામાં ઊંચે ચઢી રહ્યો હતો.

૬ શામળને રખીદાસે આશ્રય આપ્યો. રખીદાસ માતર પ્રગ સિંહુજ ગામના પટેલ હતા. તેણે કવિને સારો આશ્રય આપ્યો

૭ રખીદાસે શામળની કવિતાઓની કીર્તિ સાંભળી. તેણે પોતાને ત્યાં બોલાવ્યા તેણે તેને માનભેર રાખ્યા.

૮ હું તે વૃદ્ધ પાસે ગયો. તે વૃદ્ધ આંધળો હતો હું પાણીનો લઇને ગયો. તેણે મારો ઉપકાર માન્યો.

૯ કાશી અથવા બનારસ બીજું તીર્થ છે. એ દ્વારકા જેવું સુવિખ્યાત છે. તે ગંગા નદી પર આવેલું છે.
૧૦ ઓખામંડળ મહાલ કાઠિયાવાડના વાયવ્ય ખૂણે આવ્યો છે. તે બેટ શંખોદ્ધારને વાયવ્ય ખૂણે આવેલો છે. એ કચ્છના અખાતમાં આવેલો છે.
૧૧ દ્વારકા અરબી સમુદ્રને કિનારે આવેલું છે. એ ઓખામંડળમાં આવેલું છે. એ હિંદુસ્તાનનું તીર્થ છે. એ સર્વત્ર સુપ્રસિદ્ધ છે.
૧૨ હિંદુ વિશ્વવિદ્યાલય માલવિયજીએ સ્થાપ્યું છે. એ મહાન વિદ્યાલય છે. કાશી શહેરથી એ ત્રણ માઇલ દૂર આવેલું છે.
૧૩ આપણે કંઈ પાઠ શીખવો જોઈએ. આપણે કળા પાછળ ગાંડા થયેલા છીએ. કુદરતની મુગી બેફિકરમાંથી કંઈક પાઠ શીખવો જોઈએ.
૧૪ હું શંખલાને ઘેર એમને મળવા ગયો. હું ગઈકાલે સવારે ગયો. તરવડનાં વનમાં ગયો.
૧૫ વિચિત્ર માછલાંનાં શબ આવી પડેલાં છે. તે સમુદ્રને કાંઠે છે. તેને આવી પડ્યાંને બે દિવસ થયા છે.

× × × ×

## ૫૨. ઘણાં સાદાં વાકયોનું એક મિશ્રવાક્ય

નીચેની રીતે ઘણાં વાક્યોને જોડી **એક મિશ્રવાક્ય** બનાવી શકાય છે.

૧ અમે ચાલીને થાકી ગયા. અમે નીચે બેઠા. એક માણસ આવી ચઢ્યો. તેને ઝીણી આંખ હતી. તેને મોટી ફાંદ હતી.
૨ જ્યારે અમે થાકીને નીચે બેઠા, ત્યારે એક મોટી ફાંદવાળો અને ઝીણી આંખવાળો માણસ આવી ચઢ્યો.

---

૧ અમે વિદ્યાર્થીઓની આજીવિકાનો વિચાર પણ નથી કરતા. અમે મધ્યમવર્ગના સામાન્ય વિદ્યાર્થીઓની આજીવિકાનો વિચાર કરતા નથી. તિલક વિદ્યાપીઠનું કહેવું એવું છે.

૨ તિલક વિદ્યાપીઠનું કહેવું એવું છે કે અમે તો મધ્યમવર્ગના સામાન્ય વિદ્યાર્થીઓની આજીવિકાનો વિચાર પણ નથી કરતા.

---

૧ હિમાલય પર્વત દુનિયામાં ઊંચામાં ઊંચો છે. સૌથી ઊંચા શિખર ઉપર જવાને પરદેશીઓએ અનેક પ્રયત્નો કર્યા છે. તે હજી અજિત રહ્યો છે.

૨ હિમાલય જે દુનિયામાં ઊંચામાં ઊંચો પર્વત છે અને જેના સૌથી ઊંચામાં ઊંચા શિખર ઉપર જવાને પરદેશીઓએ અનેક પ્રયત્નો કર્યા છે, તે હજીએ અજિત છે.

---

૧ રામ મોટો છે. હરિ મોટો છે. એ વાત શિવશંકરે મહેન્દ્રને કહી.

૨ રામ હરિ કરતાં મોટો છે એ વાત શિવશંકરે મહેન્દ્રને કહી.

---

૧ તેઓએ બહુ મહેનત કરી. બધા માણસોને મળ્યા. જેઠના પૈસા ખર્ચ્યા. તેઓ ફાવ્યા નહિ.

૨ જોકે તેઓએ બધા માણસોને મળી, પૈસા ખર્ચી, બહુ મહેનત કરી, પણ તેઓ ફાવ્યા નહિ.

### મનોયત્ન ૬૩:

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક મિશ્ર વાક્ય બનાવો.

૧ કર્મકાંડી બ્રાહ્મણોએ શૌચના ઘણા નિયમો બનાવ્યા છે. મરજાદી વૈષ્ણવોએ પણ તેમ કર્યું છે. પણ તેનું તાત્પર્ય લુપ્ત થઈ ગયું છે. એ તાત્પર્ય ઉપાસનામાંજ લુપ્ત થયું છે.

૨ યુરોપની અસાધારણ ઉન્નતિ થઈ છે. એનું એક કારણ છે. અકબરના દિવસોથી યુરોપિયન લોકોએ એક વ્રત દઢ કર્યું છે. એ વ્રત યાત્રાનું છે.

૩ રાજકુમાર સિદ્ધાર્થે એક પ્રશ્નનો ઉકેલ આણ્યો છે. એ પ્રશ્ન સનાતન છે. તેમ કરીને દુનિયાને વિશ્વાસ દીધો છે. એ વિશ્વાસ નીચે પ્રમાણેનો છે. દુનિયામાંના દુઃખનો નાશ થઈ શકે છે.

૪ આપણે કોઈ પ્રાચીન ભારતીય સંસ્કૃતિની પૂજા કરીએ. આપણે એને કેવળ 'મમી'.બનાવીને પૂજીએ. આપણે એવા પુરાણવાદી નથી.

૫ સત્યપ્રાપ્તિનું સાધન અહિંસા છે. એ એક માત્ર સાધન છે. એમ ગાંધિજીએ કહ્યું છે. એમ કરીને એમણે ભારતવર્ષની સાધનાનું પરમ રહસ્ય આપણને આપી દીધું છે.

૬ હૃદયનો વિનિપાત થાય છે. હૃદય ભ્રષ્ટ થાય છે. હૃદય સુકાઈ જાય છે. તમામ લોકોનો નાશ થઈ જાય છે.

૭ તમે સાહસ કથાનાં પુસ્તકો વાંચો. એ પુસ્તકને પાને પાને વીરતા ચીતરાયેલી હોય છે. તમારામાં નવું ચૈતન્ન પ્રાણમર્મ પડશે.

૮ એ ગરીબોના રાષ્ટ્રની સેવાની કેળવણી છે એ રાષ્ટ્રિય કેળવણી છે. એમ એમણે કહી દીધું છે. એ સ્પષ્ટ રીતે કહી દીધું છે.

૯ અમે નામાને બહુ મહત્ત્વ આપ્યું છે અમે રાષ્ટ્રિય શિક્ષણમાં એને બહુ મહત્ત્વ આપ્યું છે. અમારા વિદ્યાર્થીઓને પ્રજાહિતની સંસ્થાઓ ચલાવવી પડશે. એમ અમે જાણીએ છીએ.

૧૦ રાષ્ટ્રે અહિંસાનો સ્વીકાર કર્યો છે. એણે અદ્‌ભુત શ્રદ્ધાથી તેમ કર્યું છે આપણે એક વાત ભૂલવી ન જોઈએ. એ વાત એ કે અહિંસાનો સ્વીકાર સંપૂર્ણ હૃદયથી બહુ ઓછા લોકોએ કર્યો છે. આજે આપણે એ જોઈએ છીએ.

× × ×

### ૫૩. ઘણાં સાદાંનું એક સંયુક્ત વાક્ય

નીચે પ્રમાણે ઘણાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવી શકાય છે.

૧ દરબાર છોડીને ચાલ્યા જાઓ. રાજાએ એમ કહ્યું.' સભામાં બેઠેલા અમલદારને એમ કહ્યું. તે સભા છોડી ચાલી ગયો.

૨ રાજાએ સભામાં બેઠેલા અમલદારને દરબાર છોડીને ચાલ્યા જાઓ એમ કહ્યું, અને તે સભા છોડી ચાલી ગયો.

૧ દાદાભાઈની તબિયત લથડી. બ્યાસી વર્ષની ઉમ્મર પછી લથડી. તે જાહેર જીવનમાંથી નિવૃત્ત થયા. તે લોકસેવામાંથી નિવૃત્ત થયા.

૨ બ્યાસી વર્ષની ઉમ્મર પછી દાદાભાઈની તબિયત લથડી, અને તે જાહેરજીવન અને લોકસેવામાંથી નિવૃત્ત થયા.

---

૧ તમે આ રસ્તે જઈ શકો છો. તમે પેલે રસ્તે જઈ શકો છો. અહીં રહેતાં મુશ્કેલીમાં આવી પડશો.

૨ તમે આ અથવા પેલે રસ્તે જઈ શકો છો, પણ અહીં રહેતાં મુશ્કેલીમાં આવી પડશો.

---

૧ પૃથ્વી પોતાની ધરી પર ફરે છે. દિવસ રાત થાય છે. સૂર્યની સામે રહીને ફરે છે.

૨ પૃથ્વી પોતાની ધરી પર સૂર્યની સામે રહીને ફરે છે, તેથી દિવસ રાત થાય છે.

---

૧ તે વિદ્વાન છે. તે કાર્યકુશળ છે. તે વિનયી છે.

૨ તે વિદ્વાન છે, એટલુંજ નહિ પણ કાર્યકુશળ અને વિનયી છે.

---

૧ તેણે વખતસર માફી માંગવી જોઈએ. મામલો કોર્ટે જશે. હું તમને ચેતવણી આપું છું

૨ હું તમને ચેતવણી આપું છું કે તેણે વખતસર માફી માંગવી જોઈએ, નહિતો મામલો કોર્ટે જશે.

### મનોયત્ન ૬૪ઃ

નીચેનાં સાદાં વાક્યોને જોડી એક સંયુક્ત વાક્ય બનાવો.

૧ અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠ સ્થપાઈ. કાકાસાહેબ તેમાં અધ્યાપક નિમાયા. જતે દહાડે તેના તે આચાર્ય થયા.

૨ મારી પાસે એવું ઔષધ છે. કેશ કાળા થાય છે. તેનાથી ઘોડે બેસી શકાય એટલી શક્તિ આવે છે.

૩ તું રાધેય નથી. તું કૌંતેય છે. પેલી વાત તને યાદ છે? પેલા પરીક્ષાના દિવસની તને વાત યાદ છે?

૪ તેણે પરિણામની જરા પણ દરકાર કરી નહિ. તેણે માંગનારનો હાથ પકડ્યો. તેણે હાથે જોરથી બચકું ભર્યું.

૫ બ્રહ્માને ઘેર કોઇની ખોટ નથી. મારી ખોટ પડવાનું આપને કંઈ કારણ નથી. ધનભાઇથી આપને સર્વ સંતોષનું કારણ મળો. એ ઈશ્વિર પ્રાર્થના છે.

૬ તું મને શાંત કરીને ગયો હતો. હું શાંત થયો હતોજ. આખી રાત મેં વાડીમાં ફર્યા કર્યું. મેં રાત્રે ઘણો વિચાર કર્યો.

૭ પ્રાતઃકાળ થયો. સાત વાગ્યા. આઠ વાગ્યા. ગાડી આવી નહિ. ચંદ્રકાંતના પેટમાં ફાળ પડી.

૮ આબુરોડ મૂક્યા પછી ઉજ્જડ પ્રદેશ આવે છે. એ ઘણા અંતર સુધી આવે છે. ત્યાં પૂરતું પાણી પણ મળતું નથી.

૯ ગુજરાતની હદ પૂરી થાય છે. સિદ્ધપૂરથી આગળ જતાં પૂરી થાય છે. ભાષા બદલાવા માંડે છે. પછી લગભગ બત્રીસ ગાઉએ આબુરોડનું સ્ટેશન આવે છે.

૧૦ અજમેરથી ચાર ગાઉ ઉપર પુષ્કરતીર્થ છે. એ તીર્થમાં એક સરોવર છે. ત્યાં એક બ્રહ્માનું દેવળ છે. ત્યાં દશેક વર્ષ ઉપર ત્રીસ લાખના ખરચે બાંધેલું મદ્રાસી બાંધણીનું મંદિર છે. ગોપુરવાળું એ વિષ્ણુનું મદિર છે.

---

## પ્રકરણ ૧૭
## વાકય રૂપાંતર

૫૪.

૧ આ લીલું ઝાડ છે.
૨ આ લીલા રંગનું ઝાડ છે.

ઉપરના પહેલા વાકયમાંના ' લીલું ' શબ્દને બદલે બીજા વાકયમાં ' લીલા રંગનું ' એ શબ્દગુચ્છનો ઉપયોગ કર્યો છે. આ રીતે પહેલા વાકયને તેના અર્થનો ફેરફાર કર્યા વિના જુદી રીતે લખ્યું છે. વાકયનો અર્થ કાયમ રાખી તે વાકયને જુદી રીતે લખવાની, કે તેને જુદું રૂપ આપવાની રીતને **વાકય રૂપાંતર** કહે છે.

નીચેના દાખલાઓનો અભ્યાસ કરો.

૧ મેં ભુરાં વાદળાંઓ જોયાં
મેં **ભુરા રંગનાં** વાદળાંઓ જોયાં.
૨ સવારે હું બહાર ગયો.
**સવારના પહોરમાં** હું બહાર ગયો.
૩ તે ધીમેથી દોડે છે.
તે **હળવે હળવે** દોડે છે.

### મનોયત્ન ૬૫ :

નીચેનાં વાકયોમાં મોટા અક્ષરે છાપેલા શબ્દને બદલે શબ્દગુચ્છ વાપરી વાકયનું રૂપાંતર કરો :

૧ તે **ધીમેથી** ચાલે છે.
૨ કચ્છનો અખાત દારકાથી **ઉત્તરમાં** આવે છે.
૩ આ **લાકડાની** પેટી છે.
૪ તે **નિરપરાધી** માણસ છે
૫ વર્તુલને ચોરસનું રૂપ આપવું અશકય છે.

૬ તેણે મને **કીમતી** ભેટ મોકલી.
૭ ફિનાઇલ **જંતુનાશક** પ્રવાહી છે.
૮ હરિદાસે **નિદ્રારહિત** રાતો ચોકમાં પસાર કરી.
૯ મોટા માણસો **અવિરત** કાર્ય કરે છે.
૧૦ આપણે હંમેશાં લોકોની **નિઃસ્વાર્થ** સેવા કરવી જોઇએ.

## ૫૫. શબ્દગુચ્છનું ઉપવાક્યમાં રૂપાંતર

નીચે બતાવેલી રીતે શબ્દગુચ્છને ઉપવાક્યનું રૂપ આપી વાક્યનું રૂપાંતર થઈ શકે છે:

૧ **પોતાના ઘર વિનાના** માણસને આખું વિશ્વ ઘર બની રહે છે.
**જેને પોતાનું ઘર નથી** તેને આખું વિશ્વ ઘર બની રહે છે.
૨ **અહિંસા પાળવી** એ દરેકનો ધર્મ છે.
**અહિંસા પાળવી જોઇએ** એ દરેકનો ધર્મ છે.
૩ બળેવનો દિવસ હોઈ મારી બેન રાખડી બાંધવા આવી.
મારી બેન મને રાખડી બાંધવા આવી, **કારણ કે એ બળેવનો દિવસ હતો.**

### મહાવરો ૬૫ : ક

મોટા અક્ષરે છાપેલા શબ્દગુચ્છોને ઉપવાક્યોનું રૂપ આપી વાક્યોનું રૂપાંતર કરો.

૧ **સૂર્યાસ્ત સમયે** અમે દરિયે ગયા હતા.
૨ **વસંત ઋતુમાં** પંખીઓ કલરવ કરી મૂકે છે.
૩ **તમારી કહેલી** વાત સાચી છે
૪ **કાળાં વાદળાંઓ** આકાશમાં હતાં.
૫ **હિંદુસ્તાન જીતવાને** બાબરે કંદહાર છોડ્યું.
૬ પછી મેં તેને **તે સ્થળે બનેલી** વાત કહી.
૭ **યોગ્ય કરકસર કરવી** એ આપણી ફરજ છે.
૮ **તે દરેક રીતે નિરપરાધી હોઈ** ન્યાયાધીશે તેને છોડી મૂક્યો.

૯ શરીરે ભસ્મલેપન કરેલો અને માથે જટા બાંધેલો મેં એક તપસ્વી કુમાર દીઠો.
૧૦ વડોદરાથી ઓખામંડળ જતાં આગગાડીને રસ્તે કેટલાંક શહેરો આવે છે.

## ૫૬. હકાર અને નકાર વાક્યોનું પરસ્પર રૂપાંતર.

નીચેની રીતે હકાર વાક્ય નકાર વાક્ય તરીકે અને નકાર વાક્ય હકાર વાક્ય તરીકે તેમનો અર્થ કાયમ રાખી એક બીજાના રૂપમાં ફેરવી શકાય છે.

૧ વાઘ સિંહથી વધારે ક્રૂર હોય છે.
સિંહ વાઘ જેટલો ક્રૂર હોતો નથી.
૨ એમેઝોન નદી સૌથી લાંબી છે.
બીજી બધી નદી એમેઝોન જેટલી લાંબી નથી.
૩ હું ભાગ્યેજ ઘરમાં સાંજે બેસી રહું છું.
હું મોટે ભાગે ઘરમાં સાંજે બેસી રહેતો નથી.
૪ તારાઓની ગણત્રી કરવી અશક્ય છે.
તારાઓની ગણત્રી કરવી શક્ય નથી.
૫ તમે ત્યાં વખતસર જશો તેની મને શંકા છે.
તમે ત્યાં વખતસર જશો તેની મને ખાતરી નથી.

### મનોયત્ન ૬૬:

હકાર વાક્યોને નકાર વાક્યોનું રૂપ આપો.

૧ હું કોઈ વાર ફળ ખાઉં છું.
૨ સમયસર પહોંચવાની મને શંકા છે.
૩ તેને માત્ર થોડાજ ચાહે છે.
૪ ગજાનન બધા દેવો કરતાં ભોળા છે.
૫ મુર્ખોજ આ રીતે વર્તે છે.
૬ અમે તમારો ઉપકાર સદાયે યાદ રાખીશું.

૭ તારાઓ અગણિત છે.
૮ સૂર્ય સૌથી વધારે પ્રકાશવાન ગ્રહ છે.
૯ તમે કોઈ વખતજ અહીં આવો છો.
૧૦ એક માત્ર તંબુરો આંધળાની માલમતા છે.
૧૧ માણસ માત્રને એકમેકની જરૂર પડે છે.
૧૨ ગરીબની અવગણના સૌ કોઈ કરે છે.
૧૩ કોયલ બીજાં પંખીઓ કરતાં મધુર ગાઈ શકે છે.
૧૪ ડાહ્યા મનુષ્યો ફૂલને પવિત્ર વસ્તુ ગણે છે.
૧૫ પ્રાર્થનાનું બળ કોઈકજ નિષ્ફળ માને છે.

### મનોયત્ન ૬૭ :

નકાર વાક્યોને હકાર વાક્યોનું રૂપ આપો.

૧ અન્ય ઋતુઓ વસંત જેટલી સુંદર નથી.
૨ મોટા પુરુષો કદીએ અનિયમિત કાર્ય કરતા નથી
૩ અપ્રમાણિક બને એવો કોઈ છોકરો ત્યાં હતો નહિ.
૪ કેટલાંક માબાપો છોકરાંઓ સાથે સારી રીતે વર્તતાં નથી.
૫ તમારું વર્તન અઘટિત નથી.
૬ તે દુકાનદાર અયોગ્ય ભાવ લેતો નથી.
૭ સીતા સુધા જેટલી હોશિયાર છોકરી નથી.
૮ તેનાં વચન અરુચિકર કદીયે હોતાં નથી.
૯ ગંગાના કિનારા પર હું બહુ ફર્યો નથી.
૧૦ હિમાલયની ભવ્ય ટોચો ભૂલી શકાય નહિ.
૧૧ નલિનને કંઈ થોડો તાવ નહોતો આવ્યો
૧૨ શુદ્ધ ભાષા શીખવી સહેલી નથી.
૧૩ ક્લિષ્ટ લખાણને ઉત્તેજન આપવું યોગ્ય નથી.
૧૪ માત્ર દુષ્ટલોકો રાજ્યદંડથી ડરે છે.
૧૫ શરીર લોકો રણમાં પીઠ બનાવતા નથી.

### ૫૭. પ્રશ્ન અને વિધાન વાક્યોનું પરસ્પર રૂપાંતર.

નીચેની રીતે પ્રશ્નનુ, વિધાન, અને વિધાનનુ, પ્રશ્ન વાક્યમાં પરસ્પર રૂપાંતર થઈ શકે છે.

૧ હુ તમારી ભલાઈનો બદલો કેવી રીતે આપી શકુ ?
હુ તમારી ભલાઈનો બદલો કેમે કરી આપી શકુ એમ નથી
૨ તે દેખાવે મૂર્ખ નથી ?
તે દેખાવે મૂર્ખ છે
૩ હિમાલય જેવડો કયો પર્વત ઊંચો છે ?
બીજો કોઈ પર્વત હિમાલય જેવડો ઊંચો નથી.
૪ સૈનિકથી હિંમત છોડાય કે ?
સૈનિકથી કદી હિંમત છોડાય નહિ.

[ નોંધ:—ઉપરના પૂછેલા પ્રશ્નો કોઈપણ જાતની માહિતી મેળવવા માટે પૂછાયેલા નથી, પરંતુ એ પ્રશ્નમાજ પ્રશ્ન કરનાર જવાબ સૂચવે છે આવા હકાર પ્રશ્નનો અર્થ નકાર વિધાનવડે સૂચવાય છે, અને નકાર પ્રશ્નનો અર્થ હકાર વિધાનવડે સૂચવાય છે ]

મહાવરા ૬૮:

પ્રશ્ન વાક્યોને વિધાન વાક્યોનુ રૂપ આપો

૧ મોટા માણસ સાથે વર્તવાની આ રીત છે કે ?
૨ આમ કરાય કે ?
૩ શુ આપણે માત્ર ખાનપાન ખાતર જીવીએ છીએ ?
૪ આવા કામમા તમારાથી પડાય છે ?
૫ જીંદગી શુ હાથથી મપાય કે ?
૬ સ્વાર્થનુ અર્પણ શુ મિત્રતા કહેવાય કે ?
૭ મોરને ઈંડા ચીતરવા પડે ?
૮ શુ આપણે આટલુ અમથુ લડયા ?
૯ માતાનો પ્રેમ કોણ ભૂલી શકે ?
૧૦ તારાઓનો ઘડનાર જાદુગર જેવો નથી કે ?

૧૧ હિંમત છોડવામાં ડહાપણ છે કે?
૧૨ આપણે મોટા થઈએ તોપણ શું?
૧૩ પૂર્વ કદી પશ્ચિમ ગણી શકાય કે?
૧૪ સિંહ ભૂખે મરતો છતાં ઘાસ ખાય કે?
૧૫ સંતો શું મૃત્યુથી ડરે છે?

**મનોયત્ન ૬૯:**

વિધાન વાક્યોને પ્રશ્ન વાક્યોનું રૂપ આપો.

૧ આ પ્રમાણિકતાની રીત નથી.
૨ દેશપ્રેમી દેશખાતર કુરબાની કરે છે.
૩ માણસ માત્ર આશાએજ જીવે છે.
૪ કૂતરાના જેટલી વફાદારી બીજું કોઈ પ્રાણી બતાવતું નથી.
૫ ઈશુના મૃત્યુએ તેને મહાન બનાવ્યો.
૬ સત્યના ભક્તો સત્યને કદી છોડતા નથી.
૭ ખરાબ સોબતમાં ફરી સમય બગાડવો સારો નથી.
૮ આવેલી તક જતી કરવી એમાં ડહાપણ નથી.
૯ માતાની તોલે કોઈ પણ શિક્ષક આવી શકતો નથી.
૧૦ માતા પુત્રીનું કદી બૂરું ઈચ્છતી નથી.
૧૧ આકાશ પાતાળ કદી એક થઈ શકતાં નથી.
૧૨ આવી વહેમવાળી વાત માની શકાય નહિ.
૧૩ એ ઓરજ હતો
૧૪ ક્રૉમવેલની વર્તણુક ઘાતકી હતી.
૧૫ પ્રજાઓ પોતાના હક્કને માટે રાજાને ગાદી છોડાવે છે.

**૫૮. ઉદ્દગાર અને વિધાન વાક્યોનું પરસ્પર રૂપાંતર.**

નીચેની રીતે ઉદ્દગાર વાક્યનું વિધાન વાક્યમાં; અને વિધાનનું, ઉદ્દગાર વાક્યમાં અર્થ કાયમ રાખી પરસ્પર રૂપાંતર થઈ શકે છે.

૧ કેવું અદ્દભુત મેઘ ધનુષ્ય!
મેઘ ધનુષ્ય ખરે અદ્દભુત છે.

૨ ગર્જના ખરે પ્રચંડ છે.
કેવી પ્રચંડ ગર્જના !

**મનોયત્ન ૭૦ :**

ઉદ્‌ગાર વાક્યોને વિધાન વાક્યોનું રૂપ આપો :

૧ કેવો અદ્‌ભુત સૂર્યોદય !
૨ કેવી અદ્‌ભુત વાતો !
૩ જો મારા પિતા જીવતા હોત !
૪ ધિક્ મારા જીવતર પર !
૫ કોયલનો કેવો મીઠો કંઠ !
૬ અહા ! એ અનુભવની મીઠાશ.
૭ પાછા મળવાનો વિચાર માત્ર કેવો આહ્‌લાદક !
૮ કેવો ભયંકર અકસ્માત્ !
૯ લાચાર ! હું કંઈ કરી શકું એમ નથી.
૧૦ કેટલું શરમજનક એ કૃત્ય !
૧૧ આ સાંભળતાં તેનો ક્રોધ ક્યાંનો ક્યાંય જશે !
૧૨ કેટલા અદ્‌ભુત રસથી એ વાર્તા સાંભળી !
૧૩ કેવો તેનો દેશપ્રેમ !
૧૪ શી તેની અધોગતિ !
૧૫ ધીરજની ધીરજ તો અદ્‌ભુત !

**મનોયત્ન ૭૧ :**

વિધાન વાક્યોને ઉદ્‌ગાર વાક્યોનું રૂપ આપો :

૧ તેની બધી વાતો બીભત્સ છે.
૨ તેનું મૃત્યુ અકાળ છે.
૩ રાજારામ નાસી જાય એ આશ્ચર્યની વાત છે.
૪ તે ફૂલની સુગંધ બહુ મીઠી છે.
૫ આપણું પ્રાણી તરફનું વર્તન બેદરકાર છે.
૬ હું ઇચ્છું છું કે એ તક મને ફરી મળે.
૭ તેનું કથન બહુજ રસિક છે,

૮ આ શિયાળે બહુજ ટાઢ પડી.
૯ તેના દુઃખોને સીમા નથી.
૧૦ તેની જીવનકથા સુખમય નથી.
૧૧ હું ઇચ્છું છું કે હું ત્યાં ન ગયો હોત તો સારું.
૧૨ આપણે ફરી મળી શકીશું નહિ એ વાત શોચનીય છે.
૧૩ તે એક અક્ષરે બોલતી નથી એ વિચિત્ર વાત છે.
૧૪ આકાશ પૂર્ણજ સ્વચ્છ છે.
૧૫ એના શબ્દે અમૃત ઝરે છે.
૧૬ કુદરતની રમણીયતા અદ્દભુત છે.

---

## પ્રકરણ ૧૮

## વાક્ય રૂપાંતર (ચાલુ)

૫૯. ગુણતુલનાનું પરસ્પર રૂપાંતર.

કોઇ પદાર્થ કે પ્રાણીના ગુણની તુલના કરવી હોય, તો તે વાક્યમાં ત્રણ રીતે દર્શાવી શકાય છે, દા. ત.,

૧ સમાન ગુણ દર્શક 'જેટલો,' 'જેટલી,' 'જેટલું' એ શબ્દો વાપરી.
વિંધ્યાચળ હિમાલય જેટલો ઊંચો નથી.
૨ અધિક ગુણ દર્શક ' કરતાં વધારે ' એ શબ્દો વાપરી.
હિમાલય વિંધ્યાચળ કરતાં વધારે ઊંચો છે.
૩ શ્રેષ્ઠ ગુણદર્શક ' સૌથી ' એ શબ્દ વાપરી.
દુનિયાના પર્વતોમાં હિમાલય સૌથી ઊંચો છે.

નીચે બતાવેલી રીતે એક પ્રકારની તુલના દર્શાવનાર વાક્યનું બીજા પ્રકારની તુલના દર્શાવનાર વાક્યમાં અર્થ કાયમ રાખી રૂપાંતર થઇ શકે છે.

૧ વિંધ્યાચળ હિમાલય જેટલો ઊંચો નથી.
હિમાલય વિંધ્યાચળ કરતાં ઊંચો છે.

૨ કોયલ ગાતાં પખીઓમાં સૌથી મધુર ગાય છે.
કોઈ પણ બીજા પંખી કરતાં કોયલ વધુ મધુર ગાય છે
કોઈ પણ બીજું પંખી કોયલ જેટલું મધુર ગાતું નથી.
૩ ભવભૂતિ સંસ્કૃત કવિઓમાંનો એક મહાકવિ છે.
સંસ્કૃત કવિઓમાં ભવભૂતિ જેવા મહાકવિ બહુ થોડા છે.
ભવભૂતિ સંસ્કૃત કવિઓમાંના ઘણા કરતાં સારો છે.
૪ રામચંદ્ર ગોપાળ કરતાં ધીમેથી વાંચે છે.
ગોપાળ રામચંદ્ર જેટલું ધીમેથી વાંચતો નથી.
૫ બધા છોકરાઓમાં ધીમંત ધીમે વાંચે છે.
બીજો કોઈ પણ છોકરો ધીમંત જેટલું ધીમે વાંચતો નથી
ધીમંત બીજા કોઈ પણ છોકરા કરતાં ધીમે વાંચે છે.
૬ ચંદ્ર સૂર્યના જેટલોજ આપણને ઉપયોગી છે.
સૂર્ય ચંદ્ર કરતાં આપણને વધારે ઉપયોગી નથી.

મનોયત્ન ૭૨ :

અર્થ કાયમ રાખી, નીચેના દરેક વાક્યની આપેલી ગુણતુલનાને અન્ય ગુણતુલનામાં ફેરવો.

૧ પશુબળ કરતાં પ્રેમ વધારે બળવાન છે.
૨ હિંદુસ્તાનના અન્ય ભાગો કરતાં ગુજરાત વધુ ધનવાન છે.
૩ દયાનંદ સરસ્વતી ગુજરાતના જ્યોતિર્ધરોમાં એક શ્રેષ્ઠ જ્યોતિર્ધર છે.
૪ શિલ્પની કૃતિઓમાં તાજમહાલ સર્વ શ્રેષ્ઠ છે.
૫ રામની બુદ્ધિ હરિની કરતાં વધુ તીવ્ર છે
૬ વાહનનાં સાધનોમાં ઍરોપ્લેન સૌથી ઝડપી સાધન છે.
૭ ભોળો માણસ લુચ્ચા કરતાં સારો
૮ હિંદી કવિઓમાં ટાગોર શ્રેષ્ઠ કવિ છે.
૯ વર્ગના ઘણા છોકરા કરતાં લલિત હોશિયાર છે.
૧૦ જેઠ મહિના જેટલા બીજા મહિના ગરમ હોતા નથી.
૧૧ બધી કસરતોમાં ચાલવાની કસરત ઉત્તમ છે.

૧૨ બધા સદ્‌ગુણોમાં પ્રેમજ ઈશ્વરની નજીક પહોંચે છે.
૧૩ મરાઠાઓમાં શિવાજી શ્રેષ્ઠ નરેશ હતો.
૧૪ હિમાલયનાં શિખરોમાં કૈલાસ ઊંચામાં ઊંચું શિખર છે.
૧૫ રમેશ હરિવદન કરતાં ઝડપથી લખે છે.
૧૬ બધા બૉલરોમાં કાસમ સૌથી ઝડપી બૉલર છે.
૧૭ શાકભાજી અન્ન જેટલાંજ આપણને ઉપયોગી છે.
૧૮ હવા કરતાં પાણી ઓછું ઉપયોગી નથી.
૧૯ સીતા બીજી છોકરીઓ કરતાં વધુ ઝડપથી દોડે છે.
૨૦ સુધાની ઢીંગલી નાનામાં નાની છે.

## ૬૦. સાદાં અને સંયુક્ત વાક્યનું પરસ્પર રૂપાંતર.

**નીચેની** રીતે સાદા વાક્ય અને સંયુક્ત વાક્યનું પરસ્પર રૂપાંતર થઇ શકે છે.

[રૂપાંતર કરતાં સાદા વાક્યના શબ્દગુચ્છનું ઉપવાક્ય બનાવવામાં આવ્યું છે, અને એથી ઊલટું, ઉપવાક્યનો શબ્દગુચ્છ બનાવવામાં આવ્યો છે.]

૧ **સંસારનો ત્યાગ કરીને** તે સંન્યાસી થયો.
**સંસારનો ત્યાગ કર્યો,** અને તે સંન્યાસી થયો.
૨ **ગાળ દેવા ઉપરાંત** તેણે તેને માર્યો.
**તેને ગાળ દીધી,** એટલુંજ નહિ પણ તેને માર્યો.
૩ **મનુષ્યે સુખી થવા** અહંકાર છોડવો જોઇએ.
અહંકાર છોડો, **નહિ તો સુખી થવાશે નહિ.**
૪ **સખત પ્રયત્ન કર્યા છતાં** એવરેસ્ટની ટોચે જઈ શકાયું નહિ.
**સખત પ્રયત્ન કરવામાં આવ્યો,** પણ એવરેસ્ટની ટોચે જઈ શકાયું નહિ.
૫ **સખત હિમ પડવાથી** ગયે વર્ષે તુલ બળી ગયું.
**સખત હિમ પડયું,** તેથી ગયે વર્ષે તુલ બળી ગયું.

૬ આ હુકમની અવગણના કરતાં તમારું આવી બન્યું સમજવું.
આ હુકમની અવગણના કરો, અને તમારું આવી બન્યું સમજવું.

અનોયત્ન ૭૩:

સાદાં વાક્યોને સંયુક્ત વાક્યોનું રૂપ આપો.

૧ આ હદ ઓળંગી જતાં તમે કેદ પકડાશો.
૨ ઘણાએ કાલાવાલા કરવા છતાં તેણે માન્યું નહિ.
૩ તમે મને બોલાવતાં હું અહીં આવ્યો છું.
૪ ઠંડી હવાથી તે બહાર ધ્રૂજતો હતો.
૫ ચોર નાશી જતાં તે પકડાયો નહિ.
૬ આહાર વિહારના નિયમો પાળવાથી માણસ તંદુરસ્ત રહે છે.
૭ વહાણ ભાંગી જવા ઉપરાંત ડૂબી ગયું.
૮ તે ડાહ્યો હોવા ઉપરાંત વિદ્વાન છે.
૯ ગાંધિજી સંત હોવા ઉપરાંત રાજનીતિજ્ઞ છે.
૧૦ ભણતાં પંડિત નીપજે.
૧૧ લખતાં લહિયો થાય.
૧૨ તેનાપર મુશ્કેલી આવી પડતાં તે ડાહ્યો બન્યો.
૧૩ વસંત ઋતુ આવતાં કોયલ ગીત ગાય છે.
૧૪ દશરથે આસનપરથી ઊઠીને વિશ્વામિત્રને આસન આપ્યું.
૧૫ મારું કહ્યું ન માનતાં તમે પસ્તાશો.

મનોયત્ન ૭૪:

સંયુક્ત વાક્યોને સાદાં વાક્યોનું રૂપ આપો.

૧ દિવાળી આવે છે, અને બાળકો આનંદમાં આવી જાય છે.
૨ વિજયની સંપૂર્ણ આશા હતી, તોયે તે ફળી નહિ.
૩ સારા વ્યવસ્થાપકો ન હતા, અને તેથી પ્રદર્શન નિષ્ફળ ગયું.
૪ એકલી માતાનોજ પ્રેમ ભવ્ય નથી, પણ પિતાનો પ્રેમ પણ ભવ્ય છે.

૫ રાઘવેન્દ્રે બધું ગુમાવ્યું, તો પણ તે હતાશ થયો નહિ.
૬ તે કુશળ કારીગર છે, પણ બહુ કમાઈ શકતો નથી.
૭ વરસાદના છાંટા પડતા હતા, તેથી અમે સૌ મિત્રો દોડ્યા.
૮ વસંત બેસી ચૂકી હતી, તેથી કોયલ સંગીત રેલી રહી હતી.
૯ સમયને સાચવતાં શીખો, નહિ તો તે ચાલી જશે.
૧૦ તમે સૌ કોઈને ચાહો, અને સૌ કોઈ તમને ચાહશે.
૧૧ સારા મનુષ્યોની નિંદા થાય છે, પરંતુ તેઓ કોઈની નિંદા કરતા નથી.
૧૨ આપણે ભણવાની ઇચ્છા રાખીએ છીએ, તેથી વાંચીએ છીએ.
૧૩ હોળી સળગે છે, અને બાળકો નગારાં વગાડે છે.
૧૪ તે પ્રધાનોમાં વડો બન્યો એટલે તે વડો પ્રધાન થયો.
૧૫ તે કવિતા લખે છે, એટલુંજ નહિ પણ વાર્તા પણ લખે છે.

**૬૧. સાદા અને મિશ્ર વાક્યનું પરસ્પર રૂપાંતર.**

નીચેની રીતે સાદા અને મિશ્ર વાક્યનું પરસ્પર રૂપાંતર થઈ શકે છે.

૧ **તે દૃશ્ય જોઈને અમે સ્તબ્ધ બન્યા.**
**જ્યારે તે દૃશ્ય અમે જોયું, ત્યારે અમે સ્તબ્ધ બન્યા.**
૨ **કુદરતના ખોળામાં આવેલાં ઘરો સુંદર લાગે છે.**
**જે ઘરો કુદરતના ખોળામાં આવેલાં હોય છે, તે સુંદર લાગે છે.**
૩ **રાત્રે આકાશના તારાઓ જોયા કરવાનું યોગીયે મને કહ્યું.**
**યોગીયે મને કહ્યું, “ રાત્રે આકાશના તારા જોયા કરજો. ”**

**મનોયત્ન ૭૫ :**

સાદાં વાક્યોને મિશ્રવાક્યનું રૂપ આપો. ક્રિયાવિશેષણ વાક્ય વાપરો:
૧ તે નાટક જોઈને અમે આશ્ચર્ય પામ્યા.
૨ રોગ વધુ ગંભીર બનેલો હોવાથી ડૉક્ટરે દવા ઉપરાંત ગોળીઓ પણ આપી.
૩ સફળતા મેળવવાને માટે નિયમિત કાર્ય કરો.
૪ સૂર્યની રજાળ પડતાં અમે બહાર નીસર્યા.
૫ સિપાઈ ઘવાયા છતાં હસતો હતો.

૬ અતિ મુશ્કેલીઓ છતાં ગેરીબૉલ્ડિએ ઇટલીને સ્વતંત્ર કર્યું.
૭ તે નાપાસ થવાથી નિરાશ થઈ ગયો નહિ.
૮ સખત કામ કરીને તે આરામ લે છે.
૯ બહુ દૂર જવાનું હોવાથી તે ઝડપથી ચાલે છે.
૧૦ ટાઢને લીધે મેં ચાદર ઓઢી છે.
૧૧ સમયસર બંબા આવવાથી આગ કાબુમાં આવી.
૧૨ ગંગાજમનામાં ગંગા લાંબી છે.
૧૩ તેણે ભૂલ કરી હોવાથી ખૂબ ભોગવ્યું.
૧૪ ઊંઘતાં પહેલાં તે ઈશ્વરની પ્રાર્થના કરે છે.
૧૫ મેળામાં જઈને સુધાએ રમકડાં ખરીદ્યાં.
૧૬ સૂર્યાસ્ત થતાં અમે બંદરે પહોંચ્યા.
૧૭ પાણી મોડું આવવાથી આગ વધી ગઈ.
૧૮ પાસ થવા માટે અમે સૌએ વાંચ્યું.
૧૯ ગાડીને મોડું થવાથી મુસાફરો અકળાયાં.
૨૦ ઘર ભાંગતૂટ્યું હોવાથી તૂટી પડ્યું.
૨૧ ઝાડને પાણી ન પાવાથી તે મરી ગયું.
૨૨ વફાદારીના અભાવે મિત્રો ગુમાવશો.
૨૩ સૈનિકના સાવધ રહેવાથી તેને શત્રુ થાપ આપી શકતો નથી.
૨૪ વાદળાં ઘેરાવા છતાં વરસાદ પડશે નહિ.
૨૫ તેના સ્ટેશન પાસે ગાડીનો અવરજવર બહુ છે.
૨૬ હું સ્ટેશને જતાં તે મને મળ્યો.
૨૭ ગામને નાકે રમત રમાતી હતી.
૨૮ પહેલા આવવા માટે અમે ખૂબ દોડ્યા.
૨૯ બજારમાં જઈને હું જોઈતી વસ્તુ ખરીદી લાવ્યો.

**મનોયત્ન ૭૬ :**

સાદાં વાક્યોને મિશ્ર વાક્યોનું રૂપ આપો. વિશેષણ વાક્ય વાપરો:

૧ અમારા શિક્ષક પ્રખર બુદ્ધિશાળી છે.

૨ નવરાત્રિના તહેવારો માતાના દિવસો ગણાય છે.
૩ તમારી બોલવાની રીત સાદી નથી.
૪ તમારા ઉચ્ચારો શુદ્ધ નથી.
૫ રાજાના રહેઠાણને રાજમહેલ કહે છે.
૬ આપણે શક્તિ ઉપરાંતનું કામ માથે લેવું નહિ.
૭ ટેકરી ઉપર બાંધેલું ઝૂંપડું સુંદર છે.
૮ મંદિર તરફ જવાનો રસ્તો હું જાણતો નથી.
૯ તેના ભાઈને હું ઓળખતો નથી.
૧૦ ખેડૂત લોકો સરળ હોય છે.
૧૧ આ લાયબ્રેરીનાં પુસ્તકો સારાં છે.
૧૨ શેક્સપિયરનાં લખેલાં નાટકો સર્વત્ર વખણાય છે.
૧૩ કાલિદાસે લખેલું એક મહાકાવ્ય રઘુવંશ તરીકે ઓળખાય છે.
૧૪ આકાશમાં જલદી ઊગતા તારાઓ જોવાની મઝા પડે છે.
૧૫ જગતના દુઃખની ચિંતા કરનારાં મનુષ્યો સાચાં મનુષ્યો છે

## મનોયત્ન ૭૭:

સાદાં વાક્યોને મિશ્ર વાક્યોનું રૂપ આપો. નામ વાક્ય વાપરો:

૧ રાજાએ પ્રધાનને સાંજે મળવા કહ્યું.
૨ તેણે તેના ચાકરને બજારમાં જવા કહ્યું.
૩ તેના ખોવાઈ જવાની વાત ખરી છે.
૪ તેના નહિ આવવાની હકીકત ખોટી છે.
૫ લગ્નમાં ખર્ચોનું વધી જવું કુદરતી છે.
૬ ખેડૂતે હળ ભાંગી ગયાની વાત કહી.
૭ મારી માએ મને મારી બેનના લગ્નની વાત કહી.
૮ પ્રેમ જાદુ હોવાની વાત ખરી છે.
૯ ચોર જવાની ડૉકટરે મને રજા આપી.
૧૦ તારાઓના રાતના અદ્ભુત પ્રકાશની વાત સાચી છે.

૬૨. મિશ્રવાકય અને સંયુક્ત વાકયનું પરસ્પર રૂપાંતર

નીચેની રીતે મિશ્ર વાક્ય અને સંયુક્ત વાક્યનું પરસ્પર રૂપાંતર થઈ શકે છે.

૧ કવિઓ કહે છે, " વરસાદ પડતાં કોયલનો કંઠ બગડેજ "
વરસાદ પડે, એટલે કોયલનો કંઠ બગડે છે; કવિઓ પણ એમજ કહે છે.

૨ જ્યારે સૂર્યોદય થયો, ત્યારે લશ્કર ઊપડ્યું.
સૂર્યોદય થયો, અને લશ્કર ઊપડ્યું.

૩ જો વરસાદ સારો પડશે, તો પાક સારો થશે.
વરસાદ સારો પડશે, અને એમ થતાં પાક સારો થશે.

૪ એટલી બધી કેરીઓ આવી કે ઝાડની ડાળીઓ લચવા લાગી.
ખૂબ કેરીઓ આવી, અને તેથી ઝાડની ડાળીઓ લચવા લાગી.

૫ ગુજરાતી શાળામાં અભ્યાસ પૂરો કર્યો, ત્યારે દાદાભાઈ મુંબાઈ ગયા.
દાદાભાઈએ ગુજરાતી શાળામાં અભ્યાસ પૂરો કર્યો, અને પછી તેઓ મુંબાઈ ગયા.

૬ ઉત્તર ધ્રુવમાં સમશીતોષ્ણ કટિબંધના કરતાં વધારે ઠંડી પડે છે.
સમશીતોષ્ણ કટિબંધમાં ઠંડી પડે છે, પણ ઉત્તર ધ્રુવમાં વધારે પડે છે.

૭ જો આમ કરશો નહિ તો તમે નિષ્ફળ જશો.
આમ કરો, નહિ તો નિષ્ફળ જશો.

૮ જેમ રાજાએ આજ્ઞા કરી તેમ સૈનિકો વર્ત્યા.
રાજાએ આજ્ઞા કરી, અને તે પ્રમાણે સૈનિકો વર્ત્યા.

**મનોયત્ન ૭૮:**

મિશ્ર વાકયોને સંયુક્ત વાકયોનું રૂપ આપો.

૧ બપોરને કૂતરાની ઉપમા આપી છે એવો નવો કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે.

૨ વેદમાં બપોરનું વર્ણન એવું છે કે બપોર એક મોટું શિકારી કૂતરું છે, જે આકાશમાં દોડે છે.

૩ જે તડકો કેળના પેટમાંનું પાણી પણ લૂંટતો નથી તેને તમે ત્રાસદાયક કહો શાથી?

૪ કુદરતનાં રમણીય અને ભવ્ય દશ્યો જોવા માટે આપણે દૂરદૂરની મુસાફરી કરીએ છીએ.

૫ જ્યારે ચોમાસું હોય છે, ત્યારે આકાશે વાદળાં વારંવાર ચઢી આવે છે.

૬ વરસાદ વરસી રહે કે તરત બહાર નીકળો.

૭ જ્યારે આકાશમાં ઇન્દ્રધનુષ ખેંચાયું હોય, ત્યારે નાના છોકરાંનો હર્ષ માતો નથી.

૮ ટ્રેઇનમાં બેસી અમે મુસાફરી કરતા હતા, ત્યારે પશ્ચિમ ઘાટનાં સુંદર દશ્યો અમે જોયાં.

૯ પંચવટીમાં સીતા રહેતાં હતાં, ત્યાં જંગલનાં પશુ અને પંખી સાથે તેમને ખુબ માયા લાગી ગઈ.

૧૦ જો આપણે અવરનવર મુસાફરી કરતા રહીએ, તો આપણો જુવાન જુસ્સો જળવાઈ રહે છે.

૧૧ ચંદ્રની શોભા રાતે એટલી બધી હોય છે, કે દહાડે એને મનઃપૂર્વક જોવાનું મનજ થતું નથી.

૧૨ જેમ દેવો મરતા નથી, અપ્સરાઓનું લાવણ્ય મ્લાન થતું નથી, તેમ તારાઓની તાજગી વાસી થતી નથી.

૧૩ વૃશ્ચિકની શોભા જેટલી એના આકારમાં છે, તેટલી એની દિશામાંએ છે.

૧૪ સવારે એક પછી એક તારા અલોપ થતા હોય, ત્યારે એક જાતનું આકર્ષણ હોય છે.

૧૫ તે જમાનામાં લોકોને સ્વચ્છતાનો ખ્યાલ હશે તે નીચેના વર્ણન પરથી તમને સમજાશે.

૧૬ કવિની પાસે કંઈ પુંછી ન હોવા છતાં, એ તો નોકરી ન કરવાનો ટેક લઈ બેઠા હતા.

૧૭ વિવિધ ક્ષેત્રોમાં નર્મદે જે મેવા બજાવી છે, તે કેટલી અમૂલ્ય હતી!

૧૪ તમે હિંમત હારશો નહિ; ધીરજ રાખો.
૧૫ જાઓ સૈન્ય સજ્જ કરાવો, અને રણવાદ્ય વગડાવો.
૧૬ લક્ષ્મીનંદનને નવી પત્ની તરફથી શીખવણી મળવા લાગી, અને તેથી તેમણે સરસ્વતીચંદ્ર તરફ શંકાની નજરે જોવા માંડ્યું.
૧૭ આ નાટક ભજવાતું હતું, અને ચંદ્રકાંત આવ્યો.
૧૮ કોઈ દેશાભિમાની મિથ્યા હોય છે; તેને દેશદ્રોહી કહેવા જોઈએ.
૧૯ બિન્દુસારના બધા કુંવરોમાં રાજ્યગાદી માટે સૌથી વધારે લાયક અશોક હતો, અને એમ સૌ કોઈ માનતું.
૨૦ અશોક વારંવાર જંગલમાં શિકારે જતો, અને પશુપંખીઓનો સંહાર કરતો.
૨૧ હિંસાથી રાજા ત્રાસી ગયો હતો, અને તેથી બૌદ્ધ ધર્મના સાદા અને સરળ સિદ્ધાંતો તેને ખૂબ ગમ્યા.
૨૨ તેના હૃદયમાં ધર્મની ભાવના જાગી, અને તે જીંદગીભર ભગવાન બુદ્ધનો ઉપાસક બની રહ્યો.
૨૩ એક જજમાન મળી ગયો, એટલે રાંધવાની કડાકૂટ મટી ગઈ.
૨૪ અમે એ ટેકરી પર ચડ્યા; પહેલાં દત્તાત્રેય જઈ આવ્યા અને ટોકરો વગાડી આવ્યા.
૨૫ અમારી સાથે આવેલો છોકરો નાનો હતો, પણ ઉત્સાહભેર તે ડુંગર ચઢી ગયો.
૨૬ માત્ર ખેતીવાડીથી સ્વિટ્ઝર્લૅન્ડના લોકોનું પૂરતું થતું નથી, તેથી તેઓ નવરાશનો વખત ગૃહઉદ્યોગોમાં ગાળે છે.
૨૭ ત્યાંનો પહાડી પ્રદેશ ફળદ્રુપ નથી, છતાંય એક તસુ પણ જમીન ત્યાં અણખેડી પડી નથી.
૨૮ તમે તો આશ્રમમાંજ જીવન ગાળ્યું, એટલે તમને અરણ્યવાસ સહજ થઈ ગયો છે.
૨૯ રામચન્દ્ર ભારે મૂંઝાયા; અને મને શોધવા નીકળ્યા.
૩૦ રામચન્દ્રે સીતાને કાંઠા પર દીઠી, એટલે જરાક આંખ પણ મીંચી.

## પ્રકરણ ૧૯
# ભાષા શુદ્ધિ

### ૬૩. ક્રિયાપદ અને ક્રિયાનાથનો અન્વય

ક્રિયાપદનાં રૂપો વાક્યમાં જે ક્રિયાનાથ હોય તેની સાથે જુદી જુદી રીતે અન્વય લે છે તે બતાવ્યું છે તેનો અભ્યાસ કરો.

| અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|
| (૧) ૧ મેં ચોપડી લખ્યો. | ૧ મેં ચોપડી લખી. |
| ૨ હું જઈએ છીએ. | ૨ હું જાઉં છું. |
| ૩ તમે જાય છે | ૩ તમે જાવ છો. |

| વાક્ય અશુદ્ધિ | શુદ્ધિ નિયમ |
|---|---|
| ૧ ક્રિયાપદની ક્રિયાનાથ પ્રમાણે જાતિ નથી. | ૧ ક્રિયાપદની ક્રિયાનાથ પ્રમાણે જાતિ હોવી જોઇએ. |
| ૨ ક્રિયાપદનું ક્રિયાનાથ પ્રમાણે વચન નથી. | ૨ ક્રિયાપદનું ક્રિયાનાથ પ્રમાણે વચન હોવું જોઇએ. |
| ૩ ક્રિયાપદનો ક્રિયાનાથ પ્રમાણે પુરુષ નથી. | ૩ ક્રિયાપદનો ક્રિયાનાથ પ્રમાણે પુરુષ હોવો જોઈએ. |

**નિયમ:** ક્રિયાપદ પોતાના ક્રિયાનાથ પ્રમાણે જાતિ, વચન અને પુરુષ લે છે.

(૨) **અશુદ્ધ:** ૧ છગન, કાશી અને લલ્લુ **આવ્યા હતા.**

**શુદ્ધ:** છગન, કાશી અને લલ્લુ **આવ્યાં હતાં.**

**અશુદ્ધ:** ૨ ઘોડો, ગાય અને કૂતરું મેદાનમાં ફરતા હતા.

**શુદ્ધ:** ઘોડો, ગાય અને કૂતરું મેદાનમાં **ફરતાં હતાં.**

**નિયમ:**—જુદી જુદી જાતિના એકથી વધુ ક્રિયાનાથો સમુચ્ચય દર્શક 'અને' 'ને' 'તથા' અવ્યયોથી જોડાયેલા હોય તો

૬૪. વિશેષ્ય વિશેષણનો અન્વય

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| સારી છોકરો | સારો છોકરો |
| સારા છોકરીઓ | સારી છોકરીઓ |
| સારા છોકરી | સારી છોકરી |
| સારી છોકરાં | સારાં છોકરાં |

(૧) નિયમ:—વિકારી વિશેષણને વિશેષ્ય પ્રમાણે જાતિ વચન લાગે છે.

[અવિકારી વિશેષણનાં રૂપ બદલાતાં નથી; દા. ત., લાલ ઘોડો, લાલ ઘોડી, લાલ ઘોડું]

વિકારી વિશેષણને વિશેષ્યની વિભક્તિના પ્રત્યયો લાગતા નથી; દા. ત.,

રાતી ઘોડીની લગામ તૂટેલી છે. ['રાતીની ઘોડીની'—એમ આપણે બોલતા નથી.]

પરંતુ કોઈ વાર ત્રીજી કે સાતમી વિભક્તિનો પ્રત્યય 'એ' વિશેષણને લાગે છે; દા. ત.,

૧ ઊંચે સ્વરે બોલવું નહિ.
૨ ધોળે દહાડે ધાડ પડી.

(૨) નિયમ:—જુદી જુદી જાતિનાં એકથી વધારે વિશેષ્ય આવેલાં હોય, તો તે બધાંને માટેનું વિધેય પક્ષમાં આવનારું વિશેષણ નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે, દા ત.,

દાળ, ભાત અને શાક સારાં હતાં.

(૩) નિયમ:—સમાન વચનનાં, એકથી વધારે વિશેષ્યો જુદી જુદી જાતિનાં હોય, અને 'અથવા,' 'કે' એ અવ્યયોથી જોડાયાં હોય, તો વિશેષણ પાસેના વિશેષ્યનો અન્વય લે છે, દા. ત.,

૧ સારી પાપડી કે મેથું લાવજો
૨ મારા રાજા કે રાણીઓ પ્રજાને ગમે છે.

(૪) નિયમ:—(i) જેને છેડે 'ઓ' હોય એવા નર જાતિના વિશેષણના વિશેષ્યને વિભક્તિનો પ્રત્યય લાગે, ત્યારે 'ઓ'નો એકવચન અને બહુવચનમાં 'આ' થાય છે. (ii) જેને છેડે 'ઉં' હોય એવા વિશેષણના વિશેષ્યને જો વિભક્તિનો પ્રત્યય લાગે, તો છેવટના 'ઉં'નો એકવચનમાં 'આ' થાય છે અને બહુવચનમાં 'આં' થાય છે.

| | | |
|---|---|---|
| સારો ઘોડો | સારા ઘોડાને | સારા ઘોડાઓને |
| સારું કૂતરું | સારા કૂતરાને | સારાં કૂતરાંઓને |

**નોંધ:**—નાન્યતર જાતિનું નામ પ્રથમા વિભક્તિ સિવાય બીજીથી તે સાતમી વિભક્તિના એકવચનના પ્રત્યયો લે, ત્યારે તેની આગળ આવતું વિકારી વિશેષણ અનુસ્વાર લેતું નથી દા. ત.,

રાતા ફૂલને, રાતા ફૂલવડે, રાતા ફૂલને, રાતા ફૂલથી, રાતા ફૂલનું, રાતા ફૂલમાં.

**મનોયત્ન ૮૧:**

નીચેનાં વાક્યો કારણો આપી સુધારો.

૧ મેં ખરીદેલી કેરી અને તરબૂચ સારા હતાં.
૨ ખરીદેલું ફળ નકામુ પડ્યું.
૩ મીઠા ફળોનો ભોપટે આહાર કર્યો
૪ તેણે બંધાવેલા ઘરો ખાલી પડી રહ્યાં.
૫ છોકરા અને છોકરીઓના કપડાં તે સંસ્થામાં મફત મળે છે.
૬ મીઠું મોસંબી કે સંતરું લાવજે
૭ મીઠાં સંતરું કે મોસંબી લાવજે.
૮ મીઠા મોસંબી કે સંતરા લાવજે.
૯ ધર્મમાં ઉપદેશેલા મહાન વચનોને હંમેશાં ધ્યાનમાં રાખવા.
૧૦ એક નીચાં ઝાડની છાયામાં તે બેઠો હતો.

ક્રિયાપદ નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે. [ આવા ક્રિયાનાથ વાક્યમાં ઉદ્દેશ્યને સ્થાને હોય છે. ]

પરંતુ એવી રીતે જોડાયલા ક્રિયાનાથો વાક્યમાં કર્મને સ્થાને આવે તો ક્રિયાપદ પાસેના ક્રિયાનાથ પ્રમાણે અન્વય લે છે. દા. ત.,

૧ મેં ગાય, ઘોડો અને ગાડી ખરીદી.
૨ મેં હાથી, સિંહ અને ઊંટ ખરીદ્યું.
૩ મેં લખોટી અને ભમરડો ખરીદ્યો.

(૩) અશુદ્ધ: ૧ તેણે સાલ કે દુપટ્ટો વેચાતાં લીધાં.
૨ ગઈ કાલે, કાશી કે મગન આવેલાં?
૩ સવારે કાકા કે બા સ્ટેશનપર ગયેલાં?

શુદ્ધ: ૧ તેણે સાલ કે દુપટ્ટો વેચાતો લીધો.
૨ ગઈ કાલે, કાશી કે મગન આવેલો?
૩ સવારે કાકા કે બા સ્ટેશનપર ગયેલા?

નિયમ:—જ્યારે જુદી જુદી જાતિના ક્રિયાનાથો વિકલ્પદર્શક 'અથવા' 'વા' 'કે' અવ્યયોથી જોડાય, ત્યારે ક્રિયાપદ નજીકના ક્રિયાનાથની સાથે અન્વય લે છે.

(૪) અશુદ્ધ: ૧ હું અને તે કાલે જશે.
૨ હું, તું અને તે કાલે જશો.

શુદ્ધ: ૧ હું અને તે કાલે જઈશું.
૨ હું, તું અને તે કાલે જઈશું.

નિયમ: પહેલા પુરુષ સર્વનામી ક્રિયાનાથની સાથે જો બીજા કોઈ પુરુષનું સર્વનામ કે નામ ક્રિયાનાથ તરીકે જોડાય, તો ક્રિયાપદ પહેલા પુરુષના બહુવચનમાં આવે છે.

(૫) અશુદ્ધ: તું અને મગન કામે આવજે.
શુદ્ધ: તું અને મગન કામે આવજો.

નિયમ: બીજા પુરુષનું સર્વનામ અને ત્રીજા પુરુષનું સર્વનામ કે નામ ક્રિયાનાથ તરીકે આવે, તો ક્રિયાપદ બીજા પુરુષ બહુવચનમાં આવે છે.

## મહાવરો ૮૦ :

નીચેનાં વાક્યો કારણો આપી સુધારો.

૧ હું પુત્રીના શ્વસુર કુળની પરીક્ષા કરીએ છીએ.
૨ અમારા કુળદેવને સાક્ષી રાખી તું પ્રતિજ્ઞા કરી છે.
૩ મેં સુદામા ચરિત્ર, નાળાખ્યાન અને કુંવરબાઇનું મામેરૂં વાંચ્યાં છે.
૪ રાજા અને રાણી જ્યારે દરબારમાં આવ્યા ત્યારે વૃદ્ધ, યુવાન અને બાળકો ઊભા થયા.
૫ શ્રોતાઓના મનનું રંજન કરવાને હારમોનિયમ, તબલાં અને સારંગી વગાડ્યા.
૬ લગ્નની સામગ્રી માટે મારા કાકાએ કેળાંની લૂમ, સોપારી અને કંકુ લીધા.
૭ તમારે કલમ અથવા ખડિયો લેવી જોઈએ.
૮ હું અને રામદાસ મુસાફરીએ જવાના છે.
૯ હું, તું અને તેઓ કાલે જશો.
૧૦ તુ અને મગનલાલ જશે.
૧૧ નું અને તારો ભાઇ વાર્તા વાચશે.
૧૨ હું અને મારા કાકા ગામ જાય છે
૧૩ તેણે કોટ, પાટલૂન અને ટોપી પહેર્યાં.
૧૪ બીજે દિવસે સાંજે વાળુ કર્યા પછી સરોજ અને વિનોદ પોતાના પિતા પાસે હોંસથી આવી લાગ્યા.
૧૫ તેનું અભિમાન અને ધર્મની ભાવના ઘવાઈ.
૧૬ તું અને મગન જશે.
૧૭ હું અથવા તેઓ ત્યાં જઈશ.
૧૮ અમે મેળામાંથી રમકડાં, મીઠાઈ અને ખુરશી ખરીદ્યા.
૧૯ કાગબો અને સસલું હરિફાઈમાં ઊતર્યાં.
૨૦ હું અને તેઓ ત્યાં જશે.

## પ્રકરણ ૧૯(અ)
# વિરામ ચિહ્ન

૬૫.

૧ ચોરી કરશો નહિ કરો તો તમને શિક્ષા થશે.

૨ ચોરી કરશો નહિ; કરો તો તમને શિક્ષા થશે.

૩ ચોરી કરશો; નહિ કરો તો તમને શિક્ષા થશે.

ઉપરનાં વાક્યો ધ્યાન પૂર્વક વાંચો. પહેલા વાક્યના લખાણને સમજતાં આપણને મુશ્કેલી પડે છે, કારણ એમાં ક્યા શબ્દો કોની સાથે સંબંધ ધરાવે છે તે સ્પષ્ટ થતું નથી.

એનું એજ વાક્ય બીજી રીતે લખવાથી, એટલે કે વિરામ ચિહ્નો યોગ્ય જગ્યાએ મૂકવાથી એનો અર્થ સરળ રીતે સ્પષ્ટ થાય છે.

એજ વાક્યોમાં જો અયોગ્ય જગ્યાએ વિરામ ચિહ્નો મૂકવામાં આવે, તો વાક્યનો અર્થ ઊલટાઈ જાય છે.

આથી સમજાશે કે વાક્યમાં વિરામ ચિહ્નોની યોગ્ય જગ્યાએ જરૂરિયાત છે.

૬૬. **વિરામ ચિહ્નોની જાતો :**

| | | | |
|---|---|---|---|
| ૧ પૂર્ણ વિરામ | . | ૭ લઘુરેખા | – |
| ૨ અલ્પ વિરામ | , | ૮ ગુરુરેખા | — |
| ૩ અર્ધ વિરામ | ; | ૯ અવતરણ ચિહ્ન | " " |
| ૪ ગુરુ વિરામ | : | ૧૦ કૌંસ | ( ) [ ] |
| ૫ પ્રશ્ન ચિહ્ન | ? | ૧૧ લોપ ચિહ્ન | ' |
| ૬ ઉદ્ગાર ચિહ્ન | ! | ૧૨ ટીકા ચિહ્ન | † † * |

૬૭. **પૂર્ણવિરામ :** ક્યાં ક્યાં વપરાય છે?

૧ વાક્યને અંતે : રામ વનમાં ગયા.

૨ શબ્દોના સંક્ષિપ્ત રૂપને અંતે :

તા. ક. = તાજા કલમ — મે. = મહેરબાન

રા. સા. = રાવસાહેબ — શ્રી. = શ્રીયુત

ચિ. = ચિરંજીવી

૩ ટુંકી સહીના અક્ષરો પછી:

મો. ક. ગાંધી = મોહનદાસ કરમચંદ ગાંધી.
ના. દ. કવિ = નાનાલાલ દલપતરામ કવિ.
ક. મા. મુનશી = કનૈયાલાલ માણેકલાલ મુનશી.

૬૮. અલ્પવિરામ ,

૧ વાક્યમાં સંબોધન વિભક્તિવાળા શબ્દો પછી અલ્પવિરામ આવે છે.

(૧) રામ, પાણી લાવ.
(૨) મગન, નિશાળે જા.

૨ સમાન વિભક્તિવાળા નામની પહેલાં અને પછી અલ્પવિરામ આવે છે: ભારતવર્ષનું ભૂષણ, ભાસ્કરાચાર્ય, એક મોટો ખગોળવેત્તા હતો.

૩ વાક્યમાં સમાન અર્થમાં બેથી વધારે પદો કે શબ્દગુચ્છો આવ્યાં હોય, ત્યારે છેલ્લાં બેને ‘ અને ’ થી જોડવાં અને બીજાં પદો પછી કે શબ્દગુચ્છો પછી અલ્પવિરામ મૂકવું.

(૧) રામ, છગન, કાશી અને મોહન મારે ત્યાં આવ્યાં.
(૨) આજે મેં ભવ્ય, પવિત્ર નીરવાળી અને જનોનાં પાપ ધોનારી ગંગા જોઈ.
(૩) હું હસું છું, રમું છું અને છતાં કાર્ય કરું છું.

૪ આગલા વાક્યમાં કોઈ એક પદનો ઉપયોગ થયો હોય અને તે પદનું પુનરાવર્તન ન કરવું હોય, તો નીચેની રીતે અલ્પ-વિરામ વપરાય છે.

(૧) આ મારું ઘર છે; પેલું, તમારું છે.
(૨) આ તારી ચોપડી છે; પેલી, મારી છે.

૫ વાક્યમાં વપરાયેલી પદોની જોડીઓને એકમેકથી છૂટી પાડવા અલ્પવિરામ વપરાય છે.

(૧) ઊંચ અને નીચ, રાય અને રંક, સર્વે કોઈ રૂભામાં આવ્યાં હતાં.

(૨) ભાઈ અને બેન, માતા અને પુત્ર વચ્ચેનો પ્રેમ પવિત્ર હોય છે.

૬ સ્વતંત્ર શબ્દગુચ્છને છૂટો દર્શાવવા માટે અલ્પવિરામ વપરાય છે.

(૧) સર્વ કોઇની હાજરી છતાં, ચોર નાસી ગયો.

(૨) પ્રારબ્ધની અનુકૂળતાએ, અમે સૌ ઇચ્છયું કરી શકીશું.

૭ વાક્યમાં ક્રિયાવિશેષણો અથવા ક્રિયાવિશેષણ શબ્દગુચ્છો આવે તેને જુદાં દર્શાવવા માટે અલ્પવિરામ વપરાય છે.

(૧) છેવટ, પ્રજાની સમક્ષ, તેનો ન્યાય તોલવામાં આવ્યો.

(૨) તે ધીમેથી, ખંતથી અને કુશળતાથી કાર્ય કરે છે.

૮ શબ્દગુચ્છો અથવા ઉપવાકયો જો વાક્યના પેટામાં આવી જાય, તો તેની આગળ અને પાછળ અલ્પવિરામ આવે છે.

(૧) સીતા, આટઆટલું દુઃખ છતાં, નરમ બન્યાં નહિ.

(૨) ગમે તેમ કહો, છેવટ, સંતોષજ જીવનમાં મુખ્ય વસ્તુ છે.

(૩) અયોધ્યાના લોકો, જ્યારે તેમણે રામને જોયા, ત્યારે રડી પડ્યા.

૯ સંયુક્ત વાક્યમાં આવેલા દરેક સ્વતંત્ર વાક્યનો ઉદ્દેશ્ય જુદો હોય, તો તે દરેક વાક્યને છેડે અલ્પવિરામ વપરાય છે, અને છેલ્લાં બે સ્વતંત્ર વાકયોને 'અને'થી જોડવામાં આવે છે. 'અને' પહેલાં પણ અલ્પવિરામ મૂકવું.

(૧) ઇંદ્રનો ક્રોધ ભભૂકી ઊઠ્યો, ઇંદ્રાણી ક્રોધવડે રાતી થઈ, અને અપ્સરાઓ ગભરાઈને મૂર્છા પામી.

(૨) વાદળાં ખૂલી ગયાં, અને વરસાદ પડ્યો.

૧૦ ઉદ્‌ગાર વાચક શબ્દ પછી અલ્પવિરામ વપરાય છે.

અહો, તમે આજે આનંદી જણાઓ છો.

૧૧ નામ વાક્ય, ઉદ્દેશ્ય તરીકે કે કર્મ તરીકે, વાક્યમાં ક્રિયાપદ પહેલાં મૂકાયું હોય તો આ ચિહ્ન વપરાય છે.

(૧) તમે મારે ઘેર જરૂર આવશો, એમ તેણે કહ્યું.

(૨) તેણે પોતાના આત્માને વેચ્યો નહિ, એ વાત ખરી છે.

**નોંધ :**—નામ વાક્ય જો કર્મ તરીકે ક્રિયાપદ પછી સ્થાન પામેલું હોય તો, આ ચિહ્ન વાપરવું નહિ.

મેં કહ્યું કે તેઓ મારે ત્યાં આવશે.

રાજાએ કહ્યું કે પ્રધાને આ વાત સાંભળવી.

૧૨ ક્રિયાવિશેષણ વાક્યને મુખ્ય વાક્યથી જુદું દર્શાવવા અલ્પવિરામ વપરાય છે.

(૧) જ્યારે હું ત્યાં ગયો, ત્યારે સર્વનાશ થઈ ચૂક્યો હતો.

(૨) જો તમે નિયમીત રહેશો, તો સફળ થશો.

(૩) જ્યાં તે ગયો, ત્યાં હું પણ ગયો.

૧૩ જ્યારે વાક્યમાં અવતરણ ચિહ્નો વાપરીએ, ત્યારે અવતરણ ચિહ્નોની આગળ આ ચિહ્ન વપરાય છે.

હરિવદને કહ્યું, " અમે સૌ મેળામાં જઈશું. "

૯૯. ગુરૂવિરામ :

કોઈ એક બાબત વિશે સંપૂર્ણ વિધાન કર્યા પછી, તેને વિશે બીજી રીતે જો વિધાન કરવું હોય, તો એ બન્ને વિધાનો ગુરુવિરામથી જોડાય છે.

ગુરુવિરામ પછી આવતાં વિધાનો આગલા વિધાન વિશે કોઈ વાર ગણત્રી, કોઈ વાર ઉદાહરણ, કોઈ વાર પરિણામ, અને કોઈ વાર કારણ અને વિરોધ દર્શાવે છે.

૧ અમે ઘણી વાનીઓ ખાધી: પેંડા હતા; બરફી હતી; અને કોપરાપાક હતો. [ ગણત્રી ]

૨ વિકારી વિશેષણ પોતાના વિશેષ્ય પ્રમાણે રૂપ લે છે: જેમકે, રાતો ઘોડો. [ ઉદાહરણ ]

૩ આજે દાળાં તોફાને ચડ્યાં છે: કાબુમાં રાખવાની વાત કરવી વ્યર્થ છે. [ પરિણામ ]

૪ કોઇએ ગર્વ કરવો નહિ : રાજા રાવણનું પણ અભિમાન રહ્યું નથી. [ કારણ ]
૫ સિંધમાં સવારે ઠંડી હોય છે : બપોરે તાપ. [ વિરોધ ]

૭૦. અર્ધવિરામ ;

૧ સંયુક્ત વાક્ય હોય, અને દરેક સ્વતંત્ર વાક્યનો ઉદ્દેશ્ય જુદો હોય અને એ સ્વતંત્ર વાક્યો ઉભયાન્વયી અવ્યયોથી જોડાયલાં ન હોય, ત્યારે એ દરેક વાક્ય અર્ધવિરામથી જોડાય છે.
લડાઈમાં સૈનિકો કપાયા; ઘોડાઓનો સંહાર થયો; સેનાપતિ શોધ્યો પણ જડ્યો નહિ.

૨ સંયુક્ત વાક્યના સ્વતંત્ર વાક્યોનો ઉદ્દેશ્ય જુદો જુદો હોય અને તેમાં અલ્પવિરામનો ઉપયોગ થયો હોય, તો તે વાક્યોને ઉભયાન્વયી અવ્યય તથા અર્ધવિરામ એ બન્નેથી જોડવાં. અર્ધવિરામ ઉભયાન્વયી અવ્યય પહેલાં મૂકવું.
હિમાલય જેમાં અનેક નદીઓનાં મુખો આવેલાં છે તે હિમથી આચ્છાદિત રહે છે; અને તેની ઉત્તરે ટીબેટનો ઉચ્ચ પ્રદેશ આવ્યો છે, જે અતિશય શુષ્ક છે.

૭૧. પ્રશ્ન ચિહ્ન ?

વાક્યમાં જ્યારે પ્રશ્ન પૂછવામાં આવે, ત્યારે વાક્યને છેડે આ ચિહ્ન વપરાય છે.

૧ રમેશે તેને પૂછ્યું , " તમે ક્યાં જશો ? "
૨ તમે કેમ છો ?

૭૨. ઉદ્ગાર ચિહ્ન !

ઉદ્ગાર સૂચવનાર શબ્દને કે વાક્યને છેડે આ ચિહ્ન વપરાય છે.

( ૧ ) ખરે ! અમે શું કરીએ તે અમેજ જાણતા નથી.
( ૨ ) અરે ! તમે અત્યારે ક્યાં હશો ?
( ૩ ) કેવી સુંદર ચાંદની !

૭૩. લઘુરેખા –

૧ જ્યારે શબ્દના અવયવોનો વિગ્રહ કરવો હોય, ત્યારે લઘુરેખા વચ્ચે મૂકાય છે.

મહાપરાક્રમી = મહા-પરાક્રમી

૨ વાક્ય લખતાં લીટીને છેડે શબ્દ માત્ર અડધોજ લખાય અને બીજી લીટીમાં બીજો અડધો લખીએ, ત્યારે આ ચિહ્ન વપરાય છે. ચિહ્ન લીટીને છેડે અડધા શબ્દ પછી મૂકવું.

૭૪. ગુરુરેખા –

૧ અર્થ સ્પષ્ટ કરવા માટે વપરાતા શબ્દો કે વાક્યની આગળ તથા પાછળ ગુરુરેખા આવે છે.

દેહ જાળવવાનો નિયમ—સાદો ખોરાક, બ્રહ્મચર્ય વગેરે—બરાબર પળાય તો સહેજે લાંબુ જીવાય.

૨ ઘણી બાબતો વર્ણવી હોય અને પછી તે બધીને માટે ઉદ્દેશ્ય તરીકે એક શબ્દ મૂકવામાં આવે, તો તે શબ્દની પૂર્વે આ ચિહ્ન મૂકાય છે.

દેશખાતર ગરીબી ધારણ કરવી, દેશ ખાતર પૈસાનો ભોગ આપવો, દેશખાતર મરવાની તૈયારી બતાવવી—એ બધી વાતો કંઈ સહેલી નથી.

૩ આપણે એક વાત શરુ કરીએ પણ તરત તે વિચાર અધવચ પડતો મૂકી બીજો વિચાર દર્શાવવાનું શરુ કરીએ, ત્યારે એ ચિહ્ન વપરાય છે.

જો હું રાજા હોત—પણ એ વાતજ પડતી મૂકો.
સભાની અંદર તમે જો જરાક હિંમત—પણ હવે એ સંભાર્યે શો ફાયદો ?

૭૫. અવતરણ ચિહ્ન " "

૧ કોઇના કહેલા કે લખેલા શબ્દો તેના તેજ રૂપમાં લખી

બતાવવા હોય, તો એ શબ્દો અવતરણ ચિહ્નોમાં મૂકાય છે.

તેણે કહ્યું, "હું સભામાં હાજર રહીશ."

એ વાક્યમાં 'કે' શબ્દનો પ્રયોગ કરીએ, તો અવતરણ ચિહ્ન વિના પણ ચાલે છે.

તેણે કહ્યું કે હું સભામાં હાજર રહીશ.

૨ કોઈ પણ શબ્દ, અક્ષર કે અંક ઉદ્દેશ્ય રૂપે વાપરીએ, ત્યારે એવો શબ્દ, અક્ષર કે અંક અવતરણ ચિહ્નની વચ્ચે મૂકાય છે.

'ક' એ મૂળાક્ષરનો પહેલો અક્ષર છે.

'૧૦૦' ને શતક કહે છે.

'સર્વ' એ સર્વનામ છે.

૩ અવતરણ ચિહ્નોમાં અવતરણ ચિહ્નો મૂકવાનો પ્રસંગ આવે, ત્યારે પહેલાં બેવડાં અવતરણ ચિહ્નો વાપરવાં, અને પછી માત્ર એકવડાં અવતરણ ચિહ્ન વાપરવાં.

રામ બોલ્યો, "જ્યારે સતીશે મને કહ્યું, 'આ કંઈ તારું ઘર નથી' ત્યારે હું ખૂબ ખીજવાયો."

૭૬. કૌંસ ( )

વાક્યમાં કંઈ હકીકત સ્પષ્ટ કરવાની હોય, ત્યારે તેવું વિધાન કૌંસની વચમાં મૂકાય છે. વ્યાકરણની દૃષ્ટિએ એ વિધાનને વાક્યની સાથે સંબંધ હોતો નથી, પણ અર્થની દૃષ્ટિએ હોય છે.

૧ મનુષ્યમાં વિવેક બુદ્ધિની (સારા નરસાનો ભેદ પારખવાની) ઉણપ હોય, તો તે પશુ સમાન છે.

૨ હું ગમે તેમ (પછી ભલેને તમે મને મૂર્ખ કહો) આ કાર્ય કરીશ જ.

૭૭. લોપચિહ્ન '

શબ્દનો કોઈ અક્ષર લખવામાં પડતો મૂકવામાં આવ્યો હોય, તો તે સૂચવવા લોપચિહ્ન મૂકાય છે.

પલાંડ = પા'ડ. કહેજો = કે'જો.

૭૮. ટીકાચિહ્ન † ‡ *

લખાણના કોઈ વિધાન વિશે સ્પષ્ટીકરણ કે ટીકા કરવાની જરૂર હોય, તો તે વિધાન અને સ્પષ્ટીકરણ એ બન્ને આગળ એકજ પ્રકારનું ટીકાચિહ્ન વપરાય છે.

### મનોયત્ન ૮૨

નીચેનાં વાકયોમાં પૂર્ણવિરામ મૂકો:

૧ તેના મોટા ભાઈ સૂરતમાં ડે પો સુપરિન્ટેન્ડન્ટ છે.
૨ હું ગઈકાલે દિ બા સાકરલાલ દેસાઇને મળવા ગયેલો.
૩ તમે મે કલેક્ટર સા ને અરજી કરો.
૪ 'ગુજરાતનો નાથ'ના કર્તા ક મા મુનશી છે.
૫ ગો મા ત્રિપાઠી એ સરસ્વતીચંદ્રના કર્તા છે.
૬ એ બહુ નિડર હતા એમની નિડરતાનો એક કિસ્સો જાણવા જેવો છે.

નીચેનાં વાકયોમાં અલ્પવિરામ યોગ્યસ્થળે પૂરો:

૧ "રમેશ તું કયાં ગયો હતો ?"
૨ વડી ધારાસભાના પ્રમુખ વિઠ્ઠલભાઈ પટેલ યુરોપમાં મૃત્યુ પામ્યા હતા.
૩ તું મારે માટે કેરી ફણુસ અને જાંબુ લેતો આવજે.
૪ આ રામનું મકાન છે; પેલુ કોનું છે ?
૫ સુખ અને દુઃખ રાગ અને દ્વેષ શ્રેય અને પ્રેય એ જગતનાં દ્વંદ્વો છે.
૬ વરસાદ પડતો છતાં છોકરાંઓએ રમત ચાલુ રાખી.
૭ અરો તમે અહીં કયાંથી ?
૮ મને થોડું ઠંડું સ્વચ્છ પાણી આપો.
૯ તેણે તેના ભાઈને પૂછ્યું "તું પાછો કયારે આવશે ?"

નીચેનાં વાક્યોમાં અર્ધવિરામ મૂકો :

૧ રામ વનમાં જવા તૈયાર થયા સીતા તથા લક્ષ્મણે તેમની પાછળ જવા હઠ કરી અયોધ્યા શોકમાં ડૂબી ગયું રાજા દશરથે પ્રાણ-ત્યાગ કર્યો.
૨ ઉત્તર હિંદની, નદીઓમાં ઉનાળામાં રેલ આવે છે અને દક્ષિણ હિંદની નદીઓ ત્યારે સુકાઈ જાય છે.
૩ ડૉ. રવીન્દ્રનાથ ટાગોર મહાન કવિ છે અને શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાય મહાન નવલકથાકાર છે.

નીચેનાં વાક્યોમાં ગુરુવિરામ મૂકો :

૧ મેં ઘણી જાતની કેરી ખરીદી આફૂસ, પાયરી, મલગુઓ અને દેશી.
૨ આજે સખત ગરમી પડે છે ફરવા જવાનું બનશે નહિ.
૩ અમદાવાદમાં ઉનાળામાં સખત ગરમી પડે છે મહાબળેશ્વરમાં એ વખતે હવામાન ઠંડું રહે છે.
૪ નીચેના ગુણો વિદ્યાર્થીઓએ જીવનમાં પ્રાપ્ત કરવા જોઈએ સદ્-વર્તન, નિયમિત અભ્યાસ અને ગુરુભક્તિ.

નીચેનાં વાક્યોમાં અવતરણ ચિહ્ન મૂકો :

૧ તેણે કહ્યુ મારાથી એ કામ ન બને.
૨ તમે ક્યાં ગયા હતા ? શેઠે મુનીમને પૂછ્યું.
૩ ત એ દંતસ્થાનનો પહેલો અક્ષર છે.
૪ ૧૦૦૦ એ અંકને સહસ્ર કહે છે.
૫ મગન એ વિશેષનામ છે.
૬ છોકરાએ ફરિયાદ કરી, મેં તેને કહ્યું અહીંથી દૂર ખસ, એટલે તેણે મને જોરથી ધક્કો માર્યો.

નીચેનાં વાક્યોમાં પ્રશ્ન તથા ઉદ્‌ગારચિહ્નો પૂરો :

૧ તમે મારે ત્યાં ક્યારે આવશો
૨ તમે હિમાલયનાં દર્શન કર્યાં છે

૩ તે છોકરો બૂમ પાડી ઉઠયો, "સાપ સાપ"
૪ તે કંઈ માણસ છે કેટલો નઠોર
૫ ચૂપ કોઈ આવે
૬ શાબાશ તેં રંગ રાખ્યો.
૭ ધિક્ છે તેને તેણે આવું કામ કર્યું
૮ અહાહા નદીમાં કેવું મોટું પૂર
૯ પદ્મ ક્યારે ખીલે છે

નીચેનાં વાક્યોમાં ગુરુરેખા મૂકોઃ

૧ પાંચ વાગ્યે ઉઠવું, સ્નાન કરી લઈ ફરવા જવું અને ત્યાંથી આવી અભ્યાસ કરવા બેસવું એ તેનો રોજનો નિયમ હતો.
૨ સત્યનું આચરણ કરવું, પારકાની નિંદા ન કરવી કોઈ પ્રકારની હિંસા ન કરવી અને અભિમાનથી દૂર રહેવું એ સાચા ભક્તનાં લક્ષણ છે.
૩ જો તમે વખતસર આવ્યા હોત પણ એ વાતજ જવા દો.
૪ તેને એક વાત ગુલામીમાં સબડ્યા કરવું અતિશય દુખી રહી હતી.

## મનોયત્ન ૮૩ઃ

યોગ્ય વિરામ ચિહ્નો મૂકોઃ

૧ બેટા છાનો રહી જા.
૨ તમે મારું આટલું કામ નહિ કરો
૩ પણ બાપુજી પેલી ધોરી નસોને તો જાસુડીઆ રંગની ચાતરી છે
૪ તેણે કહ્યું હું કાલે કામે જઈશ.
૫ તેણે પૂછ્યું તમે શું કરો છો
૬ અહાહા શી રમણીય ચાંદની
૭ આ ઉપરથી તમે જોઈ શકશો કે અતિશય ટાઢથી રક્ષણ કરવાનો ચામડાનો પોશાક અનાજને અભાવે કાચાં માંસ માછલીનો આહાર અને બીજાં સાધનની ગેરહાજરીમાં બરફના ઘરમાં કે ચામડાના

તંબુમાં વાસ અને એ ત્રણે મેળવવાને સખત મહેનત અને સતત ઉદ્યોગ એ એસ્કિમોના જીવનની મુખ્ય બાબતો છે.

૮ મહાદેવી આ તે શું કહેવાય આ કંઈ વૈશાલિ નથી કે વગર અધિકારે ગમે ત્યાં ઘુસી જવાય છોડો મારા શુકને.

૯ શું મેં આ કૃત્ય કરાવ્યું તું દાસી મારું લુણ ખાઈ મનેજ મારવા બેઠી.

૧૦ આગળ જ્યાં કાદવ વધારે સુકાઈ જમીન નક્કર થતાં ગાય બળદ પાડા ભેંસો મેંઢાં બકરાં ઈત્યાદિનાં પગલાંની તે ઉપર છાપ પડે છે.

૧૧ અને આ પછી જ્યારે બે મદમસ્ત પાડા શીંગડાંથી કાદવ ખુંદીને એક બીજા સાથે લડે છે ત્યારે નદીકાંઠે પડેલાં પગલાં અને શિંગડાનાં ચિહ્નોથી મને મહિષકુળના ભારતીય યુદ્ધનો ઇતિહાસજ આ કર્દમલેખમાં લખી રાખ્યો છે એવો ભાસ થાય છે.

૧૨ સવારના અથવા સાંજના આકાશમાં રંગપંચમી ઉજવવા માટે વાદળાં હોવાંજ જોઈએ એવો કંઈ નિયમ નથી.

૧૩ ઍડિસન અને સ્ટીલના વખતમાં ઇંગ્લંડની યુવતીઓ પોતાના ચહેરાનું સૌંદર્ય ખીલવવા માટે ચહેરા ઉપર ઠેકઠેકાણે ચિત્રવિચિત્ર રંગની સાટીન કે મખમલની ટીપકીઓ ચોંટાડતી.

૧૪ આજકાલની સવારો ગ્રીષ્માંતરની ઉષા જેવીજ રમણીય છે અને તેથી આટલો વર્ષાદ ખમ્યા પછી પણ મીઠું મધુરું ગાવાનું કોયલને સુઝે છે.

૧૫ ચંદ્ર ઉગ્યો શુક્ર ચમક્યો વાદળાંને કારણે આસમાનમાં મૃગલાનાં પગલાં ઘડીકમાં એક દેખાય ને ઘડીકમાં બીજું દેખાય.

૧૬ પ્રકાશની ગતિ એક સેકંડે એક લાખ છયાસી હજાર ચારસો વીસ માઈલ છે. મુંબાઈથી ન્યુયૉર્કનું અંતર જેમ આપણે ઈંચ આંગળ કે દોરાથી માપતા નથી માઈલથી માપીએ છીએ તેમ પ્રકાશની ગતિનો વિચાર કરતી વખતે નાનામાં નાનો એકાંક ( એકમ ) માઈલનો ન ગણતાં ઉપર બતાવેલી ગતિએ પ્રકાશ એક વરસ સુધી એટલે કે

ત્રણ કરોડ અગિયાર લાખ ચાર હજાર સેકંડ સુધી દોડીને જેટલું અંતર કાપે તેટલા માઈલનો ગણાય છે. એ અંતર ૫૭૯૮૪૦ કરોડ માઈલનો છે એને તેનો વત્સર કહે છે.

૧૭ શિક્ષણશાસ્ત્રના નિયમ પ્રમાણે ધાર્મિક કેળવણીમાં પ્રથમ વાર્તા પછી વર્ણન તે પછી ઇતિહાસ તે પછી તત્ત્વજ્ઞાન તત્ત્વજ્ઞાન પછી બીજા ધર્મો સાથે તુલના અને આખરે ધર્મ સંશોધન આવો ક્રમ રાખવો જોઇએ.

૧૮ આજનાં બાળકો આપણા ખોળામાં રમતાં બાળકો ભવિષ્ય કાળના શહેરીઓ છે.

૧૯ સામાન્ય લોકો ભવિષ્યકાળને અસ્પષ્ટ દૂરવર્તી અને પડદા પાછળ ઢંકાયેલો માને છે પણ એ વાત સાચી નથી. ભવિષ્યકાળ વર્તમાન-કાળમાં છુપી રીતે વિચરે છે વર્તમાનકાળમાં રહેતો છતાં તે વર્તમાન-કાળના નિયમોથી બંધાયેલો રહેતો નથી. તેના પોતાના ભવિષ્યના નિયમો જુદાજ હોય છે તેનેજ તે વફાદાર રહે છે.

૨૦ આજે દેશમાં અસંખ્ય ગરીબ બાળકો લગભગ આખો દેશ કેળવણી વગર પડેલાં છે—તે સ્થિતિને કોઈ કુદરતી કેળવણી નથી કહેતું.

૨૧ ઇંદ્રિયોની મદદથી સૃષ્ટિનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરવું નિરીક્ષણ પરી-ક્ષણ તુલના અને વર્ગીકરણ દ્વારા એ જ્ઞાન ચોકકસ કરવુ એ મનુ-ષ્યનો ખાસ અધિકાર છે.

૨૨. માતાજી કેવી મનોહર નદીઓ કેવાં સુંદર પંખીઓ બિચારાં નિર્દોષ હરણો ભવ્ય એ પર્વતો અને બિહામણા એ રાક્ષસો વીર લક્ષ્મણ અમારી આગળ ચાલે રસ્તામાં કાંટા હોય તે દૂર કરે ઝાડનાં ડાળાં નડે તો કાપી નાંખે અને અમારો માર્ગ સાફ રાખે. એ પર્ણકુટી તો એવી સરસ બનાવી જાણે કે ન પૂછો વાત લક્ષ્મણ હમારી શૈયા બનાવે અને આખી રાત ખડે પગે ચોકી કરે.

૨૩. માજી ચોકારો નહિ તાજી કુંપળોની અને સુગંધીવાળાં ફૂલોની શૈયાઓ લક્ષ્મણે બનાવી હોય તેમાં પડ્યાં પડ્યાં અમે કંઈ કંઈ વાતો કરીએ તો રાત આખી ખૂટી જાય પણ અમારી વાત ન ખૂટે.

૨૪ આજનો આશ્રમવાસ મને સાલે છે એટલા માટે કે ક્રૂર દૈવે આવી આવી વાતો કરવાનો અમારો લહાવો પણ રહેવા નથી દીધો.

૨૫ માતાજી મારાં આવાં કલ્લોલનાં પણ દશ વર્ષ ગયાં પણ ક્રૂર દૈવ તે સાંખી શક્યો નહિ. હું રાક્ષસોની વચ્ચે રહેતી હતી તેનું મને ભાન ન રહ્યું રામ લક્ષ્મણે જનસ્થાનના હજારો રાક્ષસોને મારી નાંખ્યા છે તેનું મને ભાન ન રહ્યું દુશ્મન જ્યારે બહુ શાંત દેખાય ત્યારે વધારે ભય માટે તૈયાર રહેવું એ મારા ખ્યાલમાં ન રહ્યું હું તો આનંદ અને કલ્લોલના આવેશમાં જગતમાં ભય અને દુઃખ અથવા દુઃખ જેવી વસ્તુ છેજ નહિ એમ માનતી થઈ ગઈ.

---

## પ્રકરણ ૨૦

## સંધિ

૭૯. ગજેન્દ્ર, રમેશ, કવીશ્વર.

ઉપરના શબ્દોમાંનો દરેક શબ્દ સ્વતંત્ર અને આખો હોય એમ લાગે છે, પરંતુ ખરું જોતાં એ દરેક શબ્દ બે શબ્દોનો બનેલો છે; દા. ત., ગજ+ઇન્દ્ર, રમા+ઈશ, કવિ+ઈશ્વર. સંસ્કૃત ભાષાના ઉચ્ચાર શાસ્ત્રના નિયમ પ્રમાણે પાસપાસે આવેલા અક્ષરો ઉપરની રીતે અમુક નિયમોને અનુસરી જોડાય છે. આવી રીતે અક્ષરોનું કે વર્ણોનું જોડાવું તેને સંધિ કહે છે, અને તેના નિયમો સંધિ-નિયમો અથવા અક્ષરના જોડાણના નિયમો કહેવાય છે.

૮૦. સંધિના પ્રકાર:

સંધિ ચાર પ્રકારની છે: સ્વરસંધિ, વ્યંજનસંધિ, વિસર્ગસંધિ, અનુસ્વારસંધિ.

[નોંધ: સંસ્કૃત વાક્યના લખાણમાં જુદાં જુદાં પદો સંધિના નિયમો

જોડીને લખવામાં આવે છે. ગુજરાતી વાક્યમાં પદો જોડીને લખવાનો રિવાજ નથી, પરંતુ સંસ્કૃત ઉપરથી ઉતરી આવેલા સંયુક્ત શબ્દો સંધિપૂર્વકજ બોલાય છે, અને લખાય છે.]

૮૧. સ્વરસંધિ

| સંધિ નિયમ. | દાખલા |
|---|---|
| ૧ અ + અ = આ | દેશ + અટન = દેશાટન |
| | પરમ + અર્થ = પરમાર્થ |
| | વાક્ય + અનુવાદ = વાક્યાનુવાદ |
| અ + આ = આ | દુગ્ધ + આલય = દુગ્ધાલય |
| | મયૂર + આસન = મયૂરાસન |
| | હિમ + આલય = હિમાલય |
| આ + અ = આ | ભાષા + અંતર = ભાષાંતર |
| | કવિતા + અનુવાદ = કવિતાનુવાદ |
| | ગંગા + અવતરણ = ગંગાવતરણ |
| આ + આ = આ | મિથ્યા + આશા = મિથ્યાશા |
| | માતા + આજ્ઞા = માતાજ્ઞા |
| | મહા + આકાંક્ષા = મહાકાંક્ષા |
| | મહા + આકાશ મહાકાશ |
| ૨ ઇ + ઇ = ઈ | હરિ + ઇન્દ્ર = હરીન્દ્ર |
| ઈ + ઈ = ઈ | શ્રી + ઈશચંદ્ર = શ્રીશચંદ્ર |
| | ગૌરી + ઈશ = ગૌરીશ |
| ઇ + ઈ = ઈ | પરિ + ઈક્ષા = પરીક્ષા |
| ઈ + ઇ = ઈ | યોગી + ઇન્દ્ર = યોગીન્દ્ર |
| ૩ ઉ + ઉ = ઊ | ભાનુ + ઉદય = ભાનૂદય |
| ઉ + ઊ = ઊ | સિંધુ + ઊર્મિ = સિંધૂર્મિ |

| | | |
|---|---|---|
| ૪ | અ + ઈ = એ | પરમ + ઈશ = પરમેશ |
| | અ + ઇ = એ | રમણ + ઇચ્છા = રમણેચ્છા |
| | આ + ઇ = એ | રમા + ઇચ્છા = રમેચ્છા |
| | આ + ઈ = એ | રમા + ઈશ = રમેશ |
| ૫ | અ + ઉ = ઓ | ચંદ્ર + ઉદય = ચંદ્રોદય |
| | અ + ઊ = ઓ | સાગર + ઊર્મિ = સાગરોર્મિ |
| | આ + ઉ = ઓ | શાળા + ઉપયોગી = શાળોપયોગી |
| | આ + ઊ = ઓ | ગંગા + ઊર્મિ = ગંગોર્મિ |
| ૬ | અ + ઋ = અર્ | બ્રહ્મ + ઋષિ = બ્રહ્મર્ષિ |
| | આ + ઋ = અર્ | વર્ષા + ઋતુ = વર્ષર્તુ |
| ૭ | અ + એ = ઐ | લોક + એષણા = લોકૈષણા |
| | અ + ઐ = ઐ | માનવ + ઐક્ય = માનવૈક્ય |
| | આ + એ = ઐ | ભાષા + એકતા = ભાષૈકતા |
| | આ + ઐ = ઐ | મહા + ઐશ્વર્ય = મહૈશ્વર્ય |
| ૮ | અ + ઓ = ઔ | ઉષ્ણ + ઓદન = ઉષ્ણૌદન |
| | અ + ઔ = ઔ | વન + ઔષધિ = વનૌષધિ |
| | આ + ઔ = ઔ | મહા + ઔષધ = મહૌષધ |
| | આ + ઓ = ઔ | મહા + ઓજસ્વી = મહૌજસ્વી |
| ૯ | ઇ + ઉ = ય્ + ઉ | પ્રતિ + ઉત્તર = પ્રત્યુત્તર |
| | ઇ + અ = ય્ + અ | ગતિ + અંતર = ગત્યંતર |
| | ઇ + આ = ય્ + આ | હરિ + આદેશ = હર્યાદેશ |

'ઇ' પછી કોઇપણ અસવર્ણ સ્વર આવે તો 'ઇ'નો 'ય્' થાય છે.

| | | |
|---|---|---|
| ૧૦ | ઉ + આ = વ્ + આ | ગુરુ + આદેશ = ગુર્વાદેશ |
| | ઉ + અ = વ્ + અ | મનુ + અંતર = મન્વંતર |
| | ઉ + ઇ = વ્ + ઇ | લઘુ + ઇચ્છા = લઘ્વિચ્છા |

'ઉ' પછી જો કોઇપણ વિજાતીય સ્વર આવે તો 'ઉ'નો 'વ્' થાય છે.

૧૧ ઋ + અ = ર્ + અ    કર્તૃ + અર્થે = કર્ત્રર્થે

ઋ + આ = ર્ + આ    ભર્તૃ + આશા = ભર્ત્રાશા

‘ઋ’ પછી જો કોઈ જુદો સ્વર આવે તો ‘ઋ’ નો ‘ર્’ થાય છે.

૮૨. વ્યંજનસંધિ

જેમ બે સ્વરોની સંધિ થાય છે તેમ બે વ્યંજનો સાથે આવે તો તેમની પણ સંધિ થાય છે; તેને વ્યંજનસંધિ કહે છે.

શ્રીમત્ + ભાગવત = શ્રીમદ્‌ભાગવત

ચિત્ + ગુણ = ચિદ્‌ગુણ

સત્ + આશા = સદાશા

પ્રાક્ + ઈશુ = પ્રાગીશુ

૧ અઘોષ વ્યંજન પછી ઘોષ વ્યંજન અથવા સ્વર આવે તો અઘોષનો પોતાના વર્ગનો ત્રીજો ઘોષ થાય છે.

સત્ + ચિત્ = સચ્ચિત્

તત્ + છત્ર = તચ્છત્ર

ઉત્ + લાસ = ઉલ્લાસ

ઉત્ + ચાર = ઉચ્ચાર

વિત્ + ટલ = વિટ્ટલ

૨ કોઈપણ દંતસ્થાનના અક્ષર પછી તાલુસ્થાન, કે મૂર્ધન્યસ્થાનનો વ્યંજન કે ‘લ’ આવે તો તે પાછળના વ્યંજનનું રૂપ લે છે.

શ્રીમત્ + શંકરાચાર્ય = શ્રીમચ્છંકરાચાર્ય

સત્ + શરણ = સચ્છરણ

અધ્ + શેર = અચ્છેર

૩ દંતસ્થાનના અક્ષર પછી જો તાલવ્ય ‘શ્’ આવે તો દંત્યનો ‘ચ્’ થાય અને ‘શ્’ નો ‘છ્’ થાય.

ચિત્ + મય = ચિન્મય

ઉત્ + નતિ = ઉન્નતિ

દિક્ + મૂઢ = દિઙ્મૂઢ

ષટ્ + માસિક = ષણ્માસિક
પ્રાક્ + મુખ = પ્રાઙ્મુખ

૪ જો પાછળના શબ્દની શરૂઆતમાં અનુનાસિક હોય, તો પહેલા શબ્દને છેડે જે અક્ષર હોય તે પોતાના વર્ગનો અનુનાસિક બને છે.

દિશ્ + કાલ = દિક્કાલ
ઉદ્ + પત્તિ = ઉત્પત્તિ
વિપદ્ + કાલ = વિપત્કાલ

૫ અનુનાસિક સિવાયના દરેક સ્થાનના પહેલા ચાર એટલે બધા મળીને વીસ વ્યંજનો પછી અઘોષ વ્યંજન આવે, તો આગલા વ્યંજનને બદલે તેના વર્ગનો પહેલો વ્યંજન થાય છે.

ઉત્ + ધાર = ઉદ્ધાર
વાક્ + હરિ = વાગ્ઘરિ
તત્ + હિત = તદ્ધિત
પત્ + હતિ = પદ્ધતિ

૬ 'હ' ની પહેલાં વર્ગીય ચાર વ્યંજનોમાંનો ગમે તે આવ્યો હોય, તો 'હ' નો તેજ વર્ગનો ચોથો વ્યંજન થાય છે, અને આગલા વ્યંજનનો પોતાના વર્ગનો ત્રીજો થાય છે.

૮૩. વિસર્ગ સંધિ

નિઃ + અર્થક = નિરર્થક
દુઃ + ગતિ = દુર્ગતિ
નિઃ + ઉત્તર = નિરુત્તર
નિઃ + ગમ = નિર્ગમ

૧ વિસર્ગની પૂર્વે 'અ' 'આ' સિવાયનો સ્વર હોય, અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો 'ર્' થાય છે.

નિઃ + રવ = નીરવ
નિઃ + રસ = નીરસ
નિઃ + રોગ = નીરોગ

૨ વિસર્ગનો 'ર્' થયા પછી જો 'ર્' આવે તો પહેલો 'ર્' ઊડી જાય છે અને તેની પહેલાંનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે.

દુઃ+સાર=દુસ્સાર
દુઃ+તર=દુસ્તર
નિઃ+તાપ=નિસ્તાપ

૩ વિસર્ગ પછી 'ત્' 'થ્' અને 'સ્' આવે તો તેનો 'સ્' થાય છે.

નિઃ+ચિંત=નિશ્ચિંત
નિઃ+ચલ=નિશ્ચલ

૪ વિસર્ગની પછી 'ચ્' કે 'છ્' આવ્યો હોય તો તેનો 'શ્' થાય છે.

નિઃ+પ્રયોજન=નિષ્પ્રયોજન
નિઃ+ પ્રાણ =નિષ્પ્રાણ
નિઃ+ ફળ =નિષ્ફળ
નિઃ+ ક્રમણ =નિષ્ક્રમણ

૫ આવી રીતે વિસર્ગની પછી ક્, ખ્, પ્, ફ્, ટ્, ઠ્ આવે તો તેનો મૂર્ધન્ય 'ષ્' થઈ જાય છે.

૮૪. અનુસ્વારસંધિ

સં + ઋદ્ધિ = સમૃદ્ધિ
સં + આગમ = સમાગમ
સં + આધાન = સમાધાન

૧ અનુસ્વાર પછી સ્વર આવે, તો અનુસ્વારનો 'મ્' થાય છે.

| સંસ્કૃતમાં લખવાની પદ્ધતિ | ગુજરાતીમાં લખવાની પદ્ધતિ |
|---|---|
| પ્રાન્ત | પ્રાંત |
| કાન્તિ | કાંતિ |
| કુમ્ભ | કુંભ |
| કુણ્ડ | કુંડ |
| ગઙ્ગા | ગંગા |
| કુઞ્જ | કુંજ |

૨ અનુસ્વાર પછી વર્ગીય વ્યંજનના કોઈ પણ સ્થાનના પહેલા ચાર વ્યંજન આવે, તો અનુસ્વારને બદલે તે વ્યંજનના સ્થાનનો અનુનાસિક ( ઙ, ઞ, ણ, ન, મ, ) આવે છે.

**નોંધ :** સંસ્કૃતમાં ઉપર જણાવ્યા મુજબ લખાય અને બોલાય છે, પણ ગુજરાતીમાં ઘણુંખરું અનુનાસિકને બદલે અનુસ્વાર લખાય છે તોપણ અનુનાસિકનોજ ઉચ્ચાર કરવાનો હોય છે.

---

સંરક્ષણ
સંલગ્ન
સંહાર
સંવાદ

૩ અનુસ્વાર પછી ય્, ર્, લ્, વ્, ષ્, શ્, સ્, હ્, આવે તો અનુસ્વાર અનુસ્વારજ રહે છે અને તેનો ઉચ્ચાર 'ઑં' ને મળતો થાય છે.

### અભ્યાસ ૮૪:

સંધિ કરો:

| | | |
|---|---|---|
| અરુણ + ઉદય | રવિ + ઇન્દ્ર | દુઃ + આરાધ્ય |
| નિઃ + આમિષ | ચન્દ્ર + ઉદય | પશ્ચાત્ + ભૂમિ |
| પ્રતિ + અંગ | સૂર્ય + અસ્ત | સત્ + છાયા |
| ઉત્ + માદ | નિઃ + માન | લોક + ઇચ્છા |
| નિઃ + મલ | ભિન્ન + આસ્પદ | સદ + ઉદર |
| સ + ઇન્દ્રિય | વડિલ + ઉપાર્જિત | ગુ + અસ્થના |
| સપ્ત + ઋષિ | શિવ + ઉપાસના | પુરમ્ + દિન |
| પ્રાક્ + ઈશુ | કલા + ઉધ્ધાર | કૃત + અર્થ |
| ઉત્ + વાહ | જ્ઞાન + ઈશ્વર | ઉત્ + ગુંફલ |
| ઉત્ + મદ | નિ. + વ્યાજ | સત્ + અસત્ |
| દુઃ + શોધન | સત્ + આચાર | નર + ઈશ |

| | | |
|---|---|---|
| પાતસ્ + કાલ | જન્મ + અંતર | વ્યોમ + ઈશ |
| અપ્ + સરસ્ | પરમ + ઉચિત | રસ + એકતા |
| આશિસ્ + વાદ | વંધ + ઉપાધ્યાય | વાક્ + ધર્મ |
| ધનુસ્ + ધર | ઉત્ + ધાર | કમલા + ઈશ્વર |
| નિઃ + અપેક્ષ | મહા + ઊર્મિ | દેવ + આલય |
| જન્મ + અંધ | અન્ + આર્ય | નિઃ + જન |
| વિદ્વત્ + મંડળ | આમૂલ + અગ્ર | પુનઃ + આગમન |
| પર + ઉપકાર | કુશ + અગ્ર | મૃત્ + શકટીક |
| મહા + ઉદય | સન્ + મુખ | ચિત્ + ધર્મ |
| ગુરુ + ઉદય | અતિ + ઉષ્ણ | ચિત્ + વૃત્તિ |
| ગુરુ + આશા | ઉપરિ + ઉક્ત | શાસ્ત્ર + ઉક્ત |
| અધ્ + શેર | પરિ + એષણા | ષડ્ + રીપુ |
| આયુઃ + વેદ | ષડ્ + મુખ | ઋક્ + વેદ |
| રસ + ઈશ | વાક્ + દાન | |

## મનોયત્ન ૮૫ :

સંધિ છૂટી પાડો :

| | | |
|---|---|---|
| આધ્યાત્મિક | પુનર્જન્મ | ગંગેશ |
| વાતાવરણ | પ્રાદુર્ભાવ | ગંગોપાધ્યાય |
| સ્વાધ્યાય | ભમાશા | પરમેશ્વર |
| પક્ષાપક્ષ | હતાશ | નિરીશ્વર |
| નિરુત્સાહી | નિરાશ | પ્રાગૈતિહાસિક |
| નિઃસાર | કાલાંતર | સમીક્ષા |
| નિઃક્ષત્રિય | દેશાભિમાન | પરીક્ષા |
| વિંધ્યાચળ | પુરઃસર | પર્યટન |
| ઉદ્ધાર | પુરોગામી | પર્યેષણા |

| | | |
|---|---|---|
| સન્નિષ્ઠ | કાલાનુક્રમ | લોકૈષણા |
| દુગ્ધાલય | મૃગેન્દ્ર | શાળોપયોગી |
| દંડકારણ્ય | તત્કાલ | સ્વેચ્છા |
| બુદ્ધોત્તરકાલીન | મૃગેચ્છા | એકાગ્ર |
| શંકરાચાર્ય | યોગેન્દ્ર | પદ્ધતિ |
| અનુત્તર | કવીશ્વર | નીરોગ |
| પુનરુત્થાન | સ્વાગત | નીરસ |
| વિદ્યાર્થી | નાસ્તિક | મૃણ્મય |
| દીપાલી | નિષ્પક્ષપાત | મૃદાવરણ |
| દિવાળી | ઉપેક્ષા | કર્મેન્દ્રિય |
| સંગીત | અજરામર | રજોગુણ |
| તલ્લીન | પતિતોદ્ધાર | તપોવન |
| પુનર્દર્શન | મિથ્યાચાર | દિનેશ |
| નિરુપમા | દુર્જેય | શશાંક |
| સ્નેહાધીન | અતીન્દ્રિય | કેન્દ્રોત્સારી |
| શિષ્ટાચાર | નિરીન્દ્રિય | વિદ્યુલ્લતા |
| સૌંદર્યોપાસના | નભોમંડળ | કઠોપનિષદ |
| મહેશ | પરાઙ્મુખ | તપશ્ચર્યા |
| ઉદાવરણ | વિશ્વેશ્વર | તપોધન |
| પુરુષાર્થ | સચ્છાસ્ત્ર | ઉજ્જ્વળ |
| પ્રાયશ્ચિત્ત | વાક્પાટવ | અનાવિલ |
| છંદઃશાસ્ત્ર | પરોપકારી | સ્વચ્છ |
| છંદોબદ્ધ | પરોપકાર | મનોવૃત્તિ |
| પ્રેમાંકુર | નિરાશ્રિત | અતિશયોક્તિ |
| જૈનેતર | નિરામિષ | નિર્વિષય |
| અહિંસાત્મક | સંયુક્ત | મેન્દ્રિય |
| ઉત્તરાયણ | દ્વૈતાદ્વૈત | ઉદ્દીપન |
| આશીર્વાદ | લાભાલાભ | સ્પર્શેન્દ્રિય |

| | | |
|---|---|---|
| બહિષ્કૃત | મનોમુકુર | હૃદયેશ |
| પુનરુજ્જીવન | નિર્વિકલ્પ | મુક્તાત્મા |
| તેજોવધ | પ્રેમાનંદ | તલ્લીન |
| સમર્પિ | તેજોહીન | પ્રેમાસક્ત |

---

## પ્રકરણ ૨૧
## સમાસ

૮૫.

જ્યારે બે કે તેથી વધારે શબ્દો સાથે આવે અને અર્થની દૃષ્ટિએ એક શબ્દ તરીકે વપરાય, ત્યારે એ શબ્દોનો સમાસ થયો કહેવાય છે.

[ 'સમાસ' શબ્દ 'અસ્' એટલે 'હોવું' એ ધાતુ અને 'સમ્' એટલે 'સાથે' એ ઉપસર્ગના યોગથી બનેલો છે. સમાસ એટલે સાથે હોવું તે. ]

દા. ત.: તેણે પોતાના માતાપિતાને વંદન કર્યાં.

આ વાક્યમાં 'માતાપિતા' નો અર્થ માતાને અને પિતાને એવો થાય છે. 'માતાપિતા' શબ્દ સમાસ છે. આખો સમાસ વ્યાકરણની દૃષ્ટિએ પદ ગણાય છે, અને તેથી 'માતાપિતા' એ આખા સામાસિક શબ્દને વિભક્તિનો પ્રત્યય, 'ને', લાગ્યો છે.

૮૬.

સમાસમાં વપરાએલા શબ્દોને જ્યારે છૂટા પાડીને તેમની વચ્ચેનો સંબંધ બતાવાય, ત્યારે સમાસનો વિગ્રહ કર્યો કહેવાય છે.

૮૭. **સમાસના પ્રકાર: દ્વન્દ્વ**

| (૧) સમાસ | વિગ્રહ |
|---|---|
| ભાઈબેન | ભાઈ અને બેન |
| સીતારામ | સીતા અને રામ |

| સમાસ | વિગ્રહ |
| --- | --- |
| પાંચસાત | પાંચ અથવા સાત |
| રામલક્ષ્મણભરતશત્રુઘ્ન | રામ અને લક્ષ્મણ અને ભરત અને શત્રુઘ્ન |

જ્યારે શબ્દોમાં આવેલાં પદોનો સંબંધ 'અને' કે 'અથવા' થી હોય છે, ત્યારે તે **દ્વન્દ્વસમાસ** કહેવાય છે. એ બધાં પદો સમાન કક્ષાનાં હોય છે.

### ૨ તત્પુરુષ

જે સમાસમાં પૂર્વપદ ઉત્તરપદની સાથે વિભક્તિના સંબંધે જોડાયલું હોય પણ વિભક્તિનો પ્રત્યય અધ્યાહાર હોય, એવો સમાસ તત્પુરુષ કહેવાય છે. આ સમાસમાં ઉત્તરપદ મુખ્ય હોય, છે, અને પૂર્વપદ ગૌણ હોય છે. પૂર્વપદ ઉત્તરપદનો અર્થ સ્પષ્ટ કરવાનું કાર્ય કરે છે અને જે વિભક્તિના સંબંધે તત્પુરુષ સમાસનાં પદો જોડાયાં હોય તે વિભક્તિના તત્પુરુષ તરીકે એ સમાસ ઓળખાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| કૃષ્ણાશ્રિત | કૃષ્ણને આશ્રિત | દ્વિતીયા તત્પુરુષ |
| કલ્પનાનિર્મિત | કલ્પનાવડે નિર્મિત( નિર્માણેલું ) | તૃતીયા તત્પુરુષ |
| કૃષ્ણાર્પણ | કૃષ્ણને અર્પણ | ચતુર્થી તત્પુરુષ |
| આકાશપતિત | આકાશથી પતિત ( પડેલું ) | પંચમી તત્પુરુષ |
| બાલજીવન | બાળકનું જીવન | ષષ્ઠી તત્પુરુષ |
| વાગ્યુદ્ધ | વાચામાં યુદ્ધ | સપ્તમી તત્પુરુષ |

### ૩ એકદેશી

જ્યારે ઉત્તરપદથી દર્શાવાતી વસ્તુના ભાગને સૂચવતું પદ પૂર્વપદ તરીકે આવે, ત્યારે **એકદેશી** સમાસ થાય છે. એ બે પદ વચ્ચે અંગ-અંગીનો સંબંધ હોય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| મધ્યચોક | ચોકનો મધ્યભાગ | એકદેશી |
| મધ્યરાત | રાત્રિનો મધ્યભાગ | ,, |

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| પૂર્વકાયા | કાયાનો પૂર્વભાગ | એકદેશી |

### ૪ મધ્યમપદલોપી

જ્યારે તત્પુરુષ સમાસમાં મધ્યમ પદનો લોપ થયો હોય, ત્યારે તેવો તત્પુરુષ મધ્યમપદલોપી સમાસ કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| કામધેનુ | કામ (પૂરનારી) ધેનુ | મધ્યમપદલોપી |

### ૫ અલુક્ સમાસ

જ્યારે તત્પુરુષ સમાસમાં પૂર્વપદની વિભક્તિનો લોપ થતો નથી, ત્યારે તે **અલુક્ સમાસ** કહેવાય છે. નીચેના દાખલાઓમાં સાતમી વિભક્તિનો લોપ થયો નથી.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| સરસિજ | તળાવમાં જન્મેલું (કમળ) | અલુક્ |
| મનસિજ | મનમાં જન્મેલો (કામદેવ) | અલુક્ |
| યુધિષ્ઠિર | યુદ્ધમાં સ્થિર | અલુક્ |

### ૬ નઞ તત્પુરુષ

જે સમાસનું પૂર્વપદ નકારવાચક 'અ' કે 'અન્' ઉપસર્ગ હોય તે **નઞ તત્પુરુષ** કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| અનર્થ | અન્+અર્થ (અર્થ વગરનું) | નઞ તત્પુરુષ |
| અસ્પષ્ટ | અ+સ્પષ્ટ (સ્પષ્ટતા વગરનું) | ,, |

**નોંધ:** અરબી અને ફારસીમાંથી ગુજરાતીમાં આવેલા નકાર વાચક પૂર્વગોવાળા શબ્દોની **નઞ તત્પુરુષ** સમાસમાં ગણના થવી જોઈએ; દા. ત.,

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| બેસ્વાદ | બે+સ્વાદ (સ્વાદ વગરનું) | નઞ તત્પુરુષ |
| બેવકૂફ | બે+વકૂફ (વકૂફ વગરનો) | ,, |
| બિનજરૂરી | બિન+જરૂરી (જરૂર વગરનું) | ,, |

### ૭ પ્રાદિતત્પુરુષ

જ્યારે સમાસમાં પૂર્વપદ તરીકે કુ, પ્ર, અતિ, ઉપસર્ગો હોય, ત્યારે તેને પ્રાદિતત્પુરુષ કહે છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| પ્રકૃષ્ટ | પ્ર + કૃષ્ટ ( વધારે ખેંચાયલું ) | પ્રાદિતત્પુરુષ |
| અતીન્દ્રિય | અતિ + ઇન્દ્રિય (ઇન્દ્રિયોની પેલેપાર સૂક્ષ્મ) | ,, |
| પ્રગતિ | પ્ર + ગતિ ( આગળ ગતિ ) | ,, |

### ૮ ઉપપદ

જ્યારે સમાસમાં પૂર્વપદ નામ હોય અને ઉત્તરપદ ક્રિયાપદ ઉપરથી બનેલું રૂપ હોય, ત્યારે એ સમાસ ઉપપદ કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| ગૃહસ્થ | ગૃહમાં રહેનાર | ઉપપદ |
| કુંભકાર | કુંભનો કરનાર | ,, |
| લોહકાર | લોહનો કરનાર | ,, |
| ગીતાકાર | ગીતાનો કરનાર | ,, |
| મદદગાર | મદદ કરનાર | ,, |

### ૯ કર્મધારય

જ્યારે સમાસમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ વિશેષ્ય હોય, ત્યારે તે કર્મધારય સમાસ કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| મહોત્સવ | મહા + ઉત્સવ ( મોટો ઉત્સવ ) | કર્મધારય |
| મહેશ | મહા + ઈશ ( મોટો ઈશ ) | ,, |
| ઉત્તરાયન | ઉત્તર + અયન ( સૂર્યનો ઉત્તર દિશાનો માર્ગ ) | ,, |

### ૧૦ ઉપમિત

જ્યારે સમાસમાં બે પદોનો સંબંધ સરખામણી અથવા ઉપમાદ્વારા દર્શાવાયો હોય, ત્યારે એ કર્મધારય સમાસને ઉપમિત સમાસ કહે છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| ચંદ્રમુખ | ચંદ્ર જેવું મુખ | ઉપમિત |
| વદનકમળ | કમળ જેવું વદન | ,, |

૧૧ કર્મધારય

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| ભાષાન્તર | અન્યભાષા | કર્મધારય |
| ગ્રામાન્તર | અન્યગ્રામ | ,, |
| કાપુરુષ | ખરાબ પુરુષ | ,, |
| ચિન્માત્ર | ફક્ત ચિત્ત; જ્ઞાનમાત્ર | ,, |
| શિવશંકર | શિવ એજ શંકર | ,, |
| રામનારાયણ | રામ એજ નારાયણ | ,, |
| વદનકમળ | વદન એજ કમળ | ,, |

ઉપરના બધા દાખલાઓ **કર્મધારય સમાસના** છે. આવા કર્મધારય સમાસોનો વિગ્રહ ઉપર બતાવ્યા પ્રમાણે થાય છે.

૧૨ દ્વિગુ

જ્યારે કર્મધારય સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય છે, ત્યારે તે દ્વિગુ સમાસ કહેવાય છે 'દ્વિગુ' એ શબ્દ જાતેજ દ્વિગુ સમાસ છે. દ્વિ=બે; ગુ=ગાય. બે ગાય. આખા સમાસમાં સમુચ્ચયનો અર્થ રહેલો છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| ત્રિકોણ | ત્રણ કોણનો સમૂહ | દ્વિગુ |
| પંચપાત્ર | પાંચ પાત્રનો સમૂહ | ,, |
| ત્રિભુવન | ત્રણ ભુવનનો સમૂહ | ,, |

૧૩ વિશેષણ સમાસ

જ્યારે સમાસનાં બન્ને પદો વિશેષણ હોય છે, ત્યારે તે વિશેષણ **સમાસ** કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| ભાંગીતૂટી | ભાંગેલી અને તૂટેલી | વિશેષણ |
| વાંકીચૂંકી | વાંકી અને ચૂંકી | ,, |
| ફાટીતૂટી | ફાટેલી અને તૂટેલી | ,, |

### ૧૪ બહુવ્રીહિ

જ્યારે સમાસમાં પૂર્વપદ વિશેષણ હોય, અને ઉત્તરપદ વિશેષ્ય હોય એટલે કે કર્મધારય સમાસ જેવો થઈને, એ આખો સમાસ બીજા કોઈપદના વિશેષણ તરીકે વપરાય, ત્યારે તે સમાસ બહુવ્રીહિ કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| પીતાંબર | પીળું અંબર જેનું છે એવો | બહુવ્રીહિ |
| નીલકંઠ | નીલો કંઠ જેનો છે એ | ,, |
| કમઅક્કલ | કમ અક્કલ જેની છે તે | ,, |

(૧૫) જે સમાસનું પૂર્વપદ 'સ' કે 'સહ' હોય તેવા સમાસો સંસ્કૃતમાં બહુવ્રીહિના પ્રકારમાં ગણાય છે.

[ 'સ' નો અર્થ સાથે અને સમાન એમ બન્ને થાય છે. ]

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| સહકુટુંબ | કુટુંબ સાથેનો | બહુવ્રીહિ |
| સફળ | ફળ સાથેનો | ,, |
| સપિંડ | સમાન છે પિંડ જેનો તે | ,, |
| સવર્ણ | સમાન છે વર્ણ જેનો તે | ,, |

### (૧૬) પ્રાદિ બહુવ્રીહિ

જ્યારે બહુવ્રીહિ સમાસમાં પૂર્વપદ 'પ્ર' વગેરે ઉપસર્ગો આવે, ત્યારે તેને પ્રાદિ બહુવ્રીહિ કહે છે

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
| --- | --- | --- |
| નિર્દય | નિર્+દય=દયા વિનાનો | પ્રાદિ બહુવ્રીહિ |
| વિધવા | વિ+ધવા=ધવ (ધણી) જેનો નથી તે સ્ત્રી | ,, |
| અતિક્રન્દન | અતિ+ક્રન્દન – અતિ [illegible] | ,, |

### ૧૭ નઞ બહુવ્રીહિ

જ્યારે બહુવ્રીહિ સમાસમાં પહેલું પદ નકારવાચક 'અ' કે 'અન્' હોય, ત્યારે તે સમાસ **નઞ બહુવ્રીહિ** કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| અદ્વિતીય | બીજો જે સમાન નથી તે | નઞ બહુવ્રીહિ |
| અસ્પષ્ટ | જે સ્પષ્ટ નથી તે | ,, |
| અનન્ય | જે સમાન બીજો નથી તે | નઞ બહુવ્રીહિ |
| અનાદિ | આદિ (શરૂઆત) જેની નથી તે | ,, |

### અવ્યયીભાવ

(૧૮) જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય અને આખો શબ્દ અવ્યય તરીકે વપરાયો હોય, તે સમાસ **અવ્યયીભાવ** સમાસ કહેવાય છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| યથામતિ | મતિપ્રમાણે | અવ્યયીભાવ |
| પ્રત્યક્ષ | આંખ આગળ હોય તેમ | ,, |
| આજન્મ | જન્મથી શરૂ કરીને | ,, |
| હરરોજ | દરરોજ | ,, |

### સુપ્સુપ્

(૧૯) સંસ્કૃત ભાષામાં પ્રચાર પામેલા કેટલાક સમાસો જેનો સમાવેશ ઉપર જણાવેલા સમાસોમાં થયો નથી તેવા સમાસોને સુપ્-સુપ્ સમાસ કહે છે. આવા સમાસો સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ઊતરી આવેલા છે.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| દૃષ્ટપૂર્વ | પૂર્વે જોયેલું | સુપ્સુપ્ |
| અદૃષ્ટ પૂર્વ | પૂર્વે નહિ જોયેલું | ,, |
| અભૂત પૂર્વ | પૂર્વે નહિ થયેલું | ,, |

**નોંધ:** ઘણીવાર એક સમાસના પેટામાં બીજો સમાસ આવે છે. તેમનો નીચે પ્રમાણે વિગ્રહ કરવો.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| મહાસાગરગર્જન | મહાસાગરનું ગર્જન | ષષ્ઠી તત્પુરુષ (આખો સમાસ) |
| મહાસાગર | મોટો સાગર | કર્મધારય (પેટા સમાસ) |

નીચે બતાવ્યા પ્રમાણે કોષ્ટકમાં સમાસનો વિગ્રહ અને તેનો પ્રકાર દર્શાવી શકાય.

| સમાસ | વિગ્રહ | પ્રકાર |
|---|---|---|
| કુંભકાર | કુંભનો કરનાર | ઉપપદ |
| દેશપ્રેમ | દેશનો પ્રેમ | ષષ્ઠી તત્પુરુષ |
| પિનાકપાણિ | જેના હાથમાં પિનાક છે તે | બહુવ્રીહિ |

**મનોયત્ન ૮૬ :**

સમાસોનો વિગ્રહ કરો અને તેમનો પ્રકાર કહો :

| | | |
|---|---|---|
| બ્રહ્માંડ | દેશદેશાંતર | કબ્રસ્તાન |
| અગોચર | અસાધારણ | અષ્ટકોણ |
| અહિંસામૂર્તિ | અપૂર્વ | પુષ્પગુચ્છ |
| અલ્પજ્ઞ | અદષ્ટ | પ્રેમવિરહ |
| દુ:ખમય | શ્રીનગર | નિ:સાર |
| જન્મજરાવ્યાધી | ગૌરીકુંજ | હસ્તિદંત |
| મનુષ્યજાતિ | અષાડશ્રાવણ | પ્રતિબિંબ |
| એકપક્ષી | ગુચ્છાદાર | મનોહર |
| માનવબુદ્ધિ | હાથીદાંત | સૂર્યનારાયણ |
| શાસ્ત્રબુદ્ધિ | શ્રાવણપૂર્ણિમા | પરમાત્મા |
| નંદનવન | કલાકોવિદ | ચિત્તાકર્ષક |
| અમૃતસર | ચિનારબાગ | સુવર્ણમંદિર |
| ત્રીસચાળીસ | હિંદુસ્તાન | ચિરકાળ |

### મનોયત્ન ૮૭ :

નીચેના સમાસોનો વિગ્રહ કરો :—

| | | | |
|---|---|---|---|
| દયાભાવ | તીર્થસ્થાન | સત્યાગ્રહ | સિંહગઢ |
| રાષ્ટ્રપતિ | મલયારહિત | ધર્મયુદ્ધ | મહાવિદ્યાલય |
| ગ્રામોદ્ધાર | પૂર્વજ | મધ્યબિંદુ | ભૂસ્તરવિદ્યા |
| અંતર્મુખ | અગણિત | અસાર | કલારસિક |
| ઉર્ધ્વગામી | અનુકૂળ | સંસાર | શંકરલાલ |
| કન્યાકુમારી | ત્રિવેદીસાહેબ | હૃદયગુફા | રામદાસ |
| કોહીનૂર | ધર્મબુદ્ધિ | દુર્ગાપૂજન | પારદર્શક |
| સૂર્યાસ્ત | નવપલ્લવ | જળપ્રપાત | કાચકાગળ |
| મહત્ત્વાકાંક્ષા | ઇન્દ્રધનુષ્ય | પાપળપાન | ગક્ષકિન્નર |
| પાપપુણ્ય | ભડળીશાસ્ત્ર | અનિવાર્ય | સ્વર્ગસુખ |
| ચિત્રગ્રામ | તિમિંગલ | અવાક્ | ધર્મચક્ર |
| રસક્ષતિ | પિચ્છભાર | ગવાક્ષ | કલાસમૃદ્ધિ |
| ચંદ્રખંડ | શશાંક | વ્યાખ્યાનમંડળ | કાવ્યાનુવાદ |
| પ્રસન્નશાંતિ | પતિપત્ની | બુદ્ધધર્મ | સારલેખન |
| કાલિદાસ | અનસૂયા | વૈષ્ણવમાર્ગી | ગરીબતવંગર |
| શ્યામવર્ણુ | અલિપ્ત | ધ્યાનવીર | ચંદ્રાકાર |
| ઘનશ્યામ | જ્વાળામુખી | રવિકન્યા | ચંદ્રગ્રહણુ |
| રજનીપતિ | મધમાખ | કારાવાસ | નિવૃત્તિમાર્ગ |
| દિનકર | સ્થિતપ્રજ્ઞ | કાવ્યરસ | નદીનદ |
| અસ્થિર | રૂપયૌવન | પ્રેમાશ્રુ | લોકસંગીત |
| હીરાકણી | સર્વમાન્ય | સ્નેહસંમેલન | ગિરિકંદર |
| તારાનગર | બાલરવિ | ઘંટાશાલેશ્વર | વૈભવશાલ |
| પ્રાણિદષ્ટિ | ચોમેર | અહંપ્રેમ | નારીકદેવલાલી |
| પૃથ્વીમાતા | ચોતરફ | ચારણીવૃત્તિ | મહાબળેશ્વર |
| સંતાકૂકડી | પ્રભાવિહીન | પવનપુરજ | પાંડવગુફા |
| અસંખ્ય | વિશ્વવિખ્યાત | પ્રશાંત | વહાણવટું |

| | | | |
|---|---|---|---|
| જોગેશ્વરી | તેજોવર્ધ | રત્નજડિત | આકૃતિશૂન્ય |
| તંત્રમાર્ગ | મુક્કામુક્કી | અખંડસ્તોત્ર | ઉદ્ધાવરણ |
| મધ્યમમાર્ગી | દીર્ઘવિગ્રહ | મહાર્ણવ | જૈનેતર |
| વાતાવરણ | વીચિમાલા | સંયોગવિયોગ | માંસાહાર |
| ગરમાગરમ | સમયોચિત | રત્નાકર | ભૂપતિ |
| રાજધાની | સૂર્યોદય | ભારતસમાજ | ફૂલહાર |
| હાઇસ્કૂલ | શિરચ્છેદ | નિર્વાણસુખ | શબ્દગુચ્છ |
| વિદ્યાપીઠ | આત્મહત્યા | ધર્મવીર | ભૌતિકશાસ્ત્ર |
| જન્મભૂમિ | બાલ્યમેરુ | કુરુક્ષેત્ર | તાપતમ |
| ચંદ્રકાંત | ગૌરીશંકર | કુંતીપુત્ર | પર્ણચક્ર |
| સરસ્વતીચંદ્ર | ગણપતિ | ભરતીઓટ | મરકતવેલ |
| વિદ્યાચતુર | પંકજ | પ્રાણશક્તિ | ચિત્રવિચિત્ર |
| ગીતાપાઠ | ધનાઢ્ય | ઝાડપાન | ચેતોહારી |
| ગુણસુંદરી | યોગાઢ્ય | જગદીશ | કલાકૃતિ |
| ધર્મપૂત | હિમાલય | રમેશ | નરજન્મ |
| દિવ્યદૃષ્ટિ | કૃષ્ણરાત્રિ | ઇંદ્રજિત | અરસિક |
| દિવ્યજન | ગોકુલાષ્ટમી | ચંદ્રવદન | શાહઆલમ |
| સર્ગશક્તિ | અનાસક્તિયોગ | દુર્ગમ | રાસનૃત્ય |
| પ્રભાતગીત | ભાજીપાલો | દુર્જેય | વિશ્રી |
| નીલવર્ણું | કળાદીક્ષા | દુર્દમ્ય | નૃત્યકળા |
| સ્પષ્ટાસ્પષ્ટ | ગરીબાત્મા | સરોજ | ધૂપદીપ |
| ચોરીછૂપી | અગ્નિવર્ષણ | પારખશક્તિ | આસેતુહિમાલયચલ |
| સારાસાર | અષ્ટકોણ | ગાનસંસ્કારિતા | તત્વવિશારદ |
| સૂક્ષ્મકાલમાપક | બારમાસ | સંગીતનિપુણ | કલાકૌશલ્ય |
| વિદ્યુલ્લતા | ત્રિલોક | યથાર્થ | ધ્વનિચમત્કાર |
| કામણટુમણ | વ્યક્તિગત | અર્થદાસ | મુશળધાર |
| પશ્ચિમાભિમુખ | પાતાળલોક | બુદ્ધિમાન | |
| મહારાષ્ટ્રી | ભૂકંપ | આંતરરાષ્ટ્રિય | |

## ખંડ ૨ જો

---

### પ્રકરણ ૨૨
### પત્રલેખન

૮૮. અસલના વખતમાં જ્યારે પોસ્ટ ઓફિસ ન હોતી અને જ્યારે સંદેશાઓ કાસદ મારફતે એક ગામથી બીજે ગામ મોકલવામાં આવતા, ત્યારે માત્ર જરૂરના અને જુજ પ્રસંગેજ પત્રવ્યવહાર કરવામાં આવતો; પણ આજના દિવસોમાં પત્રવ્યવહાર પુષ્કળ વધી ગયો છે. સગાવહાલાં અને મિત્રો વચ્ચે પરસ્પર પત્રવ્યવહાર કરવાનો ક્રમ સામાન્ય થઇ પડ્યો છે. આવા ખાનગીપત્રો ઉપરાંત વેપારી વર્ગ પણ ધંધાને અર્થે પુષ્કળ પ્રમાણમાં પત્રવ્યવહાર કરતો થઈ ગયો છે. આ રીતે પત્ર જેમ જેમ લોકજીવનમાં અને વ્યવહારમાં ઉપયોગી બની મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરતો ગયો, તેમ તેમ પત્રલેખનની કળાએ વિકાસ પામી નિશ્ચિત સ્વરૂપ પ્રાપ્ત કર્યું. પશ્ચિમના દેશોમાં તો એ કળાએ એટલી હદ સુધી શાસ્ત્રીય સ્વરૂપ પકડ્યું છે કે જુદા જુદા પ્રકારના પત્રો અમુક નિયમે અને પદ્ધતિએજ લખાય છે. આપણે ત્યાં પણ અંગ્રેજી ભાષાના અભ્યાસના પરિણામે આપણું પત્રલેખન નવીન અને ચોકકસ સ્વરૂપ પકડતું જાય છે.

પત્રલેખન જેટલું સહેલું લાગે છે તેટલું સહેલું નથી, કારણ એ પણ એક પ્રકારની કળા છે. પત્રલેખનમાં ત્રણ વસ્તુ મહત્ત્વની છે: **પત્રની શૈલી, પત્રની ભાષા અને લેખકનું વ્યક્તિત્વ.** એક રીતે પત્રદ્વારા આપણે આપણા મિત્રો કે સંબંધીઓ સાથે વાર્તાલાપજ

કરીએ છીએ, અને તેથી પત્રની શૈલી આડંબર વગરની તથા આપણે જાણે વાતચીત કરતા હોઇએ એવા ભાવ કે ધ્વનિવાળી હોવી જોઈએ. બીજું, પત્રની ભાષા સરળ અને સ્પષ્ટ હોવા ઉપરાંત તે વિચાર કે વિષયને અનુકૂળ, હળવી કે પ્રૌઢ હોવી જોઈએ. સામાન્ય રીતે પત્રમાં ઘરગથ્થુ શબ્દોનો પ્રયોગ થાય છે, પરંતુ એનો અર્થ એવો નથી કે પત્રમાં ગ્રામ્ય કે કઢંગા શબ્દોને સ્થાન આપવું જોઈએ. ત્રીજું, પત્રમાં વાતચીતના ધ્વનિવાળું લખાણ આવતું હોવાથી, એ પ્રકારના લખાણમાં લેખકને પોતાની લાગણીઓ, વ્યક્તિગત અભિપ્રાયો વગેરે મોકળે મને દર્શાવવાનો અવકાશ રહે છે. તેથી મુખ્યત્વે કરીને ખાનગી પત્રોમાં લેખકની—લેખકના વ્યક્તિત્વની છાપ સ્પષ્ટપણે જોવામાં આવે છે.

**નોંધ :** અંગ્રેજી ભાષાના સંપર્કથી આપણી પત્ર લેખનની પદ્ધતિમાં ભારે ફેરફાર થઈ ગયો છે. આપણા અત્યારના પ્રચલિત પત્રોનું સ્વરૂપ એટલે પત્રનું મથાળું, સંબોધનનો પ્રકાર, પત્રનું કલેવર અને સરનામું વગેરે લખવાની રીત ઉપર અંગ્રેજી પત્રના બંધારણની ભારે અસર થઈ છે. મુખ્યત્વે કરીને, ધંધાદારી પત્રોનું સ્વરૂપ અંગ્રેજી પત્રને અનુસરી ઘડાયું છે, અને ઘડાતું જાય છે.

૮૯. પત્રનું બંધારણ :

દરેક પત્રને શરૂઆત, મધ્ય અને અંત હોય છે.

( ૧ ) **શરૂઆત :** શરૂઆતમાં પત્રના મથાળાના જમણા હાથને ખૂણે પત્ર લખનારનું સરનામું ને તારીખ આવે છે. જરાક નીચેથી, ડાબા હાથ તરફ, જેને પત્ર લખ્યો હોય તેને વિશે સંબોધનસૂચક શબ્દ કે શબ્દો હોય છે.

( ૨ ) **મધ્ય :** પત્રના મધ્યમાં જે કંઈ લખવાની હકીકત હોય તે આવે છે.

( ૩ ) **અંત :** અંતમાં, જેને પત્ર લખ્યો હોય તેની વિનયપૂર્વક રજા માગી, પત્રની જમણી બાજુએ, લેખક પોતાની સહી કરે છે.

[ તા. ક.: પત્ર પૂરો કર્યો હોય અને પછી કંઈ લખવાનું બાકી રહ્યું હોય, તો તા. ક. ( તાજી કલમ ) એવી સંજ્ઞા મૂકી તે હકીકત લખવામાં આવે છે. સારા વિચારપૂર્વક લખેલા પત્રોમાં, મોટે ભાગે આમ કરવાની જરૂર પડતી નથી. ]

( ૪ ) સરનામું : પાકીટપર, જેને પત્ર લખ્યો હોય તેનું નામ, મહોલ્લો, ગામ અથવા શહેર અને પોસ્ટનું સ્થળ લખાય છે.

શ્રી. ઈંદ્રિજિત ગ. મોગલ
રેલ્વે ક્વૉર્ટર્સ,
વલસાડ

### પત્રના પ્રકાર

૯૦. પત્રના સામાન્ય રીતે ત્રણ પ્રકાર પાડી શકાય છે:

૧ ખાનગી પત્રો
૨ ધંધાદારી પત્રો
૩ સરકારી કામને અંગેના તથા અરજીરૂપી પત્રો

### ખાનગી પત્રો

૯૧. સગાં વહાલાંઓને અને મિત્રોને લખેલા પત્રો અને આમંત્રણ પત્રિકાઓનો ખાનગી પત્રોમાં સમાવેશ થાય છે. આ પ્રકારના પત્રો સાદી અને સરળ ભાષામાં લખેલા હોવા જોઈએ. આડંબર ભરેલા તથા કઢંગા શબ્દનો પ્રયોગ આવા પત્રોમાં પત્રના માધુર્યને

બગાડે છે. ઘરગથ્થુ શબ્દ પ્રયોગો અને વાતચીત કરતા હોઈએ એવી મોહક શૈલી આ પત્રોમાં વાપરવાં જોઇએ.

પત્રમાં વિરામચિહ્ન પર લક્ષ આપવું જરૂરી છે, એટલુંજ નહિ પણ તે સુંદર અક્ષરે લખાયલો હોવો જોઇએ. ખરાબ અક્ષરો અને યોગ્ય વિરામચિહ્નોનો અભાવ એ લેખકની બેદરકારી અને અજ્ઞાનતાના સૂચક છે.

## સંબોધન અને અંતના પ્રકાર

| | સંબોધન | અંત |
|---|---|---|
| | | લી. |
| મિત્ર-મિત્રને | પ્રિયભાઈ રમેશ, | ઉપેન્દ્રના સ્નેહસ્મરણ |
| | | લી. |
| | પ્રિય બેન સરલા, | સ્નેહાધીન રમેશ |
| | સ્નેહિભાઈ, | ,, |
| પિતા કે માતા } | ચિ. રમણ, | લી. |
| પુત્ર કે પુત્રીને } | ચિ. સુશીલા, | નંદશંકરના આશિષ |
| પુત્ર કે પુત્રી } | પૂજ્ય પિતાજી, | લી. આપના |
| પિતા કે માતાને } | પૂજ્ય બા, | રમણિકના પ્રણામ |
| | | લી. આપની |
| | | લલિતાના પ્રણામ |
| વડિલને | { મુ. શ્રી. કાકા, | લી. આપના |
| | { મુ. શ્રી. મગનલાલ, | રમેશના પ્રણામ |
| | | લી. |
| અજાણ્યાને | ભાઈ શ્રી. દયારામ, | ઠાકોરદાસના વંદન |
| નાનાં ભાઈબેન } | પૂ. મોટાભાઈ, | { લી. |
| મોટાં ભાઈબેનને } | પૂ. મોટીબેન, | { ——ના પ્રણામ |

લી.

નાનાં ભાંડુઓને | ચિ. ભાઈ રમણ, | રજનીકાંતના આશિષ
ચિ. બેન સુલોચના, | લી.
કુમુદના આશિષ.

૯૨. આમંત્રણ પત્રિકા

અંગ્રેજીની માફક આપણે ત્યાં આમંત્રણ પત્રિકા ત્રીજા પુરૂષમાં લખવામાં આવતી નથી, પરંતુ તે ખાનગી પત્રના રૂપમાંજ લખાય છે.

+ + +

૯૩. ખાનગી પત્રોના નમૂના

૧

મોટા બજાર, સુરત,
૨૧-૧૨-૩૮.

પ્રિયભાઈ જગદીશ,

ગયા સોમવારે આગ્રાથી મોટા ભાઈનો પત્ર હતો. તેનો આગ્રહ છે કે તારે અને મારે આવતી નાતાલની રજામાં ઉત્તર હિંદનાં જાણીતાં સ્થળોની મુસાફરીએ તેની સાથે જવું. એ રજા દરમિયાન એમણે દિલ્હી, મથુરા, અલ્લાહાબાદ, બનારસ અને લખનૌ વગેરે સ્થળોની મુલાકાત લેવાનું રાખ્યું છે.

મેં બે ઉદ્દેશોથી ત્યાં જવા ધાર્યું છેઃ એક તો મોગલ સમયના ઐતિહાસિક બાંધકામો અને તેની કારીગીરી અને બીજુ, યાત્રાનાં આપણાં ધાર્મિક સ્થળો એ બધું જોવાનું મળશે. જમનાને કાંઠે ઊભેલો સ્થાપત્યની કારીગીરીનો આરસનો તાજમહાલ, આગ્રાનો લાલ પથ્થરનો કીલ્લો, ફતેહપૂર સીક્રીના અવશેષો ઉપરાંત દિલ્હીના રાજમહેલના 'દીવાને ખાસ' અને 'દીવાને આમ' તથા દિલ્હીની જુમ્મામસ્જિદ વગેરે પ્રસિદ્ધ સ્થળો ઝીણવટ અને અભ્યાસપૂર્વક જોવાની આપણી લાંબા વખતની પ્રબળ ઇચ્છા પૂરી કરી શકીશું. મથુરાનુ વૃંદાવન, કાશી વિશ્વનાથનુ ધામ અને ગંગાનદીના મણિકર્ણિકા વગેરે ઘાટોની યાત્રા થશે, અને ત્રિવેણી સંગમમાં સ્નાન કરવાનો અને નૌકાવિહાર કરવાનો લાભ મળશે તે તો જુદોજ. પંડિત માલવીયજીના કાશી વિશ્વવિદ્યાલયને તો ભૂલાયજ કેમ ?

અત્યારે ત્યાં સખત ઠંડીના દિવસો હોય છે એ તું સારી પેઠે જાણે છે; તો ગરમ બિછાનું અને ઊનનાં કપડાં લેવાં ચૂકીશ નહિ. એક વાત ભૂલ્યો. તારો કૅમેરા સાથે લઈ લેજે.

પત્રનો ઉત્તર લખજે. લી.

રમેશનાં સ્નેહસ્મરણ

૨

હનૂમાન શેરી,
વલસાડ,
૮–૧૦–૩૭.

પૂજ્ય કાકા,

આપનો ઘણા સમયથી પત્ર નથી. હમણાં તમે શાંઘાઈમાં હતા કે નાનકીંગ ગયા હતા? અહીંના પેપરો ચીન વિશે પુષ્કળ સમાચારો છાપે છે. મને તે ઉપરથી ચીના લોકો—મુખ્યત્વે કરીને ગામડાંના ખેડૂત ચીનાઓ કેવા પ્રકારનું જીવન જીવે છે તે જાણવાની ઉત્કંઠા થાય છે.

નવરાશે નીચે પ્રમાણેની માહિતી મને મોકલો અગર તેવી જાતની માહિતી આપનારાં પુસ્તકો મોકલી આપશો, તો મને આનંદ થશે. ગામડાંમાં રહેતા ચીના લોકોની આર્થિક સ્થિતિ, તેમનો મુખ્ય ધંધો, સામાજિક રિવાજો અને ધાર્મિક માન્યતાઓ, અને તે ઉપરાંત તેમના વિશિષ્ટ ઉત્સવો તેઓ કેવી રીતે ઉજવે છે, એ બધી વિગતો હું જાણે ત્યાં આવીને જાતે મેળવું એમ મને થયા કરે છે. પણ અભ્યાસ છોડીને શાંઘાઈ આવવાનું ક્યારે બનશે તે તો ઈશ્વર જાણે! અત્યારે તો તમારા દ્વારાજ આડકતરી રીતે માહિતી મેળવીને સંતોષ માનીશ.

પૂજ્ય કાકીની તબિયત તો હવે સારી થઈ હશે. બચુ અને બાબુની તકરારો તો તમારેજ ચુકવવી પડતી હશે. હું શાંઘાઈ આવું ત્યારે જોજો એ ન્યાયનું કામ મને ફરીથી સોંપતા! આપણો નાનો બટુ નાની સ્લેટ લઈ નિશાળે જતો થઈ ગયો હશે. એ સર્વને મારા આશિષ.

લી.

ચંદ્રકાંતના પ્રણામ

૩

સૂર્યભવન, રતન પોળ,
નવસારી,
૬-૧૧-૩૬.

ભાઈશ્રી,

ગઈ કાલે મુંબાઈથી આવતાં નવસારી સુધી આપણે સાથે એક ડબ્બામાં મુસાફરી કરી હતી. તમારી કપડાંની બૅગ મારા સામાનમાં ભૂલથી પોર્ટરે ઉતારી પાડી હતી, અને તે છેક અમે ઘેર આવ્યા ત્યારે જોયું. તમને ઘણીજ ચિંતા થઈ હશે, અને આપદા પણ પડી હશે. તમારી બૅગ મારી પાસે સલામત છે તે જાણશો. તમે મુંબાઈ પાછા કયારે જવાના છો? જો તમારે બૅગનું તાત્કાલિક કામ ન હોય, તો તમે મુંબાઈ પાછા ફરો તે વખતે હું નવસારી સ્ટેશને તમને પહોંચાડીશ, અથવા તો તમે ઇચ્છતા હો તો રેલ્વે પારસલથી અમદાવાદ તમને મોકલાવી આપું.

એજ પત્ર લખશો.

લી.
જગમોહનદાસનાં વંદન.

૪

બારડોલી,
૯-૩-૩૭.

પ્રિય બેન કુમુદિની,

તારો પત્ર મળ્યો. તારાં છાત્રાલયની સારી પેઠે વ્યવસ્થા થાય છે, અને તને કોઈપણ જાતની મુશ્કેલી પડતી નથી એ જાણી આનંદ થાય છે. તારા પત્રપરથી લાગે છે કે તારા છાત્રાલયની સુપરિન્ટેન્ડન્ટ ઘણી માયાળુ અને કાર્યકુશળ બાઈ છે.

તારી મેટ્રીકની પ્રિલિમિનરી પરીક્ષા કયારે થવાની છે તે જણાવજે. પરીક્ષાને માટે તેં ખૂબ તૈયારી કરી હશે એમ હું માનું છું, જો કે કાગળમાં એ વિશે તેં ઇશારો કર્યો નથી. તારા વર્ગમાં પ્રથમ નંબરે આવી, તારો વિચાર

અમને બંનેને આશ્ચર્ય પમાડવાનો છે કે શું? વાંચવાની ધૂનમાં તું સાંજે દરિયા કાંઠે ફરવા જવાનું ચૂકીશ નહિ. આપણા ચંદ્રશંકર કાકાની રમા સાથે તું નિયમિત ફરવાનું રાખજે. બાને તારા શરીરની ઘણી ચિંતા થાય છે. પરીક્ષા પૂરી કરી તરતજ તું અહીં આવજે. અત્યારે હું પે એમ. એ. ની પરીક્ષા માટેની તૈયારી કરી રહ્યો છું.

બાની ઇચ્છા છે કે તું વળતી ટપાલે પત્ર લખે.

લી.
અવિનાશના આશિષ.

## મનોયત્ન ૮૮:

સૂચવ્યા પ્રમાણે પત્ર લખો :

૧ અભ્યાસમાં બેદરકાર રહેતા તમારા નાનાભાઈને શિખામણ આપો.

૨ તમારી સાથે ઉત્તર હિંદની મુસાફરીએ આવવા તમારા મિત્રને નિમંત્રણ આપો.

૩ તમારી શાળાના સ્નેહસમેલનમાં થયેલા નાટ્યપ્રયોગો વિશે તમારા પિતાને લખો.

૪ દૂર નોકરી કરતા તમારા મોટાભાઈને, તમારા ગામમાં આવેલી એક ભટકતી ટોળીનું વર્ણન લખો.

૫ તમારા છાત્રાલયમાં તમને શી શી અડચણો પડે છે, ને તમારા મતે તેમાં શી શી ખામીઓ લાગે છે તે તમારી માને લખી જણાવો.

૬ શાળામાં થયેલા અષ્ટાવધાનના પ્રયોગો વિશે તમારા વિચારો તમારા મિત્રને લખો.

૭ તમારો મિત્ર જે ઘરકુકડી જેવો રહે છે તેને મેદાની રમતો રમવાની શિખામણ આપો.

૮ તમારી નાની બેનને તમારી પહેલી વિમાનની સફર વિશે લખો.

૯ તમારા પરદેશી મિત્રને તમારા ગામડાનો ખ્યાલ આપો.

૧૦ ગાજવીજ સાથે પડતા મુશળધાર વરસાદમાં, દરિયા કાંઠે થયેલા અનુભવનું વર્ણન કરો.

૧૧ તમે તમારી ટીમના કેપ્ટન છો. બીજી શાળાની ટીમ સાથે તમારી ટીમની થયેલી મૅચનું વર્ણન તમારા પિતાને લખો.

૧૨ તમને આવેલા કોઈ રમ્ય સ્વપ્નનું વર્ણન તમારા મિત્રને લખો.

૧૩ તમારા માંદા મિત્રને પત્ર લખી આશ્વાસન આપો.

૧૪ તમારા કાકા જે ચીનમાં છે તેને ત્યાંના લોકનું જીવન કેવું છે તે વિશે પત્રદ્વારા માહિતી આપવા વિનંતી કરો.

૧૫ તમે વિદ્યાપીઠની છેલ્લી પરીક્ષા પસાર કરી છે. તમારે હવે શું કરવું છે તે વિશે ધંધામાં પડી ચૂકેલા તમારા મિત્રને પૂછાવો.

૧૬ તમારા ઉપેલા પત્રનો તમારા મિત્રના જવાબ રૂપે પત્ર લખો.

૧૭ ધારો કે તમે જંગલમાં પ્રથમ વાર ગયા છો. ત્યાંથી, ત્યાંની રાની-પરજ વિશે તમારે ઘેર લખો.

૧૮ ધારો કે તમે તમારા ગામથી કોઈ દૂરના સ્થળે મોટરબસમાં મુસાફરી કરો છો; અધવચ મોટરને અકસ્માત થાય છે. એનું વર્ણન તમારા મિત્રને કરો.

૧૯ તમે કોઈને ત્યાં પીકપાર્ટીએ જઈ આવ્યા છો. ત્યાં તમને કેવી મઝા પડી હતી તે જણાવી તેનો આભાર માનો.

૨૦ રેલ્વે મુસાફરીમાં તમારા સામાન સાથે ભૂલથી કોઈની ચામડાની બૅગ આવી ગઈ છે. તે પર નામ વાંચી તેના માલિકને કેવી રીતે એ પેટી તેને પહોંચતી કરવી તે વિશે લખો.

૨૧ શહેરમાં રસ્તે કેમ સંભાળપૂર્વક ચાલવું તે વિશે તથા રાહદારીની સલામતીના કયા નિયમોનું પાલન કરવું જોઈએ તે તમારા નાના-ભાઈને લખો.

૨૨ તમે કૉલેજમાં ભણવા ગયા છો. તમારા ગામના પટેલ તમારા પિતા છે. તેને શહેરમાં સ્વચ્છતા કેવી રીતે જળવાય છે તે જણાવી, તમારા ગામની સ્વચ્છતા કેમ જાળવવી તેની સૂચના કરો.

૨૩ સૂર્યનમસ્કાર કે એવી કોઇ બીજી કસરત કેવી રીતે કરવી તેનો ખ્યાલ તમારા માંદલા મિત્રને આપો.

૨૪ તમારી વર્ષગાંઠને દિવસે તમારા મિત્ર તમને ભેટ મોકલી તેનો જવાબ આપો.

૨૫ ભાઈબીજને દિવસે બેન, બહાર રહેતા ભાઇને આમંત્રણ આપે એવી મતલબનો પત્ર લખો.

૨૬ મીલની હાડમારી ભરેલી નોકરીનો ખ્યાલ પિતા પુત્રને આપે એવો પત્ર લખો.

૨૭ શિયાળામાં વહેલા ફરવા જવાના તમારા પ્રયત્નો વિશે તમારા મિત્રને જણાવો.

૨૮ છેલ્લા જોયેલા 'બોલપટ' વિશે તમારા મિત્ર પર અભિપ્રાય મોકલો.

૨૯ તમારી શાળાનું શિક્ષક અને વિદ્યાર્થીઓનું મંડળ અજંટાની ગુફાઓ જોવા જાય છે. તેની સાથે જોડાવાની પરવાનગી અને વાટખરચીના પૈસા મોકલવા પિતાને વિનંતી કરો.

૩૦ તમારા સ્ટેશને 'પ્રદર્શન ટ્રેઈન' તમે જોઈ આવ્યા છો. તે વિશે ગામડામાં રહેતી તમારી બેનને પત્ર લખો.

૩૧ તમે ગરીબ છો. એક દાનાર ગૃહસ્થે તમને ફી, પુસ્તક વગેરેનો ખરચ આપ્યો છે. તેમનો આભાર માનો.

૩૨ તમારા છાત્રાલયમાં એક વિદ્યાર્થી દાદાગીરી કરી સૌને પજવે છે. તેને ઠેકાણે આણવા તમે યુક્તિ રચો છો; તેનું વર્ણન તમારા મિત્રને કરો

૩૩ તમારા નવા પડોશી આવ્યા છે. તેમનો પરિચય આપતો પત્ર તમારા કૉલેજના મિત્રને લખો.

૩૪ મદારીનો ખેલ જોતાં તમારું ખીસું કોઈ બદમાશે કાતરી લીધું. એ બાબતનો હેવાલ તમારા મિત્રને લખો.

૩૫ તમારી છેલ્લી પરીક્ષા વખતે, તમે શી શી લાગણીઓ અનુભવેલી તેનો તમારા સહાધ્યાયીને ખ્યાલ આપો.

૩૬ તમારા પડોશીના ઘરમાં ખાતર પડ્યું છે. તમારા પરદેશ રહેતા કાકાને એનું વર્ણન કરો.

૩૭ તમારા ગામની મ્યુનિસિપાલિટીની ચૂંટણીની ધમાલ વર્ણવતો તમારા મિત્રને પત્ર લખો.

૩૮ તમારા ગામના છેલ્લા મેળામાં નાનાં છોકરાં ખોવાઈ જાય તેને સાચવવાની વ્યવસ્થા તમારી શાળાના સ્કાઉટોએ કેવી રીતે કરી તેનું બયાન તમારી માતાને લખો.

૩૯ મેટ્રિક થયા પછી તમારો મિત્ર સુધરેલી પદ્ધતિથી ખેતી કરવાની શરૂઆત કરે છે. તેમ કરવામાં તે કેટલે અંશે સફળ થયો છે તે મતલબનો પત્ર તે તમને લખે છે. એ પત્ર લખો.

૪૦ પાસે આવેલા એકાદ ડુંગર કે ડુંગરીપર કરેલી ઉજાણીનો ખ્યાલ મિત્રને આપો.

૪૧ તમારી શાળામાં તમે સંગ્રહસ્થાન કેવી રીતે ઊભું કર્યું, તેનો ખ્યાલ બીજી શાળામાં ભણતા વિદ્યાર્થીને આપો.

૪૨ તમારી શાળાના જુના અને નવા વિદ્યાર્થીઓનું એક મંડળ સ્થાપવું જોઈએ એની જરૂરિયાત પત્રદ્વારા એક જુના વિદ્યાર્થીને જણાવો.

૪૩ પોતાની શાળા માટે વિદ્યાર્થીઓ કેવી રીતે અભિમાન રાખી શકે, એ વર્ણવતો પત્ર તમારો મિત્ર જે પોતાની શાળા વિશે હંમેશ ભૂંડું બોલે છે તેને લખો.

૪૪ તમારા જીવન ઉપર કોઈ શિક્ષકની મોટામાં મોટી છાપ પડી હોય, તો તે કયા સંજોગોમાં પડી તેનો ખ્યાલ તમારા મિત્રને આપો.

૪૫ તમારા મિત્રની માતા મૃત્યુ પામી છે. તેને આશ્વાસન આપતો પત્ર લખો.

## ૯૪. ધંધાદારી પત્રો

આ પ્રકારના પત્રો ટૂંકા અને મુદ્દાસરના હોવા જોઇએ. કામ હોય તે સિવાયનું આડું લખાણ એમાં ન હોવું જોઇએ. ધંધામાં સમયની કિંમત હોય છે, એટલે જોઈતીજ વાત ટૂંકામાં ટૂકી રીતે કહેવાની કળા આ પ્રકારના પત્રમાં અનુકૂળ થઈ પડે છે.

પત્રમાં વસ્તુઓ વિશે સંપૂર્ણ વિગત, માલ કેવી રીતે મંગાવવા ઇચ્છો છો–રેલ્વેથી, પોસ્ટથી વગેરે—તે અને પૈસા કેવી રીતે મોકલશો (મનીઑર્ડર, વી. પી. પી. વગેરે) તે સ્પષ્ટ રીતે લખેલું હોવું જોઇએ.

### સંબોધન અને અંતના પ્રકાર

| | સંબોધન | અંત |
|---|---|---|
| એક વેપારી બીજા વેપારીને | (૧) શેઠજી દામોદરદાસ, | લી. આપનો વિશ્વાસુ, મોહનદાસ શાહ |
| | (૨) શ્રી. સી. એસ. ત્રિવેદી, બુકસેલર એન્ડ પબ્લીશર, પૂના. સાહેબ, | લી. આપનો વિશ્વાસુ, જ. ગ. કાપડીઆ |

## ૯૫. પત્રોના નમૂના

**૧**

ઉદ્યોગ ભવન, વિલેપાર્લે,
મુંબાઈ,
૨-૨-૩૭.

મહેરબાન મૅનેજર,
સેંટ્રલ બૅંક ઑફ ઇંડિયા,
ફોર્ટ, મુંબાઈ ૧.

સાહેબ,

ગઈ કાલે આપની બૅંકમાં કંઈ ગેરસમજુતીથી મારો, મારા દલાલને આપેલો, ચેક નં. ૮૦૧ સ્વીકારવામાં નહોતો આવ્યો. આપની ઉત્તમ વ્યવસ્થાવાળી બૅંકમાં આવુ કંઈ ગેરસમજુત વિના બનેજ નહિ એની મને ખાતરી છે. મારા નામે પૂરતા પૈસા જમા છે તો એ બાબતમાં તપાસ કરી મારો ચેક સ્વીકારાય તે જોશો.

લી. આપનો વિશ્વાસુ,
હીરાચંદ રાયચંદ શેઠ

**૨**

બાબુ પન્નાલાલ ટેરેસીઝ,
ગ્રાંટરોડ, મુંબાઈ, ૭.
૮-૬-૩૭.

મહેરબાન મૅનેજર,
વેસ્ટ એન્ડ વૉચ કંપની,
ફોર્ટ, મુંબાઈ.

સાહેબ,

ગયે મહિને આપની કંપનીમાંથી મેં એક ઘડિયાળ ખરીદ્યું હતું. તેનું બીલ નં. ૫૦૧ તા. ૭-૬-૩૭ નું છે. ખરીદતી વેળા તમે ગેરંટી

આપેલી કે એક વરસ દરમિયાન જો એ બગડી જાય અગર તે સંતોષકારક કામ ન આપે તો તમે વગર કિંમતે સમારી આપશો.

છેલ્લા ત્રણ દિવસ થયાં ઘડિયાળ ઘડી ઘડી અટકી પડે છે, અને વખતસર ચાલતું નથી. અમારો માણસ તમને ઘડિયાળ અને બીલ આપશે, જેથી ખાતરી કરી તે સુધારી આપશો.

લી. આપનો વિશ્વાસુ,
ભાલચંદ્ર દ. ભટ્ટ

૩

હાઈસ્કુલ હોસ્ટેલ,
બોરડી,
૪–૧–૩૭.

મહેરબાન વ્યવસ્થાપક,
પુસ્તક-ભંડાર, સૂરત.

સાહેબ,

નીચેનાં પુસ્તકો બનતી ઉતાવળે વી. પી. પી. કરી ઉપરના સરનામે મોકલી આપશો

૨ નકલ, ઈંગ્લંડના ઇતિહાસની રૂપરેખા, શાહ-પરીખ કૃત.
૧ ,, હાઇસ્કૂલ કમ્પોઝીસન, સ્પેઈટ કૃત.
૨ ,, સાહિત્ય મુકુર ભાગ ૩, શાહ કૃત.
૨ ,, સંસ્કૃત પ્રવેશિકા, ભાંડારકર કૃત.

ગયા વખતની માફકજ કમિશન આ વખત પણ ગણશો; અને પુસ્તક ન બગડે એવી ચોકસાઈથી પેકીંગ કરશો એવી આશા છે.

લી. આપનો વિશ્વાસુ,
રમણલાલ દેવચંદ શાહ

૪

દેસાઈપોળ,
નડિયાદ,
૫–૫–૩૭.

શ્રીમાન તંત્રી,
પ્રજાબંધુ, અમદાવાદ.
સાહેબ,

નીચેની હકીકત આપના પત્રમાં છાપવા મહેરબાની કરશો.

આ વરસે સંતરામના મંદિરનો ઉત્સવ ભારે ધામધુમથી ઉજવાયો હતો. દૂરદૂરના ભાગમાંથી યાત્રાળુઓ અને સાધુ સંન્યાસીઓ સંખ્યાબંધ અહીં ઊતરી પડ્યા હતા. ગયા અઠવાડિયા દરમ્યાન નડિયાદ જાણે માણસોથી ઊભરાઈ રહ્યું હોય એવું દૃશ્ય થઈ રહ્યું હતું.

સવારના દર્શન સમયે લોકોની એટલી બધી ભીડ થતી કે નબળાં પાતળાંને માટે તો ત્યાં જવું મુશ્કેલ બન્યું હતું; છતાં મંદિરના વ્યવસ્થાપકોની વ્યવસ્થા ભારે કુશળતાવાળી હતી. દરરોજ સાંજે ગેરૂઆ રંગના વસ્ત્રોમાં ભવ્ય લાગતા વિદ્વાન સંન્યાસીઓ અને અન્ય પંડિતોનાં પ્રવચનો તથા વ્યાખ્યાનો સાંભળવા મેદની ઊભરાતી. આઠ દિવસ દરમ્યાન નડિયાદ મોટી યાત્રાનું ધામ થઈ પડ્યું હતું.

લી. આપનો વિશ્વાસુ,
પ્રભુદાસ કાશીભાઈ પટેલ

* * *

**સ્વાધ્યાય ૮૯:**

૧ લૉંગમન્સ, ગ્રીન ઍન્ડ કંપનીને શિક્ષણને લગતાં પુસ્તકોનું સૂચીપત્ર મોકલવા કાગળ લખો.
૨ ઉપલા કાગળનો ઉત્તર લખો.
૩ વૅકેશનમાં તમે માથેરાન હવા ખાવા જાવ છો. પોસ્ટમાસ્તર તમારા નવા સરનામે કાગળો મોકલવા વ્યવસ્થા કરે, એવી મતલબનો તેને પત્ર લખો.

૪ તમારા ઘરમાં વીજળીનું જોડાણ બગડી ગયું છે. ઇલેક્ટ્રીક કંપનીના મૅનેજરને તે બાબતમાં પત્ર લખો.

૫ જન્મભૂમિના તંત્રીને લખો કે તમને હજી સુધી તે પત્રનો દિવાળી અંક મળ્યો નથી.

૬ સીનેમા ચિત્રપટ કેવી રીતે તૈયાર થાય છે, તે જોવા તમારી શાળાની મંડળીને રજા આપે એવી વિનંતી કરતો પત્ર કંપનીના મૅનેજરને તમારા હેડમાસ્તર મારફતે મોકલો.

૭ સવારની ગાડી વહેલી કરવાથી ઉતારુઓને પડતી મુસીબતનો ઉલ્લેખ કરતો પત્ર તમારા વિભાગના ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટને લખો.

૮ તમે દરિયાપાર જનાર છો. પાસપોર્ટ એજન્ટને, પાસ કેમ કઢાવવો વગેરે માહિતી આપવા વિનંતી કરો.

૯ તમે નવી ખોલેલી દુકાન માટે, મુંબાઈમાં અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં આવેલી કાદરમીયાં ફાઝલભાઈની પેઢીપર ભાવતાલની તપાસ કરતો પત્ર લખો.

૧૦ તમે લખેલી ચોપડીની સમાલોચના માટે તેની એક નકલ 'જન્મભૂમિ'ના તંત્રી પર મોકલી, પુસ્તકની સમાલોચના કરવા તેને વિનંતી કરો.

૧૧ ગુજરાત ટાઈપ ફાઉન્ડ્રીના માલિકને તમારા છાપખાના માટે ટાઈપનો ઑર્ડર આપતો પત્ર લખો.

૧૨. સીનેમા થીએટરના માલિકને ટિકિટ ઑફિસ પર થતી મારામારી તથા ભીડ અટકાવવાના ઉપાયો યોજવા માટે વિનંતી કરતો પત્ર લખો.

* * *

## ૯૬. સરકારી કામને અંગેના અને અરજી રૂપી પત્રો.

આ પ્રકારના પત્રોમાં કહેવાની હકીકત ટૂંકમાં, મુદ્દાસર અને સારી ભાષામાં લખવી જોઈએ એમાં નકામું ટાળવું કે વિનંતીનાં લાંબાં લાંબાં

વાક્યો ન હોવાં જોઈએ; એ કંઈ અસરકારક નીવડતાં નથી. આ પત્રો અંગત પત્રો ન હોઈ, તેમાં લેખકના લાગણીવેડાને સ્થાન હોતું નથી.

### સંબોધન અને અંતના પ્રકાર

નીચેના પત્રોનો અભ્યાસ કરો અને જુદી જુદી જાતનાં સંબોધનો અને અંતના પ્રકાર તપાસો.

સંબોધન અંત

મહેરબાન કલેક્ટર સાહેબ,
જીલ્લે સૂરત, સૂરત.
સાહેબ,

લી. નમ્રસેવક,
જગાભાઈ દાજીભાઈ

મહેરબાન હેડમાસ્તર સાહેબ,
ગુજરાત હાઈસ્કૂલ, અમદાવાદ.
સાહેબ,

લી. નમ્ર સેવક,
કા. મ. મણિયાર

### ૯૭. પત્રોના નમૂના

૧

ચીંચપાડા,
તા. ૮–૪–૩૭.

મહેરબાન કલેક્ટર સાહેબ,
જીલ્લે પશ્ચિમ ખાનદેશ, ધુળિયા.

સાહેબ,

હું નીચે સહી કરનાર નીચે પ્રમાણે હકીકત રજુ કરવા રજા લઉં છું.

ચીંચપાડા ગામની આસપાસ જંગલમાં લગભગ બસેં એકર જમીન મારી માલકીની છે. તે જમીનની વ્યવસ્થાને અંગે, હું જમીનમાંજ ઘર બાંધી રહું છું. આપ સારીપેઠે જાણો છો કે મારું રહેઠાણ જંગલની ગપ્પ-માંજ આવેલું છે, અને હિંસક પશુઓ જેવાં કે ચિત્તા અને વાઘને લઇને

વારંવાર મારાં ઢોર ભયમાં આવી પડે છે; અને મારી જિંદગી પણ ઘણીવાર જોખમાવાનો સંભવ રહે છે.

આવા સંજોગોમાં આપ મને એક બંદૂક રાખવાનો પરવાનો આપશો એવી આપને વિનંતી છે.

લી. હું છું,
આપનો નમ્ર સેવક,
નાગરજી ભુલાભાઈ નાયક

૨

પાંચ હાટડી બજાર,
રામપૂર,
૯—૫—૩૭.

મહેરબાન સેક્રેટરી સાહેબ,
રામપૂર મ્યુનિસિપાલિટી, રામપૂર.

સાહેબ,

હું નીચે સહી કરનાર નીચેની બાબત તમારા ધ્યાન પર લાવવા ઇચ્છું છું. તમે તે ઉપર પૂરતું ધ્યાન આપી એ બાબતમાં ઘટતું કરશો એવી આશા છે.

આપણા પાણીના નળો માત્ર નવ વાગ્યા સુધીજ આવે છે, અને ત્યાર પછી બપોરે એક વાગે ફરી શરૂ થાય છે. મારો એવો અનુભવ છે કે લોકોને નહાવા ધોવાને માટે સવારનો સમય પૂરતો નથી. ખરી રીતે બાર વાગ્યા સુધી નળો ચાલુ રહેવા જોઈએ. ત્યાર પછી ચાર કલાક બંધ રાખવા ઘટે તો તેમ કરી, સાંજે ચાર વાગે પાછા ખુલ્લા મૂકી શકાય. વળી જે થોડો સમય નળ ખુલ્લા રહે છે તે દરમિયાન ટેકરાવાળી જગ્યાએ પાણી પૂરતા જોસથી આવતું નથી, અને સવારના ટૂંકા સમયમાં પાણી વપરાશ માટે ભરી લેવાનું પણ બની શકતું નથી.

આ બાબતમાં જે કંઈ કરવાનું ઘટે તે આપ કરશો એવી વિનંતી સાથે,

લી. આપનો નમ્ર સેવક,
રતિલાલ મગનલાલ કાપડિયા

૩

૭૫, પ્રીતમનગર,
અમદાવાદ,
૧૧–૩–૩૭.

મહેરબાન મૅનેજર સાહેબ,
કૅલિકો મીલ, અમદાવાદ.

સાહેબ,

આપની મીલમાં વણાટ ખાતામાં આસિસ્ટન્ટ વિવિંગ માસ્તરની જગ્યા ખાલી પડી છે, એ પ્રજાબંધુમાં છપાયેલી જાહેરખબરદ્વારા જાણી હું એ જગ્યા માટે ઉમેદવારી કરું છું.

મારી લાયકાત અને એ કામના અનુભવ વિશે જણાવવાનું કે: મેં વિક્ટોરીયાટેકનિકલ ઈન્સ્ટિટ્યૂટની વણાટશાખાની છેલ્લી પરીક્ષા માનસહિત પાસ કરી પ્રમાણપત્ર મેળવ્યું છે. છેલ્લાં ચાર વરસ થયાં મુંબાઈની જુદી જુદી મીલોમાં મેં આસિસ્ટન્ટ વિવિંગ માસ્તર તરીકે કામ કર્યાનો અનુભવ લીધો છે.

આ સાથે મારા પ્રમાણપત્રની ખરી નકલ તથા મારા કામ અને ચારિત્ર્યની બાબતનાં અભિપ્રાયપત્રો બીડેલાં છે.

હું આશા રાખું છું કે આપ મને આપની મીલમાં કામ કરવાની તક આપશો.

લી. નમ્ર સેવક,
મણીભાઈ લાલભાઈ દોશી

૪

સંદલપુર,
પોસ્ટ: નવસારી,
૮–૭–૩૭.

મહેરબાન પ્રિન્સિપલ સાહેબ,
પબ્લિક હાઈસ્કૂલ, મુંબાઈ.

સાહેબ,

હું આપની શાળામાંથી આ વરસે મેટ્રિકની પરીક્ષામાં પહેલા નંબરે પાસ થયો છું.

મારી ઇચ્છા કૉલેજમાં દાખલ થવાની છે; પણ આપ જાણો છો કે મારી આર્થિક સ્થિતિ જોઈએ તેવી ન હોવાથી, બહારની મદદ વિના હું ભણી શકું એમ નથી. હું ગોકુળદાસ તેજપાળ બોર્ડિંગમાં દાખલ થવા અરજી કરવા ધારું છું. અરજી સાથે સારી ચાલચલગતના અને અભ્યાસના સર્ટિફિકેટની જરૂર છે. હું શાળાના ચર્ચામંડળમાં અને રમતગમતમાં આગળ પડતો ભાગ લેતો હતો એ તો આપ જાણોજ છો. તો મારો અભ્યાસ, ચાલચલગત અને મારી શાળા અંગેની બીજી પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરી સર્ટિફિકેટ મોકલી આપવા કૃપા કરશો.

લી. આપનો આજ્ઞાંકિત શિષ્ય,
જગજીવન હ જોશી

**મનોયત્ન ૯૦ :**

સૂચવ્યા પ્રમાણે પત્ર લખો :

૧ તમારી મ્યુનિસિપાલિટીના ચૅરમૅનને પત્ર લખી, નવું ઘર બાંધવાની પરવાનગી માગો.

૨ મુંબાઈ યુનિવર્સિટીના રજીસ્ટ્રારને પત્ર લખી, તમે પાસ કરેલી છેલ્લી પરીક્ષાના માર્ક મગાવો.

૩ તમારા ભાઈને હાઈસ્કૂલમાં દાખલ કરવા હેડમાસ્તરને અરજી કરો.

૪ તમે બુકકીપિંગ અને એકાઉન્ટન્સીની પરીક્ષા પાસ કરી છે. ઇન્કમ-ટૅક્ષ કમિશ્નરની ઑફિસમાં ખાલી પડેલી જગ્યા માટે અરજી કરો.

૫ તમારી સો રૂપિયાની નોટ ચોરાઈ ગઈ છે. પોલિસ ઇન્સ્પેક્ટરને એ વિશે ખબર આપો.

૬ તમારે અને તમારા મિત્રોને જેલ જોવા જવું છે. જેલના સુપ્રિન્ટેન્ડન્ટની પરવાનગી માગો.

૭ મુંબાઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમના પુરાતત્ત્વ ખાતાના કેટલાક નમૂનાઓ તમે બારીકીથી અભ્યાસ કરવા માંગો છો; તે બાબતમાં તમને ખાસ પરવાનગી આપે તેવી મ્યુઝીઅમના ક્યુરેટરને વિનંતી કરો.

૮ તમે સરકસના મૅનેજર છો. વ્યવસ્થા માટે તમારે પોલીસની જરૂર છે. મામલતદારને એ બાબતમાં પોલીસ બંદોબસ્ત કરવાની અરજી કરો.

૯ તમે નવું માસિક કાઢવા માંગો છો. તેની પરવાનગી કલેક્ટર પાસેથી માંગો.

૧૦ તમારી જમીનમાં સુધારો કરવા અને કૂવો ખોદવા તમને પૈસાની જરૂર છે. તગાવીની માગણી માટે કલેક્ટરને અરજી કરો.

---

## પ્રકરણ ૨૩

## વાર્તાલેખન

૯૮.

વાર્તા લેખનનું કાર્ય પ્રથમ વિચારે બહુજ સહેલું લાગે છે; પણ એ કામ આપણે ધારીએ એટલું સહેલું નથી, કારણ એમાં વાર્તાની વસ્તુ અને તેનું ખોખું એ બન્નેની કલ્પના કરી તેમાં આવતા પ્રસંગો અને પાત્રોનું સર્જન કરવું પડે છે. એટલે એમાં કલ્પના, અવલોકન શક્તિ અને કળા ભાવનાની જરૂર હોવા ઉપરાંત, વસ્તુ રજુ કરવાને માટે યોગ્ય અને અસરકારક ભાષાશૈલી ઉપર કાબુ હોવો જોઈએ.

પરંતુ, વિદ્યાર્થીઓને સ્વતંત્ર વાર્તાઓનું લેખન કરવાનું હોતું નથી. તેઓને વાર્તાની વસ્તુ અને તેનું ખોખું તૈયાર આપવામાં આવે છે; તેમણે તો ફક્ત જુદા જુદા મુદ્દાને વિકસાવી વાર્તા સરળ ભાષામાં ઉપજાવી કાઢવાની હોય છે.

### ૯૯. વાર્તાના નમૂના

#### બહુરૂપી

એક બહુરૂપી-પશુપંખીઓના અવાજનું સુંદર અનુકરણ કરી શકતો. એક દિવસ તેણે એક સભા સન્મુખ ડુક્કરના અવાજનું અનુકરણ કરી બતાવ્યું. તેનો બનાવટી અવાજ એવો તો આબેહૂબ હતો કે સભા ભારે વિસ્મ-

યમાં પડી ગઈ. લોકો માંહોમાંહે વાત કરવા લાગ્યા, "નક્કી એના કાળા, લાંબા ઝભ્ભા નીચે કૂતરું સંતાડેલું છે." એક આખાબોલો અને મશ્કરો માણસ હતો; તેણે તો ઉભા થઈ બહુરૂપીને ઉદ્દેશી કહ્યું, "કૂતરાનો અવાજ કાઢવા આવા લાંબા ઝભ્ભા નીચે તને તો કૂતરૂં સંતાડવાની જરૂર પડતી લાગે છે. વારુ, કહેની ઝભ્ભા નીચે કેટલાં કૂતરાં સંતાડ્યાં છે?"

સૌકોઈ થોડી વાર હસ્યા, અને પછી સૌને શંકા પડતાં બહુરૂપીની તપાસ કરવામાં આવી. તપાસને અંતે બહુરૂપી નિર્દોષ ઠરતાં, પેલો મશ્કરો બોલી ઊઠ્યો, "વાહરે! આ તો જબરો માણસ છે. ગળામાંજ કૂતરાં સંતાડતો લાગે છે!" સૌ કોઈ બહુરૂપીની પ્રશંસા કરવા લાગ્યું; ત્યાં તો તેમની અજાયબી વચ્ચે, તેમણે બહુરૂપી પાસે એક ઊંચા, મજબુત બાંધાના ભરવાડને ઊભેલો જોયો. ભરવાડ બોલ્યો, "હું આ બહુરૂપી કરતાં વધારે સારી પેઠે કૂતરાના અવાજનું અનુકરણ કરી શકું છું."

કેટલાંક હસી પડ્યાં, કેટલાંક તાળી પાડવા લાગ્યાં અને કેટલાંકે તેની ચ્ચોક મજાક કરી.

બીજે દિવસે બહુરૂપીનો ખેલ ફરી થવા લાગ્યો. ખેલ પૂરો થતાં, લાંબા ઝભ્ભામાં સજ્જ થયેલો ભરવાડ સૌની સન્મુખ આવ્યો. ભરવાડને મૂર્ખ બનાવવાની સૌ કોઈ ઈચ્છા સેવવા લાગ્યું. તેણે ઝભ્ભામાં સંતાડેલા કુરકુરિયાનો કાન ચીમળ્યો. કૂતરાનો આબેહૂબ અવાજ! સભાએ તે સાંભળ્યો પણ બધાં હસી પડ્યાં અને કહેવા લાગ્યાં, "બહુરૂપી તે બહુરૂપી! તેનો અવાજ તો ખરા કૂતરાના અવાજ જેવો લાગતો હતો." પેલો મશ્કરો બોલી ઊઠ્યો, "આ તે કંઈ કૂતરાનો અવાજ છે! આ તે કંઈ કૂતરૂં બોલ્યું કહેવાય!"

ભરવાડે મજાકની માત્ર મૌનથી ઉપેક્ષા કરી, ધીમે રહી ઝભ્ભા તળેથી કૂતરૂં કાઢ્યું, તેની પૂંછડી ઝાલી અને ઊંધે માથે તેને સભા સન્મુખ હાથમાં લટકતું મૂકું!

## સુરેશની રમત

સુરેશ એક ભારે ખેલાડી હતો. એની ટીમનો એ એટલો તો માનીતો હતો કે સૌકોઈ એની રમવાની છટાનીજ વાત કર્યા કરતું. એની આવી વાતો સાંભળી સાંભળી સુરેશના માતાપિતાને હૈયે ગર્વનો આનંદ માતો નહિ

આજે સવારથીજ સુરેશ ધમાલમાં હતો. તેની માએ પુછ્યું, "સુરેશ, કેમ કંઈ આજ તો ખૂબ ધમાલમાં છે?"

સુરેશે કહ્યું, "આજે તો કપ મૅચ છે ને? પિતાજી કહે છે કે જો હું સારી રમત રમુ તો તેઓ મને એક સાઈકલ ભેટ તરીકે આપે!"

રમતનો વખત થતાં સુરેશ ઘર બહાર નીકળ્યો. તે રસ્તો વટાવતો એક મેદાનમાં આવી પહોંચ્યો. આ ટૂંકે રસ્તે દોડી જઈ રમતના મેદાનમાં પહોંચવાનો તેણે વિચાર કર્યો હતો. તે ઝડપથી ચાલવા લાગ્યો ત્યાં તેણે એક કરણ સ્વર સાંભળ્યો.

"માબાપ, જરા મદદ કરજો," ઠોકર ખાઈને પડેલો એક ભિખારી બે ત્રણ વાર બોલ્યો.

સુરેશે તેને જોયો. તેનો ચહેરો વૃદ્ધ હતો, તેનાં વસ્ત્રો ગંદાં હતાં અને ઠેકઠેકાણે પડેલાં કાણાંઓમાંથી તેનું અશક્ત શરીર દેખાતું હતું. તેની લાકડી તેને દગો દેતી હોય તેમ તેનાથી દૂર જઈ પડી રહી હતી. પત્થરની સાથે અથડાઈ આ પડી ગયેલા ભિખારીને પગમાંથી સહેજ લોહી નીકળતું હતું.

સુરેશ વિચારમાં પડ્યો. ભિખારીને મદદ કરવા જેટલો સમય ક્યાં હતો? રમતનું મેદાન તેની દૃષ્ટિ સમીપ તરવરતું લાગ્યુ. રમત રમવા જવું કે ભિખારીને મદદ કરવી તેની મુઝવણમાં તે પડ્યો. બે ચાર મિનિટ તો વહી ગઈ!

સુરેશે છેવટનો નિશ્ચય કર્યો. તેણે ભિખારીને લાકડી આપી, તેનું ભીખનું ચલાણું આપ્યું અને પોતાનો ખભો આપી પૂછવા લાગ્યો, "તમારે ક્યાં જવું છે?" "મારે ઘેર. અહીંથી થોડે દૂર છે," રમતના મેદાનથી ઊલટી દિશા તરફ આંગળી ચીંધી ભિખારી બોલ્યો. બિચારો સુરેશ! બે ચાર વાર તેના નેત્ર આગળ ભેટની સાઈકલ ખડી થઈ અને અદશ્ય થઈ!

રમતના મેદાનપર જ્યારે તે પહોંચ્યો ત્યારે રમત શરુ થઈ ગઈ હતી. તેના શિક્ષકે તેને ખૂબ ઠપકો આપ્યો, "શાળા હારશે તો તુંજ જવાબદાર ઠરશે."

ભગ્ન હૃદયે તે ઘેર ફર્યો. આખે રસ્તે તેને એક પ્રકારની નિરાશા ઘેરી વળી હતી. માત્ર કોઈ કોઈ વાર ભિખારીએ પોતાના ઘર આગળ કહેલા શબ્દો—અલ્લાહ, તારી મરજી પૂરી કરે—તેના કાનમાં ગુંજી ઉઠતા હતા.

તેણે બહુજ ધીમે બારણાપર ટકોરો માર્યો અને તેથીએ ધીમે તે બોલ્યો, "ઓ મા, બારણા ખોલને." જાણે તેના પિતાથી તે નાસવા ન માગતો હોય !

બારણાં ખૂલ્યાં એટલે સુરેશ તો ખૂબજ આશ્ચર્ય પામ્યો. તેના પિતાજ તેની સામે ઊભા હતા. તેમણે કહ્યું, "સુરેશ, તારે માટે હું ભેટ લાવ્યો છું." "પણ હું તો..." સુરેશે સમજાવવાનો પ્રયત્ન કર્યો. તેના પિતાએ અધવચ કહ્યું, "હું તારી પાછળજ હતો. હું બધુયે જાણું છું. તું આજે સૌથી શ્રેષ્ઠ રમત રમ્યો છે."

સુરેશને ફરી ભિખારી સાંભર્યો અને તેના શબ્દો ફરી તેના કાનમાં ગણગણવા લાગ્યા, "અલ્લાહ, તારી મરજી પૂરી કરો."

ઉપરની વાર્તાઓ વાંચતાં જણાશે કે ટૂંકી વાર્તા સુંદર રીતે લખવા માટે નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવી જરૂરી છે:

(૧) વાર્તાની વસ્તુમાં યોગ્ય પ્રસંગોનો ક્રમ સચવાવો જરૂરનો છે, એટલું જ નહિ પણ તેમની ગૂંથણી પણ મેળપૂર્વકની હોવી જોઈએ. આ કારણસર દરેક પ્રસંગ ઉપર ઘટતોજ ભાર મૂકાવો જોઈએ.

(૨) વિદ્યાર્થીઓને વસ્તુની રૂપરેખા યોગ્ય ક્રમ પ્રમાણે આપેલી હોય છે, અને તેમણે પ્રસંગોનો ક્રમ વાર્તા લખતી વખતે સાચવવો જોઇએ. આપેલા મુદ્દાઓનો ક્રમ જો જળવાતો નથી, તો વાર્તાનો પ્રવાહ સરળ રીતે વહેતો નથી.

(૩) વાર્તામાં પાત્ર, પ્રસંગ અને ભાવોનું આલેખન કરવાને માટે યોગ્ય ભાષા, સંવાદ વગેરે યોજવાં જોઈએ.

(૪) સંવાદ લાંબા લાંબા કે અવાસ્તવિક લાગે એવા ન હોવા જોઇએ. પણ તે પાત્રોને અનુરૂપ હોવા જોઇએ.

(૫) ભાષા, વાર્તાની ઘટના અને ભાવને અનુરૂપ હોવી જોઈએ.

(૬) આ બધાં ઉપરાંત વાર્તાની વસ્તુમાં કંઈ ચમત્કારી તત્ત્વ હોવું જોઈએ.

### મનોયત્ન ૬૧ :

નીચે આપેલી રૂપરેખા પરથી વાર્તા લખો :—

૧

એક વેપારી પોતાના મિત્રને રૂપિયા આપી પરદેશ જાય છે—પાછો આવી પૈસા માગે છે—મિત્ર રૂપિયા લીધાનો ઇન્કાર કરે છે—મામલો કોર્ટમાં—વેપારીનો સાક્ષી નથી—ન્યાયાધિશને કહે છે : મારા મિત્રને મેં એક ઝાડ નીચે પૈસા આપ્યા હતા.—ન્યાયાધીશ વેપારી સાથે સિપાઇને ઝાડ જોવા મોકલે છે—થોડી વારમાં પ્રશ્ન કરે છેઃ હજી પેલા કેમ આવ્યા નથી?—પૈસા લેનારથી બોલાઈ જાય છે : સાહેબ, એ ઝાડ દૂર છે.—ન્યાય.

૨

એક વાણિયો વોરાજીને સાણુ અને કંકોડીનો જથ્થો વેચવા આપે છે—બીજી ઋતુમાં તે ઉઘરાણી કરે છે—વોરાજી કહે છે : કંકોરીમાં કીરા પરા ને સાણુરી તો સરી ગઈ—વાણિયાની વિમાસણ—વોરાજીને ઠીક કરવાની યુક્તિ—તેની નાની છોકરીને સતાડી દે છે—વોરાજી આખું ગામ ઢુંઢે છે—વાણિયાને પૂછે છેઃ મારી અમિનાને જોઈ?—વાણિયો : હા, એક બગલું એને ઉપાડી ગયું છે. મેં જાતે જોયુ છે.—વોરો : બગલું તે છોકરી ઉપાડી જાય?—વાણિયો : સાણુ અને કંકોડી સડી જતાં હશે?—છેવટ.

૩

એક કાચબો—નદી કાંઠે ઊડતા પક્ષીને જોઈ ઈર્ષા કરે છેઃ મને કોઈ ઊડતાં શીખવે તો કેવું !—ગરુડ સાંભળે છે—પૂછે છેઃ આકાશમાં લઈ જાઉં તો શું આપે?—કાચબો· દરિયાનાં મોતી આપીશ—ગરુડ તેને પંજામાં પકડી ઊડે છે—ઉપરથી કાચબો ડુંગરના શિખર પર તૂટી પડે છે—મરતાં મરતાં કહેઃ ખોટી ઈચ્છા એ નાશનું મૂળ છે.

૪

એક ગુનેગાર વકીલને ત્યાં જાય છે—કોઈ પણ ભોગે શિક્ષામાંથી બચાવવા વકીલને વિનંતી કરે છે—વકીલની સલાહઃ ગાંડાની માફક વર્તજે. માત્ર બેં બેં કર્યા કરવું—ન્યાયધીશનો પ્રશ્ન—જવાબઃ બેં બેં—ગાંડા તરીકે છૂટી જાય છે—વકીલ ખૂશ થઈ મુબારકબાદી આપે છે—ફી માગે છે—જવાબ : બેં બેં.

૫

માછલાંઓને રાજા મેળવવાની ઇચ્છા થાય છે—ઈશ્વર પાસે માંગણી—તેઓનું ભોળપણ જોઈ એક લાકડાનું ઠીમચું ફેંકે છે—નવા રાજાને જોઈ માછલાં ભયભીત બને છે—રાજા જડ વસ્તુ છે એમ જાણતાં ફરી ઈશ્વર પાસે રાજાની માંગણી—દેડકાને રાજા તરીકે નીમવામાં આવે છે—ફરી અસંતોષ થતાં ફરી માંગણી—ઈશ્વર કંટાળી તેમને બગલો આપે છે—પરિણામ.

૬

એક ભરવાડ—રેલ આવે છે—એના ઘેટાંના ટોળાંમાં બીજાં જંગલી ઘેટાં ભળી જાય છે—જંગલી ઘેટાં નાસી ન જાય તે માટે તેમની વધારે દરકાર—બીજે દિવસે રેલ ઉતરે છે—જંગલી ઘેટાં નાસી જાય છે—ભરવાડ કહે છે: આખરે તમે કૃતઘ્ની નીવડ્યાં. મેં તમારી નકામી દરકાર લીધી—એક જંગલી ઘેટું બોલ્યું: તેથીજ નાસીએ છીએ. કાલ નવાં આવતાં, અમારો ઘાટ પણ તારા જુનાંના જેવોજ થાય માટે.

**બોધ:** જુના મિત્રોને નવા મળતાં અવગણવા નહિ.

૭

અકબર બાદશાહનો હજામ—રોજ રાજાને ઘેરથી સારું સારું ખાવાનું મળે છે— રોજ રાજા પૂછે: ગામ કેમ ચાલે છે ?— જવાબ: બધા ખાઈ-પીને લહેર કરે છે.—એક દિવસ બિરબલ એ સાંભળે છે—હજામને ધડો બેસાડવાનો વિચાર—સિપાઇને હજામનું ઘર લૂંટી લેવાનો હુકમ—બીજે દિવસે રાજાનો પ્રશ્ન—હજામનો જવાબ: જહાંપનાહ, આપના રાજ્યમાં ન્યાય ક્યાં છે ? બધાનાં ઘરબાર લૂંટાઈ ગયાં તોયે કોઈ બોલતું નથી—રાજાનું આશ્ચર્ય—બિરબલને બોલાવે છે—બિરબલનો જવાબ.

૮

મુસલમાનોએ દુર્ગને ઘેરો ઘાલ્યો છે—ગુરુ ગોવિંદસિંહ ચાલીસ શીખ શિષ્યો સાથે રક્ષણ કરે છે—શિષ્યો ખોરાક ખૂટતાં થાકે છે—ગુરુને કહે છે: લડવાનું બંધ રાખો. ફરી કોઈવાર લડીશું.—ગુરુ કહે: જવું હોય તો જાઓ પણ એટલું લખી જાઓ કે શિષ્યો ગુરુને છોડી જાય છે— તેઓ ભૂખથી મૂઢ બની ખત લખી આપે છે—ગામ જાય છે—સગાં સંબંધીને

હાથે ધુતકાર પામે છે—રણમાં પાછા ફરે છે—વિજય મેળવે છે—એક સિવાય બધા રણમાં ખપી જાય છે—ગુરુ જોવા નીકળે છે—મહાનસિંહ છેલ્લો શ્વાસ લઈ રહ્યો છે—ગુરુ કહે: આશીર્વાદ માગ—મહાનસિંહ: ગુરુજી, કૃપા હોય તો પેલું કલંકી ખત ફાડી નાંખો.

૯

કૂતરો વરુને મળે છે—શિકારના અભાવે વરુ ભૂખે મરે છે—કૂતરાની આગળ દુઃખ રડે છે—તેની શિખામણ: મારી માફક કોઈની સેવા કર—વરુની સંમતિ—કૂતરાના ગળાની સાંકળ પર તેની નજર પડે છે—વરુ કહે: ગુલામ બની સુખી થવું તેના કરતાં સ્વતંત્ર રહી ભૂખે મરવું સારું.

૧૦

અરબી મુસાફર ગધેડો ભાડે લે છે—ગધેડાનો માલિક ગધેડાને દોરવે છે—સખત તાપનો દિવસ—આસપાસ ઝાડ નથી—આરામ લેવા બેસે છે—મુસાફર ગધેડાના પડછાયામાં બેસવા કરે છે—માલિકપણ ત્યાંજ બેસવા કરે છે—બન્ને વચ્ચે તકરાર—માલિક કહે: માત્ર ગધેડો ભાડે આપ્યો છે; પડછાયો નહિ—મુસાફર કહે: ગધેડા સાથે પડછાયો પણ આવી જાય—ખૂબ તકરાર—ગાળાગાળી અને મારામારી—દરમિયાન બૂમ બરાડા સાંભળી, ગધેડું નાસી છૂટે છે—બોધ.

૧૧

એક કુંભાર ગધેડાને ખેડૂતના બીડમાં ચરાવે છે—એવામાં ખેડૂતને આવતો જુએ છે—કુંભાર ગધેડા પર બેસી જઈ તેને નાસવાનું કહે છે—ગધેડો કહે: મારે શી પડી છે? મારે તો તારુંયે કાંઈ વહેવાનું અને એનુંયે વહેવાનું.

૧૨

એક વરુની દાનત ઘેટાંના ટોળા પર બગડે છે—ભરવાડની સતત ચોકી—લાગ ફાવતો નથી—એક યુક્તિ—ઘેટાનું ચામડું પહેરી નજર ચૂકવી—ઘેટાંમાં ભળી જાય છે—ઘેટાંમાં ગભરાટ—એક ઘરડું ઘેટું વરુને પકડાવવાની યુક્તિ બતાવે છે—ઘેટાંઓ 'મેં' કરી મૂકે છે—વરુ પણ બુમ પાડી ઊઠે છે—છેવટ.

૧૩

એક જોશી રાજાના દરબારમાં જાય છે—રાજા પ્રશ્નો પૂછે છે—જોશીના જવાબથી રાજાને ક્રોધ ચડે છે—શિક્ષા કરવા વિચાર—જોશીને પ્રશ્ન પૂછે છે: તારું મૃત્યુ ક્યારે થવાનું છે?—જોશીની મુંઝવણ—એક યુક્તિ—જવાબ આપે છે: મને એ ન પૂછો; કારણ એમાં આપના મૃત્યુનો વિચાર કરવો પડે તેમ છે—રાજાની જિજ્ઞાસા અને હઠ—જોશી કહે છે: આપના મૃત્યુ પહેલાં માત્ર એક કલાક વહેલું મારું મૃત્યુ છે—પરિણામ.

૧૪

એક ગરાસીઓ ઘોડાપર બેસીને જાય છે—ઘોડાની વિચિત્ર ટેવ '–થોભ' કહેતાં થોભી જાય અને 'હે' કહેતાં નાસવા માંડે—સખત તાપનો વખત—રસ્તે વાડની વચ્ચે જાંબુનું ઝાડ—જાંબુ ખાવા ગરાસીઆનું મન લલચાય છે—ઘોડાને ઊભો રાખે છે—પીઠપર ઊભો રહી જાંબુ ખાય છે—કલ્પના કરે છે: કેવો સરસ ઘોડો! પણ કોઈ મશ્કરીમાં 'હે' બોલે તો?—તેનાથીજ મોઢેથી 'હે' બોલાઈ જાય છે—પરિણામ.

---

## પ્રકરણ ૨૪
## નિબંધ લેખન

**૧૦૧.**

સામાન્ય રીતે, કોઇ વિષય પર પદ્ધતિસરના અને વિચારોની યોગ્ય સંકલના પૂર્વકના ગદ્ય લખાણને નિબંધ કહેવામાં આવે છે.

આવા નિબંધોમાં કોઇ પ્રસંગનું વર્ણન, કોઇવાર કોઇ ઐતિહાસિક બનાવ કે જીવનચરિત્રનું આલેખન, કોઇવાર કોઇ વિષયની બન્ને બાજુનું દિગ્દર્શન અથવા તો કોઇવાર લેખકે કલ્પિત પરિસ્થિતિમાં જાતને કલ્પીને કરેલું લખાણ હોય છે.

## ૧૦૨. નિબંધનું સ્વરૂપ

વિષયવિચાર—સારા નિબંધ લેખન માટે નિબંધકાર પાસે હંમેશાં સારો વિષય અને તે પર તેને કંઈ કહેવા યોગ્ય વિચાર હોવા જોઈએ. બીજું, તે વિષય વિશેનું લેખકને સ્પષ્ટ જ્ઞાન હોવું જોઈએ. આમ હોય તોજ તે સારો નિબંધ લખી શકે.

નિબંધનું બંધારણ—દરેક નિબંધને શરૂઆત, મધ્ય અને અંત હોય છે; એ ત્રણે વિભાગોનો એક બીજા સાથે ગાઢ સંબંધ હોવાથી તેમની વચ્ચે અમુક પ્રકારની પ્રમાણબદ્ધતા સાચવવી આવશ્યક છે. શરૂઆત જેમ બને તેમ ટૂંકી, આકર્ષક, મુદ્દાસર અને મુખ્ય વિષય પર લઈ જનારી હોવી જોઇએ. નિબંધનો મધ્યભાગ એજ નિબંધનો મુખ્ય ભાગ છે અને તેમાં નિબંધના વિષયને પૂર્ણપણે રજુ કરવામાં આવે છે. નિબંધનો અંત ટૂંકો, આકર્ષક અને મુદ્દાસરનો હોવો જોઈએ. કેટલાક નિબંધોમાં અંત ઉપસંહાર રૂપે કે લેખકના અભિપ્રાય રૂપે હોય છે, અને કેટલીક વાર અંતમાં મુખ્ય લખાણને અનુરૂપ કોઇ ચમકદાર પંક્તિ હોય છે.

### વિષયની રજુઆત

નિબંધનાં વિષયને લગતા વિચારો સારી રીતે રજુ કરવા હોય, ત્યારે તેને ગમે તેમ લખી શકાય નહિ પણ તે વિચારોની ગોઠવણીમાં એક પ્રકારનો ક્રમ હોવો જોઈએ. સારા નિબંધ લેખનને માટે આ વસ્તુ સૌથી વધારે અગત્યની છે; દા. ત., એકાદ સિદ્ધાંત રજુ કર્યો હોય અને તેને વિશે સમર્થનમાં વધુ કહેવું હોય કે તેની સ્પષ્ટતા કરવી હોય, તો તે હકીકત તે વિધાનની પછીજ આવવી જોઈએ.

વળી, એક નિબંધમાં એકજ વસ્તુની ચર્ચા હોવી જોઈએ; બે સ્વતંત્ર વસ્તુની ચર્ચા એક નિબંધમાં હોઇ શકે નહિ; અને તેથીજ નિબંધમાં એક મુખ્ય વિચાર કે વસ્તુની આસપાસ બીજી હકીકત ગુંથાવી જોઇએ.

સારા નિબંધલેખનમાં વિચારની અને હકીકતની વિવિધતા હોય છે; તેથી આખા નિબંધનું લખાણ જુદા જુદા પેરેગ્રાફમાં વહેંચાયેલું હોય છે. નવો વિચાર, નવી હકીકત કે નવી દલીલ જ્યાં આવે ત્યાં સ્વતંત્ર પેરેગ્રાફ હોવો આવશ્યક છે.

## ભાષાશૈલી

નિબંધનું લખાણ હંમેશાં વિષયને અનુરૂપ હોવું જોઈએ. લાંબાં લાંબાં વાક્યો, આડંબર ભરેલા શબ્દો કે ભાષા પ્રયોગો, અને લાંબાં દૃષ્ટાંતોથી ભરેલો નિબંધ એ કંઈ સારું લખાણ કહેવાતું કે ગણાતું નથી. નિબંધની ભાષા સ્પષ્ટ અને સાદી હોવી જોઈએ, એટલુંજ નહિ પણ તેની શૈલી આડંબર વિનાની છતાં અસરકારક હોવી જોઈએ.

એકનો એક વિચાર જુદી જુદી રીતે દર્શાવવાથી લખાણ તાજગી તથા વિવિધતા ભરેલું બને છે, પરંતુ એનો અર્થ એવો નથી કે એકની એક વાતનું પિષ્ટપેષણ નિબંધમાં કર્યા કરવું. ઊલટું, આમ કરવાથી લખાણ નાહક કંટાળા ભરેલું અને નવીનતા વિનાનું બને છે.

તે ઉપરાંત નિબંધનું લખાણ સુંદર અને અસરકારક બનાવવાને તેમાં ભાષાલાઘવ એટલે કે લખાણમાં સચોટતાપૂર્વકનું ટૂંકાણ હોવું જોઈએ. કોઈપણ જાતની બિનજરૂરી ચર્ચાથી નિબંધની ખૂબી મારી જાય છે.

## લેખકની લખાણ પર છાપ

કોઈ પણ બે લેખકો, એક વિષય પર, સરખું લખાણ લખી શકતા નથી. આ પરથી સ્પષ્ટ થાય છે કે લખાણમાં માણસના વ્યક્તિત્વની છાપ હોય છે. ઘણીવાર લેખક પોતાની લાગણી, આવેશ અને વ્યક્તિગત અભિપ્રાય વડે પોતાના લખાણને રંગે છે, ત્યારે તે લખાણ જીવંત અને જુસ્સાદાર બને છે.

## ૧૦૩. નિબંધના પ્રકાર

નિબંધને ચાર પ્રકારમાં વહેંચી શકાય:
(૧) વર્ણનાત્મક (૨) કથનાત્મક (૩) ચિંતનાત્મક (૪) કલ્પનાત્મક.

### ૧૦૪ વર્ણનાત્મક

આ પ્રકારના નિબંધમાં લેખકની મુખ્ય દૃષ્ટિ વર્ણન કરવાની હોય છે. કોઈ વસ્તુ, પ્રાણી, કુદરતી દેખાવ કે હુન્નરની રીતનું વર્ણન આવા નિબંધોમાં આવે છે. વર્ણનાત્મક નિબંધમાં જે વસ્તુ વર્ણવવાની હોય છે તેનું સ્પષ્ટ જ્ઞાન લેખકને હોવું જોઈએ. એ જ્ઞાન હોય તોજ લખાણ માહિતી ભરેલું નીવડે છે.

### ૧૦૫ કથનાત્મક

કથનાત્મક નિબંધમાં લેખકની મુખ્ય દૃષ્ટિ, કોઇ ઐતિહાસિક બનાવ કોઈ પ્રસંગ કે વ્યક્તિનું ચરિત્ર કે પ્રવાસનું વર્ણન કરવાની હોય છે. આ પ્રકારના નિબંધમાં લેખકની પોતાની ટીકાઓ પણ આવે છે.

### ૧૦૬ ચિંતનાત્મક

આવા નિબંધમાં કોઇ સિદ્ધાંતનું નિરૂપણ અથવા બે બાજુ રજુ કરી શકાય એવા વિષયની ચર્ચા હોય છે. આ પ્રકારના લખાણમાં ચિંતન આવશ્યક હોઇ એને ચિંતનાત્મક નિબંધ કહેલ છે.

ચિંતનાત્મક લખાણ સ્પષ્ટ અર્થવાળું, સરળ શૈલીવાળું અને સમર્થન માટે ઉદાહરણોવાળું હોવું જોઇએ. એ ઉપરાંત આવા લખાણમાં સત્ય શોધવાની વૃત્તિ અને તટસ્થતા ખાસ જરૂરી હોય છે.

### ૧૦૭ કલ્પનાત્મક

આ પ્રકારના નિબંધમાં કોઇ કાલ્પનિક પ્રસંગ અથવા બનાવનું વર્ણન કરવાનું હોય છે. લેખક પોતાને કોઇ કાલ્પનિક સંજોગોમાં કે વાતાવરણમાં ધારી લઈ પોતાના અનુભવોને રજુ કરે છે. 'જો હું વિમાની હોઉં તો', 'એક છત્રીની આત્મકથા,' 'મેં જોયેલું સ્વપ્ન' વગેરે નિબંધો જેમાં લેખકને કલ્પનામાં વિહરવું પડે એવા નિબંધોનો આ પ્રકારના નિબંધોમાં સમાવેશ થઈ શકે.

## ૧૦૮ નિબંધોના નમૂના

નીચે જુદા જુદા પ્રકારના નિબંધો આપ્યા છે, તેનો અભ્યાસ કરો.

### મારો ધરતીકંપનો અનુભવ

સક્કર બરાજમાં મારો ભાઈ ઈજનેરી ખાતામાં નોકરીએ હતો, ત્યારે હું ત્યાં ગયો હતો. ક્વેટાની લશ્કરી છાવણી જોવાની પ્રબળ ઈચ્છા હોવાથી. એક દિવસ ક્વેટા જઈ, અમે અમારા મિત્રને ત્યાં ઊતર્યાં. રાતે વાળુ પછી ગેળ ટપ્પાં કરી અમે મોડા સૂતા, ત્યારે સ્વપ્નેયે ખ્યાલ ન હોતો કે બીજી સવાર પહેલાં અમારી પર મોટી આફત આવી પડનાર હતી.

પાછલી રાતનો પહોર હશે ત્યાં મેં જાણે મકાનો ધસી પડતાં હોય તેવા કડાકા સાંભળ્યા. મેં મારા ભાઈ અને તેના મિત્રને જગાડ્યા. બધા બેબાકળા થઈ આમ તેમ જોવા લાગ્યા, અને બહાર આવીને જોયું તો અમારી સામેનું મકાન જોતજોતામાં કડડભૂસ જમીનદોસ્ત થઈ ગયું. અમને પણ અમારું ઘર હાલતું હોય એમ એકાદ બે નાના આંચકાથી જણાયું. અમે સમજી ગયા કે અમે ધરતીકંપમાં સપડાયા હતા. અમે બહાર ઊભા હતા, એટલામાં તો અમારા મકાનનો, અમે સૂતા હતા તે તરફનો એક ભાગ ધસી પડ્યો. બધાએ ઇશ્વરનો પાડ માન્યો કે અમે વખતસર બહાર નીકળી ચૂકયા હતા.

બીજી સવારે ક્વેટાની આગલા દિવસની ભવ્યતા અને સૌંદર્ય નષ્ટ થયું હતું. જ્યાં જુઓ ત્યાં ભાંગેલાં ઘરો, દિવાલો, પથ્થરો, થાંભલાઓની વચમાં ચગદાઈ ગયેલાં માણસોનાં મુડદાંઓ અને પોતપોતાનાં સગાંવહાલાં શોધતા માણસો! લશ્કરની ટૂકડીઓ પહેરો ભરી રહી હતી અને તે દટાયેલાને બહાર કાઢવા તનતોડ યત્ન કરી રહી હતી. અમે જોયું કે આવા સમયે સ્વસ્તિકલીગ, રામકૃષ્ણ મિશન અથવા પીડિતોને મદદ કરનારી કોમેસની તેમજ અન્ય સંસ્થાઓ ઘણી ઉપયોગી થઈ પડે, કારણ કે આવી ભયંકર હોનારતમાંથી માણસને ઉગારવાનું કામ એકલદોકલ હાથે થઈ શકવું અશક્ય હોય છે.

ધરતીકંપથી રેલ્વે લાઇનો, પુલો અને સંદેશવાહક તારનાં દોરડાંઓ છિન્નભિન્ન થઇ જાય છે; અને તેથી બહારની દુનિયા સાથેનો વ્યવહાર તદ્દન કપાઇ જાય છે. આથી દૂરદૂરના પ્રાંતોમાંથી, ક્વેટામાં ધંધાર્થે આવેલાં

માણસોનાં સગાવહાલાંઓને ખરી ખબર વખતસર મળવી અશક્ય થઈ પડી હતી. તેને લઈને તેમને કેટલી ચિંતા થઇ હશે !

બિહારમાં થયેલું તેમ ધરતીકંપથી કેટલીક વાર નદીનું પાત્ર ઊંચકાઈ જાય છે, તે પોતાનો માર્ગ બદલે છે, અને એ રીતે હજારો માણસોનાં ઘરબારને નુકસાન પહોંચાડે છે. અહીં કંઈ આવું ન હોતુ એ ઇશ્વરનો પાડ !

ધરતીકંપના દુઃખદ પરિણામનો સાચો ખ્યાલ તો જેણે આવો ધરતીકંપ અનુભવ્યો છે તેજ જાણી શકે ! ધરતીકંપના આંચકાથી જલદી ભાંગી ન પડે એવાં મકાનો બાંધવાની ચળવળ સરકાર કરી રહી છે.

(૨)

## આપણાં ફૂલો અને તેનો ઉપયોગ

આપણા દેશમાં અનેક જાતનાં ફૂલો જોવામાં આવે છે. આ પૈકીનાં કેટલાંક ફૂલો જેવાં કે કમળ, રજનીગંધા, મોગરો, પારિજાત વગેરે આપણી ભૂમિનાં ફૂલો છે. પણ કેટલાંક ફૂલો, જેવાં કે ગુલાબ અને બાગોમાં જોવામાં આવતાં સુગંધીરહિત પણ શોભા આપનારાં ફૂલો પરદેશમાંથી અહીં દાખલ થયેલાં છે. પશ્ચિમમાંથી આવેલાં મોટે ભાગનાં ફૂલો શોભારૂપ હોય છે; તેઓમાં સુગંધ હોતી નથી. એથી ઊલટું આપણાં ફૂલો સુગધીદાર હોય છે. ચમેલી જેવાં ફૂલો કદમાં નાનાં અને રૂપેરંગે સાદાં હોય છે, તોપણ તેઓ ભારે સુગંધીદાર હોય છે. આપણાં બધાં ફૂલોમાં કમળ એક વિશિષ્ટ પ્રકારનું ફૂલ છે. પરદેશમાં એ હિંદુસ્તાનના પ્રતીકફૂલ તરીકે લેખાય છે. લક્ષ્મીનો એમાં વાસ છે અને તેથી લક્ષ્મીનુ બીજું નામ કમલા છે આપણા સાહિત્યમાં કમળનો ઉપમાન તરીકે વારંવાર ઉપયોગ થયેલો જોવામાં આવે છે, કમળ એ મુક્તાત્માનું ચિહ્ન છે, અને શિવની પૂજામાં થતો એનો ઉપયોગ સર્વ કોઈ જાણેછેઃ આ ઉપરથી આપણી સંસ્કૃતિમાં, સાહિત્યમાં અને ધર્મમાં કમળ કેવું વિશિષ્ટ સ્થાન ધરાવે છે તે સ્પષ્ટ થશે.

ફૂલોનો ઉપયોગ વિવિધ પ્રકારે કરવામાંઆવે છે કમળ અને ધંતૂરો શિવને પ્રિય છેઃ કરણ અને જાસવંત દુર્ગા અથવા શક્તિને પ્રિય છે. તે ઉપરાંત બીજાં ફૂલો પણ દેવદેવીઓને ચઢાવવામાં આવે છે. ફૂલોનો મોટો ઉપયોગ આપણે સામાજિક ઉત્સવોમાં અને વ્યવહારમાં કરીએ છીએઃ લગ્ન સમારંભમાં

અને મોટી મિજલસોમાં માનપાન અર્થે હાર કલગી રૂપે, લગ્નમંડપમાં તોરણ રૂપે અને વરવધૂને શણગારવામાં ફૂલોનો છૂટથી ઉપયોગ થાય છે.

વ્યક્તિના જીવનમાં ફૂલોનો ઉપયોગ પણ દિવસે દિવસે વધતો જતો જોવામાં આવે છે. ખાસ કરીને નાની છોકરીઓ અને સ્ત્રીઓ ફૂલની વેણી અને ગજરાથી પોતાના વાળ શણગારે છે. ઘરમાં ફૂલદાનમાં શોભારૂપે ફૂલોને ગોઠવવામાં આવે છે. ગુલાબનું ગુલાબજળ બને છે; અને ચમેલી, મોગરો, ગુલાબ વગેરેનું સુગંધીદાર અને મનોહર અત્તર પણ બને છે. આપણા ખોરાકમાં પણ એનો ઉપયોગ થાય છે. તૈયાર મિઠાઈના થાળાપર ગુલાબની પાંદડીઓ વેરવામાં આવે છે; તે ઉપરાંત એની પાંદડીનો ગુલકંદ પણ બનાવાય છે.

## (૩)

## રાની પરજના બાળકની આત્મકથા

ડાંગના ગાઢ જંગલમાં હું રહું છું. ગામડામાં અને શહેરોમાં જેમ ઘરો એક જગ્યે આવેલાં હોય છે, તેવું જંગલના ગામમાં હોતું નથી. જંગલનું ગામ એટલે માઈલ અડધો માઈલ એક બીજાથી દૂર આવેલાં થોડાં ઝૂંપડાંઓ. મારા ઝૂંપડાની આસપાસ ઘીચ ઝાડી આવેલી છે, ત્યાંથી થોડે દૂર, આસપાસ નાના ડુંગરોની હાર દેખાયા કરે છે, અને પાસે એક નાની નદી વહે છે. બાળપણમાં જંગલના ભિતરમાં છૂટથી રખડવું, મોકળે મને રમવું, ફળો, બોર અને મહુડાં વગેરે ખાવાં, અને વહેળા અને તળાવોમાં માછલાં પકડવાં—એ અમારો મુખ્ય આનંદ છે.

અમારી પાસે ઉજળિયાત વર્ગની માફક ઝાઝાં વસ્ત્રો હોતાં નથી. સારી સ્થિતિના ગણાય એવા અમારામાંના કેટલાક ટૂંકું ધોતિયું પહેરે છે, અને મોટે ભાગેના તો લંગોટાજ મારે છે. અમે માથે સાદું ફાળિયું બાંધીએ છીએ, અને લગ્ન પ્રસંગે કે ઉત્સવના દિવસ માટે રંગીન ફાળિયું સાચવી રાખીએ છીએ. શરીરના બાકીના ભાગ ઉપર વસ્ત્રો હોતાં નથી. અમારી સ્ત્રીઓ કાંચળી અને ટૂંકો ઓઢણો ઓઢે છે; જે ઘણું ખરું લાલ રંગનો હોય છે. અમે જંગલમાં ઉઘાડે પગેજ ફરીએ છીએ.

ઝાડ ઝાંખરા કાપી કાઢી, જંગલનો થોડો ભાગ ખુલ્લો કરી અમે ખેતી કરીએ છીએ. ખેતીનાં જોઈએ તેવાં ઓજારોના અભાવથી, અમારી જમીન ખડકવાળી અને ખાડાટેકરાવાળી હોવાથી, અને ખેતીની ઓછી આવડતને લીધે રાસ્તી વિભાગના જેટલું તૂલ અમે પેદા કરી શકતા નથી. ખોરાકમાં અમે નાગલી, બાવટો અને કોઈ કોઈ વાર ચોખા દાળ લઈએ છીએ. તે ઉપરાંત કંદ, મૂળ, જંગલી ફળો અને માછલાંનો પણ અમારા ખોરાકમાં સમાવેશ થાય છે.

જંગલમાં વરસાદ પુષ્કળ પડે છે; અને શરદઋતુ આવતાં મચ્છરોના ત્રાસથી તથા પાલિયાં પાણી પીવામાં આવ્યાથી અમને મેલેરિયા લાગુ પડે છે. એ જોતાં, અમારી આબોહવા અનારોગ્ય કહી શકાય. આ ઉપરાંત, જંગલ જીવનની અનેક મુશ્કેલીઓ અને હાડમારીનો ખ્યાલ તો અમનેજ આવી શકે. શહેર કે કસ્બાથી અમે દૂર પડેલા હોવાને લીધે અમને જોઈતી ડૉક્ટરી મદદ કે દવાદારૂ મળી શકતાં નથી. એથી અમારું મરણ પ્રમાણ વરસોવરસ વધતુંજ જાય છે. વળી જંગલમાં, હિંસક પ્રાણીના હુમલાનો ભોગ કેટલાંએ બને છે તે વાત તો જુદીજ! અમારી જાત પુષ્કળ વહેમી છે. ભૂત, પ્રેત, ડાકણથી જેટલાં અમે ડરીએ છીએ તેટલાં અમે વાઘ, વરુ જેવાં ક્રૂર પ્રાણીથી પણ ડરતાં નથી.

અમારે ત્યાં શાળાનું લગભગ નામનિશાન નથી, એટલે બધાંજ અભણ રહે છે. તો પણ જંગલની સીમા પરનાં ગામડાંઓમાં ક્યાંક ક્યાંક ભણતર ચાલુ થયું છે. અમારે કસ્બામાં કે શહેરમાં જવા માટે પગપાળાજ જવું પડે છે. અમારે માટે સારા રસ્તાઓ નથી, કે ગાડીઘોડાનાં વાહનો નથી. આ બધું જોતાં જંગલનું જીવન માત્ર હાડમારીથી ભરેલું છે.

(૪)

## ગામડાંમાં હરિજનો

મહાત્મા ગાંધિજીની પ્રેરણાથી જેને આપણે આજે હરિજન કહીએ છીએ, તેઓને અંધશ્રદ્ધાળુ ધર્મચુસ્ત હિંદુઓ હિંદુ સમાજમાં અસ્પૃશ્ય ગણે

છે. એઓની માન્યતા એવી છે કે હરિજન જન્મથીજ અસ્પૃશ્ય છે— પછી તે ગમે તેટલું સુધરેલું કે સ્વચ્છ જીવન ગાળતો હોય! માણસની માણસ પ્રત્યેનો આવો ભયંકર અન્યાય જગતના કોઈપણ બીજા ધર્મ કે સમાજમાં નથી; અને ગાંધિજીની પ્રેરણાથી ઉદારમતવાદી હિંદુઓ એ અન્યાય દૂર કરવા આજે પ્રયત્ન કરી રહ્યા છે.

ઢેડ કે ભંગીઓનો વાસ ગામને નાકે જુદોજ હોય છે; અને ગામઅંગેની જાહેર સંસ્થાઓ જેવી કે નિશાળ, લાયબ્રેરી, કુવો, મંદિર એ બધાંનો લાભ ઉઠાવવા સામે હરિજનોને પ્રતિબંધ હોય છે. હિંદુઓ હરિજનોને હિંદુ સમાજનું અંગ ગણાવે છે, અને છતાંએ એમની સામે મંદિરના દ્વાર બંધ કરી એમને પ્રભુથી વંચિત રાખે છે. જો કોઈપણ સવર્ણ હિંદુ અકસ્માતથી તેને અડકી પડે, તો તે તિરસ્કારપૂર્વક પોતાને પવિત્ર કરવા સ્નાન કરી લે છે. વળી, ન્યાતવરામાં આડકતરી રીતે હરિજનોને વધ્યો ઘટ્યો એંઠવાડ ખાવાની તેઓ ફરજ પાડે છે.

આમ તિરસ્કારાયા છતાં, હરિજન તેજ ગામના લોકની વિવિધ રીતે સેવા કર્યે જાય છેઃ તે રસ્તા તથા ગામની ભાગોળો સાફ કરે છે, મુએલાં ઢોરોને દફનાવે છે, ખેતરમાં મજુરી કરે છે, ન્યાતવરાની એંઠી પત્રાળીઓ ઉઠાવે છે, અને એનાથીયે હલકું કામ કરીને ગામની સેવા બજાવે છે.

સૈકાઓ થયાં આવી ગુલામી અને હીણપદ ભરેલું વર્તન વેઠીને એ લોકો પોતાનું સ્વત્વ ગુમાવી બેઠા છે. આ પરિસ્થિતિ જોઈને ખ્રિસ્તી લોકોએ એમની સ્થિતિ સુધારવા માટે કરેલા પ્રયત્નને લઈને કેટલાયે કુટુંબોએ ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો છે. ખ્રિસ્તીઓનો એમને ધર્મમાં વટલાવવાનો ઉદ્દેશ હોય કે ન હોય, પણ એક વાત ખરી કે એમણે એમને ઢોરની દશામાંથી માણસની દશામાં લઈ જવાનો ઉમદા પ્રયત્ન કર્યો છે. ત્યારપછી હિંદી સરકાર, ત્રાવણકોર અને વડોદરા જેવાં દેશી રાજ્યો, અને ગાંધિજી એમની દશા સુધારવા પગલાં લઈ રહ્યા છે. કુવાઓ, સાર્વજનિક શાળાઓ, અને એવી જાહેર સંસ્થાઓમાં હવે એમનો હક સ્વીકારાવા લાગ્યો છે.

ત્રાવણકોરમાં તો ત્રાવણકોર નરેશે પોતાના રાજ્યનાં મંદિરો હરિજનોને માટે ખુલ્લાં મૂકીને હિંદુસમાજનું કલંક દૂર કરવામાં મહાન ફાળો આપ્યો છે.

## (૫)

## છાપવાની કળા

છાપવાની કળાની શોધ એશિયા ખંડની પુરાણી સંસ્કૃતિવાળી ચીનની પ્રજાએ ઈ. સ. ના બારમા સૈકામાં કરી કહેવાય છે. શરૂઆતમાં લાકડામાં કે પથ્થરમાં અક્ષરો કોતરી કાઢવામાં આવતા, અને તે પ્રમાણે ઈ. સ. ૧૪૭૭ માં કૅક્સ્ટન નામના માણસે ઇંગ્લંડમાં છાપખાનાની પ્રથમ શરૂઆત કરી. ત્યાર પછી ધીમે ધીમે સીસાના કે બીજી ધાતુના છૂટા અક્ષરો કે ટાઈપો બનાવવામાં આવ્યા. આપણે હજી પણ ચિત્ર વગેરેના છાપકામમાં લીથો કે પથ્થરનાં બીબાંનો ઉપયોગ થતો જોઈએ છીએ.

છાપવાની કળાની શોધ થઈ તે પહેલાં પુસ્તકો ભૂર્જપત્ર, તાડપત્ર કે એવાં બીજાં ટકાઉ પાંદડાં ઉપર અથવા ચામડા ઉપર લખવામાં આવતાં; તે ઉપરાંત કોઈ બહુજ ઉપયોગી લેખ કે લખાણ હોય તે શિલા ઉપર કે ત્રાંબાનાં પતરાં ઉપર કોતરવામાં આવતાં. તેના નમૂના તરીકે અશોકના શિલાલેખો ગિરનારના ડુંગરમાં આપણને જોવાના મળે છે. ગ્રીસ દેશમાં માટીની લાદી કે નળિયા ઉપર લખાણ લખવામાં આવતુ તેને તે લોકો ઑસ્ટ્રેકો ( Ostraco ) કહેતા

આપણે ત્યાં વડોદરા કે મુંબાઈનાં સંગ્રહસ્થાનોમાં ભૂર્જપત્ર કે તાડપત્ર ઉપર લખેલા પુરાણા ગ્રંથોની પ્રતો આપણને જોવાની મળે છે. એ પ્રતો બહુજ કીમતી નમુના તરીકે સાચવી રાખવામાં આવે છે, કારણ કે તે પુરાણી સંસ્કૃતિની સાક્ષી રૂપ છે. એ ગ્રંથો હાથે લખવા પડતા ત્યારે લહિયાઓની ખૂબ જરૂર પડતી. રાજ્યાશ્રય નીચે આવા લહિયાઓ કામ કરતા અને સારા લહિયાની ખૂબ કિંમત થતી. તેઓ લેખન કળા ઉપર ખાસ ધ્યાન આપતા અને તેથી તેમના અક્ષરો સુંદર અને મરોડદાર થતા. આજે તો હાથથી ટાઈપ કરવાના યંત્રની શોધ થઈ ત્યારથી લોકો ખાનગી પત્રો પણ હાથે

લખતા બંધ થઈ ગયા છે; અને પોતાના અક્ષરોની કોઈને જાણે આજે દરકારજ રહી નથી.

છાપવાની કળામાં વરાળયંત્ર કે વિજળીના બળનો ઉપયોગ કરવામાં આવ્યો ત્યારથી ઢગલાબંધ પુસ્તકો, ચોપાનિયાં, કે વર્તમાનપત્રો દરરોજ બહાર પડે છે, અને તેનો પ્રચાર દેશભરમાં થઈ રહ્યા છે. જે પ્રતો પહેલાં ખૂબ કીમતી અને વિરલ ગણાતી તે પ્રતોની અસંખ્ય નકલો છપાઈને આજે બહાર પડે છે. આમ છાપવાની કળાને લઈને પુસ્તકો તથા વર્તમાનપત્રોદ્વારા જ્ઞાન તથા ખબરનો પ્રચાર બહુ ઝડપથી થતો જાય છે. જો ખોટા તથા ભ્રમ ભરેલા વિચારો અને અનીતિને પોષક સાહિત્યને પ્રકટ કરવામાં છાપખાનાનો ઉપયોગ કરવામાં આવે, તો એવા જ્ઞાનપ્રચારથી અનેક ગણું નુકસાન સમાજને એ કળાદ્વારા કરી શકાય એ હેતુને ધ્યાનમાં રાખીને સરકાર તરફથી છાપખાના ઉપર એક પ્રકારનો કાબુ રાખવામાં આવે છે.

**મનોયત્ન ૯૨ :**

નીચે આપેલી રૂપરેખા પરથી નિબંધ લખો :

**૧ નદીપર નૌકાવિહાર**

વિહાર માટેની તૈયારી—જોઈતી વસ્તુઓ; નદીઘાટ પર નૌકા ભાડે લેવી; નૌકાનું વર્ણન.

· વિહારનું વર્ણન—કાંઠાનાં દશ્યો અને સ્થળો; રસ્તે નડેલી મુશ્કેલીઓ, મઝેલી ગમ્મતો; મિત્રમંડળ યાત્રાસ્થળે પહોંચ્યા પછી......

**૨ ટપાલમાં ખોવાયેલા પત્રની આત્મકથા**

કથાની શરૂઆત

ખોવાયલો પત્ર બીજા પત્રને કહે છે:—ક્યાં લખાયો—લખનાર—સીરનામની ભૂલ—

પોસ્ટમાં રખડપટ્ટી

જુદી જુદી ઑફિસોની મુલાકાત—તેમના જુદા જુદા સિક્કા—ટપાલીઓની તિરસ્કારની નજર—માલીકનો અભાવ—કોઈએ સ્વીકાર્યો નહિ. ડેડલેટર ઑફિસમાં આગમન—મને ઉઘાડવામાં

આવ્યો—છેવટે લખનારના સીરનામે એટલે અસલ સ્થળે જવું પડશે—વિદાય

### ૩ આપણાં ફૂલો અને તેનો ઉપયોગ

ફૂલોની જાત

જંગલી અને બાગમાંના ફૂલો; દેશી અને પરદેશી ફૂલો–તેઓ વચ્ચે રૂપરંગ અને સુગંધનો તફાવત—ફૂલોનાં નામ: ગુલાબ, ચમેલી, રજનીગંધા, મોગરો, સૂર્યમુખી, પારિજાત, કમળ

કમળ હિંદુસ્તાનનું વિશિષ્ટ ફૂલ

પૌરાણિક પાત્રો સાથેનો સંબંધ—લક્ષ્મીનો વાસ

જુદાં જુદાં ફૂલોનો ઉપયોગ

પૂજામાં કમળ અને ધતૂરો શિવને પ્રિય–કરેણ દેવીને પ્રિય વગેરે—

લગ્નસમારંભમાં: હાર, કલગી, વેણી તરીકે વપરાશ

ફૂલદાનમાં શણગાર રૂપ–મિઠાઇને શણગારવામાં અને તેની બનાવટમાં તથા અત્તર અને ગુલાબજળમાં ઉપયોગ

### ૪ રાનીપરજના બાળકની આત્મકથા

મારું ઘર અને આજુબાજુની પરિસ્થિતિ

જંગલ—રખ્યાંખચ્યાં ઝૂંપડાંઓ—ડુંગરો—શહેરથી અને સુધરેલા સમાજથી દૂર

મારું જીવન

પહેરવેશ: ટૂંકું ધોતિયું કે લંગોટી, માથે બાંધવાનું ફાળિયું, શરીર લગભગ ખૂલ્લું

ખોરાક: કંદ, મૂળ, તથા ફળ: નાગલી, બાવટો અને ચોખા—અનારોગ્ય હવા, મેલેરિયાનો તાવ

જંગલ જીવનની મુશ્કેલીઓ અને ભયો

ખરાબ વગડાઉ જમીન—રસ્તા તથા વાહનનો અભાવ—શાળાનો

અભાવ—વહેમીપણું: ભૂત, ડાકણ, પ્રેત—ડૉક્ટરી મદદનો અભાવ—મોટું મરણ પ્રમાણ—હિંસક પ્રાણી: વાઘ, વરુ, ચિત્તા, અજગર વગેરે

## ૫ આપણો સુતરાઉ કાપડનો ઉદ્યોગ

અમેરિકાથી બીજે નંબરે હિંદમાં રૂનો પાક થાય છે.
ગુજરાત, કાઠિયાવાડ, ખાનદેશ તથા દક્ષિણનો લાવા પ્રદેશ—કપાસનો પુષ્કળ પાક
પૂરાણકાળમાં હિંદુસ્તાનમાં સુતરનું વણાટકામ ગૃહઉદ્યોગ તરીકે હતું—આજે એ કારખાનામાં થાય છે.
મીલોનાં કેન્દ્રો:
પશ્ચિમ હિંદ: અમદાવાદ, મુબાઈ, સોલાપૂર, સૂરત, ભરૂચ.
દક્ષિણ હિંદ: મદ્રાસ, મદુરા.
ઉત્તર હિંદ: કાનપુર.
પૂર્વ હિંદ: કલકત્તા.
કાંતવાને અનુકૂળ આબોહવા
દરિયા કાંઠો—ભેજવાળી હવા કાંતવામાં અનુકૂળ
ઉદ્યોગની આજની સ્થિતિ
જોઈતું કાપડ બનતું નથી—ઝીણું કાપડ બહારથી આયાત કરીએ છીએ—કાપડની બનાવટમાં સુધારાની જરૂર—સ્વદેશી માલ વાપરવાના ફેલાતા આમદને લીધે ઉદ્યોગને ઉત્તેજન.

## ૬ આપણા મદારીઓ

ગામડાંમાં, શહેરોમાં તથા કસ્બાઓમાં મદારી ખેલ કરતા માલમ પડે છે—એક રખડતી જાત છે—મદારી હિંદુ મુસલમાન બન્ને તે હોય છે.
પહેરવેશ અને ખેલનાં સાધનો
ફાનિયું, મેલોઘેલો કોટ અને ફેંટો, ખાધે ઝોળી અથવા બન્ને છેડે

ટોપલા લટકાવેલી કાવડ—એકાદ નાનો છોકરો—વાંદરું, રીંછ, સાપ—સાધન: લાકડી, ડુગડુગિયું.

ખેલની શરૂઆત

ડુગડુગિયાનું વગાડવું—ઝુમબરાડાથી લોકોનું આકર્ષણ—હાથમોંના ચાળા—જુદા જુદા ખેલો અને યુક્તિઓ–ખેલની અધવચ પૈસાનું ઉઘરાવવું—નજરબંધી

મદારીનો સ્વભાવ

આનંદી, બેદરકાર અને સંતોષી—બાળકોના માનીતો

## ૭ જિપ્સી—એક ભટકતી જાત

ભટકતી જાત—તેનું મૂળ રહેઠાણ

કેટલાકને મતે ઈજિપ્તમાંથી પશ્ચિમના દેશોમાં ગયેલા લોકો જિપ્સી કહેવાય છે—આપણે ત્યાં એવી ભટકતી જાતો ઈરાનીઓ અને વણજારાની છે.

જિપ્સી પડાવ

તંબુઓ અને વાસણકુસણ ગધેડાં ઉપર કે ગાડામાં લઈ ગામેગામ ફરે છે–ગામને નાકે વિર્જન સ્થાનમાં પડાવ—નિર્જન જગાને જીવતી કરે છે.

ધંધો

કાતર, ચપ્પુ વગેરે નાની વસ્તુઓના વેપારના બહાના હેઠળ મોટે ભાગે લુંટફાટ કરે છે—જુગાર રમે છે

પહેરવેશ અને દેખાવ

સ્ત્રીઓને રંગીન વસ્ત્રોનો શોખ, તેઓ શરીરે મજબુત અને સુડોળ હોય છે–સ્ત્રીપુરુષ માથે રંગીન કટકા બાંધે છે–બન્ને સુરવાળ પહેરે છે–સ્ત્રીઓ ચીણવાળો લટકતો ઝભ્ભો પહેરે છે–પુરુષો પહેરણ અને તેના પર ભરતકામવાળું રંગબેરંગી જાકીટ પહેરે છે.

એ લોકોની ખાસિયત

ગુસ્સાવાળો સ્વભાવ—વેચતી લડાઈના શોખીન—બેદરકાર—આનંદી—કાલની ફિકર વિનાના—સ્વતંત્રતા અને રોમાંચક જીવનના શોખીન—સ્થાયી જીવનને ધિક્કારનારા—મુશ્કેલીમાં આનંદ માનનારા.

યુરોપમાં ભવિષ્ય ભાખનાર તરીકે ગણાય છે

## ૮ વિદ્યુતનો આપણા જીવનમાં ફાળો

વિદ્યુત્ શી રીતે ઉત્પન્ન કરાય છે?

વીજળી એ શક્તિ છે—રાસાયનિક પદાર્થોના સંયોગથી કે ઘર્ષણથી તથા યાંત્રિક સાધનો વડે વીજળી ઉત્પન્ન કરી શકાય છે—એ યંત્રોને પાણીના ધોધ વગેરેના જોસથી ચલાવી શકાય છે.

ઉપયોગ

રેલ્વે, ટ્રૅમ, દીવા, પંખા, મીલો, કારખાનાં, કુવાના પંપો વગેરેમાં એનો ઉપયોગ—તાર, ટેલીફોન અને રેડિયો—ડૉક્ટરી સારવારમાં પણ એનો ઉપયોગ કરાય છે—આ રીતે જોતાં જીવનમાં એનું મોટું સ્થાન છે—પશ્ચિમમાં ગામે ગામ વીજળી પ્રસરી છે—હિંદમાં, શહેર અને કસ્બાઓમાં વીજળી એ સામાન્ય વસ્તુ થઈ પડી છે અને એનો પ્રચાર વધ્યો જાય છે.

ઉદ્યોગ અને વીજળી

ઉદ્યોગના વિકાસમાં વીજળી મોટું સ્થાન ભોગવે છે.

## ૯ પટાવાળાની આત્મકથા

જીલ્લા કલેક્ટરનો હું પટાવાળો છું—ફરજ બજાવતી વખતનો પહેરવેશ: લાંબો, પીળો કોટ; ઉપર બીલ્લાવાળો પટો; માથે લાલ પાઘડી; સ્વચ્છ, ધોળું ધોતિયું—

મારી ફરજ : સવારે આઠથી શરૂ—ટપાલ લાવવી—બટલરને ચાહ નાસ્તો લાવવાનું કહેવું—વિઝિટરોનાં કાર્ડો લઈ જવાં ને તેમને અંદર દાખલ કરવા—ઑફિસ દરમિયાન હાથ નીચેના પટાવાળા સાથે ટપાલ અને કાગળની ફાઇલો મોકલવી—

બપોરે ઑફિસની વ્યવસ્થા અને સાહેબના હુકમોનું પાલન-મારો અધિકારી : નિયમિત, સખત કામ કરનાર—સખત કામ લેનાર, છતાં હૃદયમાં મમતાવાળો—મારે અધિકારીની સાથે ડિસ્ટ્રિક્ટમાં અને વૅકેશનમાં હવા ખાવાને સ્થળે જવાનું થાય છે—

આનંદી અને સંતોષી જીવન

## ૧૦ મહોરમનો તહેવાર

ઇસ્લામી તહેવાર

બે શહીદ થયેલા તેના માનમાં—એઓ પયગંબરના કુટુંબના હતા—ઇસ્લામી પંચાંગ પ્રમાણે મહોરમનો દિવસ

કેવી રીતે ઉજવાય છે?

રોજાના આકારના કાગળ અને વાંસનાં મોટાં તાજિયાં બનાવે છે—સાંજે સરઘસના આકારમાં તેને કાઢી નદી કે તળાવમાં ડૂબાડવા લઈ જાય છે—

તાજિયાની આગળ લોકો ગોળાકારે નાચે છે—ગીત ગાય છે—નગારાં વગાડે છે—કાગળ અને કામડીની બનાવેલી ઘોડા અને ઊંટની આકૃતિ શરીર આસપાસ બાંધી લોકો સરઘસમાં ફરે છે—શરીરે ચટાપટા પાડી વાઘ બને છે—

તાજિયા વિશે માન્યતા

શ્રદ્ધાળુ ઇસ્લામીઓ અને ઇતર ધર્મના હલકા લોકો તાજિયાની માનતા માને છે, અને તેની બાધા ઉતારે છે. ચુસ્ત મુસ્લીમો તાજિયાને ધર્મ વિરૂદ્ધ ગણે છે.

## ૧૧ ઐતિહાસિક સ્થળની મુલાકાત

અજંટાની ગુફાઓ :
હૈદ્રાબાદ સ્ટેટમાં, ખાનદેશની સીમા પર, જલગામથી ત્રીસ માઈલ દૂર પુરાણકાળની સંસ્કૃતિ, કલા અને ગૌરવનું એ સ્થાન અજંટાના ડુંગરામાં આવેલું છે.

ગુફાઓનું વર્ણન :
જુદે જુદે કાળે કોતરાયેલી ગુફાઓ—બુદ્ધધર્મના વિહારો અને સ્તૂપો —બુદ્ધ ભગવાનની પ્રચંડકાય પ્રતિમાઓ—બુદ્ધનું મહાનિર્વાણ દર્શાવનારી ભવ્ય પ્રતિમા—અજંટાનાં ચિત્રો—બે હજાર વર્ષ ઉપરના જુના છતાં તાજાજ લાગતા રંગો.

એની અસર :
ચિત્રકારો, કવિઓ, લેખકો અને નિબંધકારો પર અસર—ચિત્ર, કાવ્ય, લેખ, નિબંધમાં એનું આલેખન.

એના દર્શનથી અમે અનુભવેલી ઊર્મિ :
ભક્તિભાવ, આપણી સંસ્કૃતિ પર વિચાર

## ૧૨ મજુરવર્ગનું રહેઠાણ

ગામડાંમાં તેમની સ્થિતિ
ઝૂંપડાંમાં વાસ—ખેતરમાં મજુરી—ધણિયામાનો ત્રાસ અને તેની ગુલામી—ખુલ્લામાં રહેઠાણ પરંતુ કંગાળ જીવન.

શહેરમાં તેમની સ્થિતિ
ઔદ્યોગિક વિકાસ થતાં શહેર તરફ પ્રયાણ—શહેરમાં જગ્યાનો અભાવ —રહેઠાણની મુશ્કેલીઓ—ચાલીનું જીવન—મુંબાઈ જેવા સ્થળમાં ગંદા, અંધારા ઓરડામાં આખા કુટુંબનો વાસ—પૂરતી હવા, અજવાળું અને સ્વચ્છતાનો અભાવ—કૌટુંબિક મર્યાદાના પાલનની અશક્યતા.

તેમનાં છોકરાંઓ
રમવાની જગ્યાનો અભાવ—શિક્ષણનો અભાવ—યોગ્ય દરકાર અને પાલનની અશક્યતા.

ઓછે ભાડે મળે એવી પૂરતી સગવડવાળી ચાલો બાંધવાની સમાજ-સેવકોની અને સરકારની ફરજ.

**મનોયત્ન ૯૨ : અ**

નીચેના વિષયોપર નિબંધ લખો.

(૧) મારો ધરતીકંપનો અનુભવ
(૨) મારી મુસાફરીનું વર્ણન
(૩) પગપાળી મુસાફરી
(૪) આપણું ગ્રામ જીવન
(૫) ગ્રામોદ્ધાર માટે શું શું કરવું?
(૬) સંયુક્ત કુટુંબમાં વ્યક્તિનું જીવન
(૭) ગામડાંમાં હરિજનોની મુશ્કેલીઓ
(૮) એક દારૂડિયાની આત્મકથા
(૯) સમાજની અનિષ્ટ રૂઢિઓ
(૧૦) આદર્શ નાગરિક હોવાના ગુણો
(૧૧) મીલ હડતાળ
(૧૨) વિદ્યુતનો આપણા જીવનમાં ફાળો
(૧૩) હિંદમાં રેડિયો
(૧૪) જાહેર ખબરોની સારી અને માઠી અસર
(૧૫) પોસ્ટઑફિસની જીવનમાં આવશ્યકતા
(૧૬) વર્તમાન પત્રોદ્વારા રાજકીય અને સામાજિક જીવનનું ઘડતર
(૧૭) મને કયો ધંધો ગમે ?
(૧૮) એક પ્રવાસીની નોંધપોથી
(૧૯) પ્રવાસનું માણસના ઘડતરમાં સ્થાન
(૨૦) નદી અને લોક જીવન
(૨૧) સક્કર બરાજ
(૨૨) હોળીનો તહેવાર કયો વર્ગ અને તે કેવી રીતે ઊજવે છે ?
(૨૩) શિસ્તપાલનના પ્રકાર અને તેની જરૂર
(૨૪) નોંધપોથી-ફાયદા અને ગેરફાયદા

(૨૫) મેં જોયેલા સંગ્રહસ્થાનનું વર્ણન
(૨૬) પ્રદર્શન
(૨૭) મારા છાત્રાલયની ખામીઓ અને ખૂબીઓ
(૨૮) સારી અને નઠારી માતા
(૨૯) વીરપૂજા શાને માટે હોવી જોઈએ ? તેની મર્યાદા
(૩૦) હિંદી એ રાષ્ટ્રભાષા શા માટે ?
(૩૧) હું મુખ્ય પ્રધાન હોઉં તો ?
(૩૨) નદી પર નૌકાવિહાર
(૩૩) ટપાલમાં ખોવાયેલા પત્રની આત્મકથા
(૩૪) દેશી રાજ્યોમાં દશેરાનો ઉત્સવ
(૩૫) આપણાં ફૂલો અને તેનો ઉપયોગ
(૩૬) હિંદનું સૌથી સુંદર પક્ષી
(૩૭) રાની પરજના બાળકની આત્મકથા
(૩૮) આપણો સુતરાઉ કાપડનો ઉદ્યોગ
(૩૯) તમે જોયેલા મંદિરનું વર્ણન
(૪૦) મહાત્મા ગાંધી
(૪૧) જગદીશચંદ્ર બોઝ
(૪૨) રવીન્દ્રનાથ ટાગોર
(૪૩) આપણા મદારીઓ
(૪૪) મારા ગામ નજીકનો દરિયાકાંઠો
(૪૫) પોલિસનું કાર્ય
(૪૬) ઍંજિન ડ્રાઈવરની આત્મકથા
(૪૭) તમે જોયેલું ઐતિહાસિક સ્થળ
(૪૮) મારી ઍરોપ્લેઈનની મુસાફરી
(૪૯) મુંબાઈની મજુરચાલો
(૫૦) મહોલ્લામાં મારામારી
(૫૧) નાવિકનું જીવન
(૫૨) હૉટલમાં કામ કરતા નાના છોકરાનું જીવન

(૫૩) રેશમ બનાવવાની રીત
(૫૪) દુનિયાની કેટલીક અજાયબીઓ
(૫૫) જિપ્સીનું રોમાંચક જીવન
(૫૬) એક દિવાસ્વપ્ન
(૫૭) છાપખાનાની જીવન પર અસર
(૫૮) આપણી શુકન અપશુકનની માન્યતા
(૫૯) યુદ્ધમાં ઘાયલ થયેલા સૈનિકની આત્મકથા
(૬૦) તમે જોયેલા એક બાઘા માણસનું વર્ણન
(૬૧) રેલ્વેના ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી
(૬૨) તમને વધારે ગમતું ફળ
(૬૩) પારકાનાં પુસ્તકો વાપરવા વિશે
(૬૪) આપણા ભુવાઓ
(૬૫) સૌથી નાનાં ભાઈબેન થવાના ફાયદા અને ગેરફાયદા
(૬૬) આજના યુવાનો
(૬૭) પ્રાર્થનાનું જીવનમાં સ્થાન અને તેની અસર
(૬૮) સંત પુરુષો
(૬૯) જો હું કવિ હોઉં તો ?

**મનોયત્ન ૯૨ : ઘ**

ચર્ચા મંડળીના વિષયો :—
૧ ગરીબીનું પ્રગતિમાં સ્થાન
૨ ચલચિત્રો વિરુદ્ધ નાટક
૩ સામાજિક સેવા—વકીલ અને ડૉક્ટર
૪ ઉડાઉ વિરુદ્ધ કંજુસ
૫ સહશિક્ષણ
૬ પરીક્ષાથી બુદ્ધિની સાચી કસોટી થાય છે ?
૭ શાળામાં લશ્કરી તાલીમની જરૂરિયાત
૮ ઘેરે રહી ભણવું સારું કે છાત્રાલયમાં ?

૯ કોણ મોટું : સ્ત્રી કે પુરુષ?
૧૦ દેશ પ્રેમ કે વિશ્વપ્રેમ?
૧૧ વીરપૂજા લાભદાયક છે કે?
૧૨ કીર્તિ કે ધન?
૧૩ યુદ્ધ અનિવાર્ય છે?
૧૪ યુદ્ધ વિરુદ્ધ શાંતિ
૧૫ હિંદી વિરુદ્ધ પરદેશી રમતો
૧૬ સ્થાયી જીવન કે ભટકતું જીવન ?
૧૭ પ્રયત્ન વિરુદ્ધ પ્રારબ્ધ
૧૮ હિંદી વિરુદ્ધ યુરોપિયન પોષાક
૧૯ કલમ કે તલવાર બળવાન છે?
૨૦ આપણે આપણા પૂર્વજો કરતાં સુખી છીએ?
૨૧ જીવનમાં ધર્મની જરૂર છે?

---

## પ્રકરણ ૨૫
## સાર લેખન

૧૦૯. કોઈ ટૂંકી વાર્તા વાંચી હોય કે કોઈ ભાષણ સાંભળ્યું હોય, અને તેનો સાર આપણા મિત્રો આગળ કહી કે લખી બતાવવો હોય, તો તેમ કરવામાં આપણે ઘણીવાર ખૂબ મુશ્કેલી અનુભવીએ છીએ. જો આગળથી વાર્તા કે ભાષણના મુખ્ય મુદ્દાઓ ધ્યાનમાં નથી રાખ્યા હોતા, તો ઘણીવાર અગત્યના મુદ્દાઓને આપણે ચૂકી જઈ નજીવી બાબતો પર ભાર મૂકીએ છીએ; અને આમ થવાથી, કહેવાની હકીકત, આપણે મુદ્દાસર, સચોટ અને ટુંકામાં ટૂંકી રીતે રજુ કરી શકતા નથી. શ્રવણ અને વાચન દરમ્યાન એકાગ્ર ચિત્તે મુખ્ય મુદ્દાઓ પર ધ્યાન આપીએ અને બિનજરૂરી વિગતોને છોડી દેવાની ટેવ પાડીએ તો સાંભળેલી કે વાંચેલી બીનાનો સાર સહેલાઈથી ખેંચી તેને સફળતાપૂર્વક રજુ કરી શકાય છે.

જો મુદ્દાસરનું વાચન કરવાની ટેવ પાડવી હોય, જરૂરી અને બિનજરૂરી હકીકતો વચ્ચેનો તફાવત કરવાની શક્તિ ખીલવવી હોય, અને મુદ્દાનો સાર ગ્રહણ કરવાની કળા હાથ કરવી હોય, તો સાર-લેખનની પદ્ધતિનો મહાવરો વિદ્યાર્થીઓને માટે ખૂબજ જરૂરી છે. સાર લેખનનો મહાવરો પાડવાથી લખાણમાં ટૂંકાણ, સ્પષ્ટતા અને સચોટતા આવે છે.

સાર લેખનથી બે પ્રકારના ફાયદા થાય છેઃ પદ્ધતિસરનું અને સમજપૂર્વકનું વાચન કરવાની ટેવ પડે છે; બીજું, મુદ્દાસરનું, ટૂંકું અને સચોટ લખાણ લખવાની કળાપર કાબુ આવે છે.

વિદ્યાર્થીને અભ્યાસકાળમાં, ધંધાદારી વર્ગને ધંધા અંગેના કામકાજના કાગળો કે ઑફિસના તુમારોની ટૂંકી નોંધ કે રૂપરેખા તૈયાર કરવામાં, અને સામાન્ય લોકોને વ્યવહારમાં ભાષણો કે લાંબાં લખાણોનો સાર ખેંચવાની જરૂર પડે છે.

આ ઉપરથી જણાશે કે સાર લેખનની કળા એ એક અતિ ઉપયોગી વસ્તુ છે.

**૧૧૦. સાર લેખન કેમ કરવું તે વિશે સૂચનાઓ :**

૧ સૌથી પ્રથમ આપેલા ફકરાનું બે ત્રણવાર સમજપૂર્વક વાચન કરવું વાચન કરતાં કરતાં, મુદ્દાઓની તારવણી અને નોંધ કરતાં જવું.

૨ જે હકીકત અથવા ભાષા, મુખ્ય ભાવને, માત્ર અલંકારિક રીતે કહેવા માટે વપરાયેલી હોય તેને છોડી દેવી.

૩ મુખ્ય મુદ્દાઓનું ટાંચણ કર્યા કેડે, તેને માટે યોગ્ય મથાળું શોધવું. મથાળું શોધવાથી આખા ફકરાનું લેખન કયી દિશામાં કરવાનું છે તે ધ્યાનપર રહે છે.

૪ શોધેલા મુદ્દાઓનો ક્રમ જો અર્થની દૃષ્ટિએ નવા લખાણમાં ફેરવવો યોગ્ય લાગે, તો તેમ કરવું.

૫ ત્યાર પછી મુદ્દાઓને ધ્યાનમાં રાખી, લેખકે પોતાની ભાષામાં, ટૂંકું, અને સ્વતંત્ર લખાણ કરવું. આખું લખાણ અર્થની

દૃષ્ટિએ સળંગ હોવું જોઇએ, અને તેમાં મૂળ લખાણની હકીકતનો સાર આવી જાય તથા કોઈ પણ મુખ્ય મુદ્દો રહી જવા ન પામે તે જોવું.

**૧૧૧.** નીચે સાર લેખનના નમૂનાઓ આપ્યા છે; તેનો અભ્યાસ કરો:

ગદ્યખંડ ૧

નવો ગ્રંથ લખવા કરતાં પણ ભાષાંતર કરવું એ અનુભવી વિદ્વાનો વધારે વિકટ ગણે છે. એ કામ એટલું બધું વિકટ છે કે ભાષાંતર શી રીતે કરવું તે બાબત બે પક્ષ પડી ગયા છે. કેટલાએક કહે છે કે શબ્દેશબ્દ હોય તેમજ ઉતારવું, અને કેટલાએક કહે છે કે ગમે તેટલો ફેરફાર કરવો પણ મૂળ રસ કાયમજ રાખવો. રસ કે જે કાવ્યનો જીવ છે તે તો બેશક કાયમ રહેવો જ જોઇએ, કેમ કે નહિતો તે ફેંકી દેવાનું ખોખું છે; પણ તેમજ તેમાં જે વિચારો ઉપરથી રસ ઉત્પન્ન થયો હોય તે વિચારોને પડતા મૂકી આપણે નવાજ વિચાર દાખલ કરીને કદાપિ તેવોજ રસ જમાવી શકીએ, તોપણ તે કોઈ રીતે ભાષાંતર કહેવાવું નજ જોઇએ. ભાષા ભાષાની વાક્યરચનામાં ફેર છે માટે તે બાબત ગમે તેટલો ફેરફાર કરવો, પણ ભાવાર્થ તો એક રહેવો જોઈએ એમ અમારો પકો વિચાર છે. સંસ્કૃત સરખી શાસ્ત્રીય ભાષામાંથી તો તરજુમો કરતી વખતે આ પ્રમાણે કરવાની વધારે જરૂર છે. કેમકે તેમાં દરેક શબ્દ સાર્થક, અને અનેક વાતની વ્યંજના કરનાર હોય છે. એમાંનો એકાદ શબ્દ અથવા ભાવાર્થ છોડી દીધો, તો તે એક સર્વાંગ સુંદર મૂર્તિનું અવયવ ખંડન કરવા સરખું થઈ પડે છે ઉમેરીને વધારે રસિક કરવાની આશા રાખવા કરતાં તો મોરને ચીતરવા, અને ગુલાબને કસ્તુરીના પટ દેવા જવું એ વધારે સારું છે ધારેલો અર્થ નખશિખ બરાબર પ્રગટ કરવામાં તો સંસ્કૃત કવિઓ–એટલે જેને કાવ્ય કહે છે તેના કર્તાઓ—અમને સર્વોપરિ લાગે છે અર્થાત્ સંસ્કૃત કાવ્યના ભાષાંતરમાં વધઘટ કરવા જવું એ રસની હાનિ કરવા બરાબરજ છે. વાક્યરચનામાં ગમે તેટલો ફેરફાર કરો, એક શબ્દનો અર્થ સમજાવવાને ગમે તો એક વાક્ય વાપરો, તેમાં જે વાતની

વ્યંજના કીધી હોય તેનું કદાપી સ્પષ્ટીકરણ કરો, ઈત્યાદિ; પણ તેના અર્થમાં પોતાનું પદ ન બેસે માટે ફેરફાર કરવો એ ખોટું જ.

**મુખ્ય મુદ્દાઓ :**

ભાષાંતર કરવાની બાબતમાં બે પક્ષઃ એક, શબ્દશઃ ભાષાંતર— બીજું, મૂળનો ભાવ કાયમ રાખી છૂટથી કરેલું ભાષાંતર—ગમે તેમ પણ ભાવાર્થ કાયમ રહેવો જોઈએ—ભાષાંતરમાં કોઈપણ નવો વિચાર દાખલ થવો ન જોઈએ—મૂળનો નખશિખ અર્થ ભાષાંતરમાં ઊતરવો જોઈએ.

**સાર—૧**

એક ભાષાનું લખાણ બીજી ભાષામાં બે રીતે ઉતારી શકાય. મૂળ લખાણની વાક્યરચના કાયમ રાખી તેનુ શબ્દશઃ ભાષાંતર કરી શકાય, પણ એ ભાષાંતર કિલષ્ટ થવાનો સભવ છે. બીજી રીતે મૂળનો ભાવ કાયમ રાખી સ્વભાષાને અનુસરતી વાક્યરચના બદલી શકાય પરતુ વાક્યરચના બદલવાની છૂટ લેવી એનો અર્થ એવો નથી કે મૂળમાં ન હોય એવા નવા વિચારો ભાષાંતરમાં મૂકી શકાય. ભાષાંતરમાં મૂળ લખાણનો અર્થ નખશિખ પ્રગટ થાય તોજ તે સાચુ ભાષાંતર કહી શકાય

**ગદ્યખંડ—૨**

આર્યોએ આ સમયમાં સામાજિક સિદ્ધાંતો પણ ખીલવ્યા હોય એમ લાગે છે. એમાંનો મુખ્ય તો એ હતો કે બાહ્યાભ્યંતર તમામ વ્યવહારમાં લોહી સંબંધે સાથે વળગી રહેલાં બાળક–સ્ત્રી–પુરુષોના દરેક ટોળામાં નાયક અને કેંદ્ર અને એકલો કર્તાહર્તા તે ટોળાનો વડીલ પુરુષ, તે કુલનો કુલપિતા.

સંસારની ઘટના પિતૃમૂલ છે એ આર્યસંસ્કૃતિએ ઘણીજ સ્વાભાવિક માન્યતા બનાવી દીધી છે. પણ સેમીટીક અને દ્રવિડ જનસમૂહોનો સંસાર માતૃમૂલ હતો. આજે એવા સંસાર આફ્રિકાની અને હિંદમાં મદ્રાસ ઈલાકાની

કેટલીક જાતોમાં હજી જોવામાં આવે છે. જનેતાનો સંબંધ તેજ સગપણનો આધાર ગણાય છે. માતા કુટુંબની કર્તા હોય છે; અને મામો પાસેનાં પાસેનો પુરુષ સંબંધી મનાય છે. જાનવરની દષ્ટિએ તો આજ ધોરણ સ્વાભાવિક છે; અને પાશવ સ્થિતિમાંથી નીકળવાનો પ્રયાસ કરતા જનસમૂહને પિતૃમૂલ રચનાનો કૃત્રિમ ખ્યાલ અશકયજ લાગે.

પણ આર્યાવર્તમાં હિમકાલની પૂર્વે આ ખ્યાલ આખા આર્યસમૂહના મનમાં મજબુત ચોંટ્યો હતો. તેઓએ પિતા, માતા, પુત્ર, અને દુહિતાનાં સગપણ સ્વીકાર્યાં હતાં; અને ત્યાર પછી જ્યાં જ્યાં આર્યો ગયા ત્યાં ત્યાં એને આધારેજ સમાજની રચના તેમણે રચી.

પિતાને કેંદ્રસ્થાન આપવાથી એક પિતાના સંતાનોમાં ઐકયનું ભાન પ્રગટ્યું, અને જાતિ જીવન ( Tribal life ) ની શરૂઆત થઈ. જાતિ એટલે એક પિતાના મનાતા પુત્રોના સમૂહમાં વ્યક્તિત્વ અને અસ્મિતા આવ્યાં; અને આવા દરેક પુત્રને જાતિની સમૃદ્ધિ ભોગવવાના અધિકારનાં સ્પષ્ટ બીજ નંખાયાં. પિતાનું સત્ત્વ અમર રાખવાના હેતુથી માતાને પિતા સાથે સાંધી રાખવાની જરુર જણાઈ, અને લગ્નની સંસ્થા પેદા થઈ. લગ્નની સંસ્થા તે સંસ્કારમય સંસારનો પાયો લેખાવા લાગી અને દાંપત્યજીવન ઉપજાવી શકાય એવી સામગ્રીઓ ભેગી મળી.

---

મુદ્દાઓ :

દરેક આર્ય ટોળીનો વડીલ પુરુષ તે કુલપિતા—આર્ય સંસાર પિતૃમૂલ—સેમિટિક અને દ્રવિડ સંસાર માતૃમૂલ—આર્યોએ હિમકાલ પહેલાં પિતૃમૂલ વ્યવસ્થા સ્થાપી હતી—જાતિજીવનમાંથી સમૂહની અસ્મિતા પ્રકટી—સંતાનોમાં ઐકયનું ભાન થયું—છેવટે પિતાનું સત્ત્વ કાયમ રાખવા માતાને પિતા સાથે સાંકળવામાં આવી—આમ લગ્નની સંસ્થા ઉભી થઈ અને એ સંસ્કારમય જીવનનો પાયો ગણાઇ.

## સાર–૨

સંસારની ઘટના પિતૃમૂલ છે એ સત્ય આર્યોએ સામાન્ય માન્યતામાં ફેરવી દીધું હતું. મુંબઈ ઈલાકાની દ્રવિડ જાતિઓમાં અને આફ્રિકાની કેટલીક જાતોમાં જોવામાં આવે છે તે ઉપરથી જણાય છે કે સેમીટીક અને દ્રવિડ સંસાર માતૃમૂલ હતો. માતા કુટુંબની વડીલ અને વંશસ્થાપક ગણાતી. આવી માતૃમૂલ કુટુંબ વ્યવસ્થા જાનવરની દષ્ટિએ કુદરતી લાગે, અને એથી ઉલટું, પિતૃમૂલ રચના કૃત્રિમ જણાય.

ગમે તેમ પણ પિતૃમૂલ કુટુંબની ભાવનાને આર્યોએ હિમકાલ પૂર્વે જીવનમાં ઉતારી હતી પિતાને મધ્યમાં રાખીને એના સતાનો એક પ્રકારનું ઐક્ય અનુભવતાં, અને તેમ કરતાં એક ટોળાંની અને જાતિ જીવનની ભાવના રઢ થઈ. ત્યાર પછી પિતાનું સત્ત્વ અમર રાખવાના હેતુથી માતાને પિતા સાથે સાંકળી દેવામાં આવી, અને તેમ થતાં લગ્નની સંસ્થા ઉદ્ભવી. આમ લગ્નની સંસ્થા એ સસ્કારમય જીવનનો પાયો ગણાઈ.

---

## ગદ્યખંડ—૩

ઓરડીમાં ઢગલાબંધ રાચરચીલું ખડકી દેવાથી સગવડે સચવાતી નથી અને કળાએ ખીલતી નથી. રસોઈમાં તમામ જાતના મસાલા મૂકી મૂકી નાંખવાથી સ્વાદે સંતોષાતો નથી અને તબિયતે જળવાતી નથી. ગામના બધાજ લોકોને એકસામટા મળવા બોલાવવાથી પરિચયે કેળવાતો નથી અને કોઈની કદરે કરાતી નથી. એવી રીતે ચોવીસ કલાક સંગીત, દરેક લખાણમાં કાવ્ય, ડગલે ને પગલે દીવાઓ, જ્યાં ત્યાં વખાણ—એવું કરવાથી કળા સચવાતી નથી. મુંબઈ જેવાં શહેરોમાં દિવસરાત ઘેરઘેર ગ્રામોફોનના કોલાહલથી મુંબાઈમાં ગાન-સંસ્કારિતા વધી છે એવો તો અનુભવ થયો નથી. સાદાઈ, સ્વચ્છતા, મોકળાશ, શાંતિ અને ઠરેલપણા વગર કળા ખીલેજ નહિ જે આખો જન્મારો ગળ્યુ ગળ્યુંજ ખાય છે, ગરમ ગરમ ખાય છે, અથવા આઈસ્ક્રીમ ઉપરજ જીવે છે તેની સ્વાદશક્તિ બહેર મારી જાય છે. એની સ્વાદશક્તિ અને પારખશક્તિ બૂઠી થઈ જાય છે. જેને રોજ ખુશામત કરવી પડે છે અથવા રોજ ખુશામત સહન કરવી પડે છે તે માણસમાં

કોઈની કદર કરવાની શક્તિજ રહેતી નથી. એટલા ખાતર કળાકારોએ અને કળારસિકોએ સાદાઈ અને સંયમનું જીવની પેઠે જતન કરવું જોઈએ. સાદાઈ, સંયમ અને વીરતા એ ત્રણ વગર જીવન છીછરું અને અકુલીન થઈ જાયછે. જેમ મરજીવાઓને ઊંડાણમાં પાકતાં મોતીઓ મળે છે તેમ જેમણે વીરતા કેળવી છે તેમનેજ જીવનકળાનું તો શું દરેક કળાનું રહસ્ય મળવાનું છે. કેવળ પૃષ્ઠભાગ ઉપર તરનારા જરાક મોજ માણી શકે. મહાસાગરની તિમિંગલ માછલીઓ જુદી અને ચાંગળા પાણીમાં કૂદાકૂદ કરનાર શફરીઓ જુદી.

મુખ્ય મુદ્દાઓ :

કોઈ પણ બાબતમાં અતિશયતા હોવી એ કળાની પોષક નથી તેમજ તે ઉપયોગી પણ થતી નથી—દા. ત., રાચરચીલું, મસાલા, ચોવીસે કલાક સંગીત, ડગલે પગલે દીવાઓ, ગ્રામોફોનનો કોલાહલ—સાદાઈ, ઠરેલપણું વગેરેથી કળા ખીલે છે—સાદાઈ, સંયમ અને વીરતા વિનાનું જીવન છીછરું અને અકુલીન બને છે—મરજીવિયાની માફક વીરને દરેક કળાનું રહસ્ય પ્રાપ્ત થાય છે—ઉપરચોટિયા અને ઊંડા ઉતરવાની વૃત્તિ વચ્ચેનો ભેદ—તિમિંગલ માછલી અને શફરીનો દાખલો.

સાર—૩

કોઈ પણ બાબતમાં અતિશયતા હોવી એ કળાની પોષક નથી તેમજ તે ઉપયોગી પણ બનતી નથી. અતિશય મસાલાથી સ્વાદેન્દ્રિય તૃપ્ત થતી નથી. ખૂબ રાચરચીલાંથી સગવડ નથી મળતી એટલું જ નહિ, પણ તેથી કળાયે મળતી નથી. ગ્રામોફોનની અતિશયતા સંગીતની વૃત્તિની કે ગાન સંસ્કારિતાની પોષક નથી. અતિશયતાથી ઇન્દ્રિયોની શક્તિ બૂઠી થઈ જાય છે, અને કળા માત્ર સાદાઈ, સંયમ અને ઠરેલપણાથીજ ખીલે છે. એટલે કળાકારો અને કળારસિકોએ સાદાઈ, વીરતા અને સંયમનું સેવન કરવું જોઈએ. એ વિના જીવન છીછરું અને અકુલીન બને છે. શફરી માછલી જેમ છીછરા પાણીમાં વિહાર કરે છે તેમ ઉપરચોટિયા વૃત્તિવાળા માણસને કોઈપણ કળાનું રહસ્ય સમજાતું નથી. એથી ઊલટું તિમિંગલ માછલી કે મરજીવિયાની જેમ ઊંડે ઉતરનાર વીર પુરુષોને જીવનનું રહસ્ય અને તેનો શાશ્વત આનંદ પ્રાપ્ત થાય છે.

### મનોયત્ન ૯૩ :

નીચે આપેલા ગદ્યખંડોનો ટૂંક સાર લખોઃ

(૧)

ગુજરાતી કવિતા તો બધી દેશીમાંજ લખાઈ છે એમ કહેવામાં કાંઈ ઘણી અતિશયોક્તિ નથી. દયારામભાઈના વખત સુધી તો પ્રાચીન કાળથી ગુજરાતી કવિઓ દેશીમાંજ લખતા આવ્યા છે. માત્ર શામળ કવિએજ મજ દેશના થોડાએક છંદ સર્વત્ર વાપર્યા, અને દેશીનો ત્યાગ કર્યો. એને અનુસરી બે ત્રણ કવિઓ કોઈ કોઈ વખત પરદેશી પદબંધન પોતાની કવિતામાં વાપરી ગયા છે. બાકીના બીજા તો ગરબી, ધોળ, કે બીજી જાતની દેશીમાંજ પોતાની વાણી પ્રકાશ કરી ગયા છે. હાલના વખતમાં છંદનો કાંઈ વધારે પ્રચાર થવા લાગ્યો છે ખરો. કવિ દલપતરામે પ્રથમ છંદનો શામળ કરતાં ઘણો વધારે ઉપયોગ કીધો, અને ઘણા માત્રામેળના તથા કેટલાએક અક્ષરછંદથી ગુજરાતીઓને જાણીતા કીધા. પછી નર્મદાશંકરે તો અક્ષરછંદનો મહિમા ઘણોજ ગજાવ્યો. એવામાં નર્મદાશંકર, દલપતરામ, અને હીરાચંદનાં પિંગળ બહાર પડ્યાં, અને છંદનું જોર મજબુત પાયા ઉપર આવ્યું. એ સ્થિતિમાં સ્વાભાવિક રીતે દેશી લખનારાઓ હલકા ગણાવા લાગ્યા, અને છંદમાં લખવું એ કવિનું પરમ પુરુષાર્થ છે એમ માનવામાં આવ્યું તે છતાં પણ દેશીઓનું પ્રાબલ્ય બહુ ઓછું થયું એમ સમજવામાં બહુ ભૂલ છે. એ કદાપિ કોઈને આશ્ચર્ય જેવું લાગશે, પણ નિઃસંશય ખરું છે કે છંદનો એ પ્રમાણે ગુજરાતમાં અપૂર્વ પ્રચાર કરાવનારા કવિઓ નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો પણ ઘણો ભાગ છંદમાં નથી, પણ દેશીઓમાંજ છે. એ બેઉની અજમાયશ ઉપરથી એ તો સિદ્ધજ થઈ ચૂક્યું છે કે સગીત કવિતામાં તો દેશીઓજ રહેવાની. અને મોટા કાવ્યમાં અક્ષરછંદ બધે ફતેહમંદીથી ગુજરાતીમાં વાપરી શકાય એ વાત પણ અસંભવિત સરખી બધાને લાગે છે. અર્થાત્ દેશીઓ ગુજરાતીમાં ઘણી વપરાતી આવી છે, અને આગળ પણ વપરાવાનીજ વળી હાલ પ્રાચીન કવિતાનો અભ્યાસ નિશાળોમાં દાખલ થયો છે, અને તેથી કવિતાના બંધારણ જાણવાની ઘણી જરૂર છે. એ સઘળાં કારણોને લીધે એ દેશીઓનું પિંગળ રચાવું હાલ આવશ્યક છે.

(૨)

બાળલગ્નની રીત તો જેમ બને તેમ જલદી નીકળીજ જવી જોઇએ, નહિ તો દેશનું આગળ જતાં શું થશે તે કહી શકાતુ નથી. આપણામાં માઠી રૂઢિઓ તો અપાર છે, પણ બાળલગ્નથી જે ખરાબી થાય છે તે સૌથી વધારે અને દેશના ભવિષ્યને માટે અત્યંત નાઉમેદી ઉત્પન્ન કરનારી છે. બધા લખનારા એક અવાજે પોકારીને કહે છે કે જેમ કોઈ ઝાડના મૂળમાં ઊધઈ લાગી હોય, તો તે ગમે એવું ફળ્યુંફૂલ્યું હોય તોપણ થોડા વખતમાં ખવાઇને નાશ પામ્યા વિના રહેતું નથીજ; તેમ આ બાળલગ્નની રાક્ષસી રૂઢિ આપણી આર્ય નીતિનો નાશ તને, મને, ને ધને સંપૂર્ણ કરવા બેઠી છે. એણે આ ઉમદા જાતને નિર્વીર્ય કરી નાખી રાજ્યપ્રકરણી બાબતમાં તો નાબૂદ કરી નાખી છે જ, પણ જો હજુએ આપણે ચેતીને નહિ ચાલીએ *તો આગળ જતાં દુનિયામાંથીએ નાબૂદ થઈ જઈશું.* જેમ ઘણી મહેનતે, કે પેટપૂર ખોરાક નહિ મળવાથી, કે કુઠામ વાસથી, કે કોઈપણ કારણથી, ઘોડાની જાત ઊતરી જઈ ટટવાંજ થઈ જાય છે, અને કાળાંતરે તે પૃથ્વીની સપાટી ઉપરથી નાબૂદજ થાય છે, તેમ એકવાર બળ, બુદ્ધિ ને પરાક્રમથી પંકાયેલી આ આર્યજાતિ બાળલગ્નના કારણથી છેકજ ઊતરી ગઈ છે, અને ઊતરતી જાય છે. તનની સાથેજ મનનો સબંધ હોવાથી કેટલાંક લક્ષણોમાં જેમકે સાહસ, આગ્રહ, ઉત્સાહ, સ્વાર્પણ વગેરે અમૂલ્ય સદ્‌ગુણોમાં આપણા લોકનુ મન ચોખ્ખું ક્ષીણતાને પામેલું જણાય છેજ, અને સ્મરણ-તર્કાદિક કેટલીક શક્તિઓ સલામત છે તે પણ બાળલગ્ન વધારે વખત ચાલુ રહ્યાં તો ધીમે ધીમે ક્ષીણતાને પહોંચ્યા વિના રહેવાની નથીજ, એ ડાર્વિનના ઉત્તરોત્તર વૃદ્ધિહાનિના સિદ્ધાંત પ્રમાણે નિશ્ચયજ જાણવું, એમ શરીર વિદ્યાના નિપુણ પુરુષો પોતાનો અભિપ્રાય આપે છે. નિશાળમાં હિંદુ બાળક અંગ્રેજ છોકરાં કરતાં બહુધા હોશિયારજ માલૂમ પડે છે, પણ આગળ જતાં તેની બુદ્ધિનું ખીલવું અટકી જઈ અંગ્રેજોની પાછળ પડી જાય છે તેનું કારણ પણ બાળલગ્ન જ છે.

( ૩ )

જો ઈંગ્લંડની પાઠશાળાઓ ગ્રીક ને લૅટિન ભાષાના શબ્દોનો રેડ અંગ્રેજીમાં રેડવા મંડી જાય, તો તેમનું બોલવું લખવું ત્યાં કેવું ગણાય તેનો વિચાર કરવાનું અમે આપણા એ તરણ વિદ્વાનોનેજ સોંપીએ છીએ. અને જો એવું કામ અંગ્રેજી ભાષા બોલનાર મહા નિંદ્ય અને તિરસ્કારને પાત્ર ગણે છે, તો હાલ જે કેટલાક ગુજરાતીને કેવળ સંસ્કૃતમયીજ કરવા ધારે છે તેને ગુજરાતીઓ કેમ હસી કાઢે નહિ ? રાંક ગુજરાતીઓ તો બિચારા કાંઈ પણ તિરસ્કાર બતાવ્યા વિના " અમને એમાં સમજ પડતી નથી " એમ કહી એવાં પોથાંને આઘુંજ નાખે છે. પરંતુ તેમના આ સાદા ભોળા ભાવના આચરણમાં શૈલીશાસ્ત્રનો કેવો ઊંડો મર્મ રહેલો છે ? જેને સમજાવવા કે રીઝવવા લખવું, તે તો તેમાંનો એક શબ્દ પણ બરાબર સમજે નહિ, એ કેવું વિલક્ષણ લેખકચાતુર્ય ? જો વાંચનારને પ્રથમ લખનારની ભાષા શીખવા જ મોકલવો ધાર્યો છે, તો પછી બધુંજ સંસ્કૃતમાં કાં ન લખવું ? એમ કરવાથી તે ભાષા જાણનારા તો તે સમજી શકે. આવી સંસ્કૃતમયી ગુજરાતીમાં લખાયેલાં કેટલાંક પુસ્તકો અમે શાસ્ત્રીઓને બતાવેલાં, તો તેઓ પણ તે સમજવાને અશક્તિમાન માલૂમ પડેલા, અને તેનાં કારણ અમારી નજરમાં બે આવે છે. એક તો એ કે શબ્દ તો સસ્કૃત, પણ વાક્યની ગૂંથણી કેવળ અંગ્રેજી ઢબને અનુસરતી કરવામાં આવી હોય છે, અને બીજું જે સંસ્કૃત શબ્દો વાપરેલા હોય છે, તે, તે ભાષાના રૂઢ વપરાતા શબ્દો નહિ પણ અંગ્રેજી બોલનું ભાષાંતર કરવાને અર્થે બહુધા નવાજ કલ્પી કાઢેલા હોય છે. અલબત્ત તે વિદ્વાનના લખાણમાં સંસ્કૃત વ્યાકરણના નિયમે શુદ્ધ ખરા, પણ તે રૂઢ ન હોવાથી તેનો અર્થ શાસ્ત્રીઓને પણ પ્રતીત થતો નથી. તો પછી સામાન્ય ગુજરાતી જાણનાર બિચારાના શા આશરા ? આ સ્થળે આ વાત પણ નોંધી રાખવી અમને યોગ્ય જણાય છે કે માત્ર સંસ્કૃત જાણનારા કેટલાક લેખકો હાલ મુંબઈમાં લખે છે, તે અગર જો સંસ્કૃતમય શૈલીનું હોય છે તો પણ તે આટલું દૂષિત થતું નથી, અને ઉપલા વર્ગના સુશિક્ષિત ગુજરાતીઓ તો તે સમજી પણ શકે છે. પણ આ તો ખરું કહીએ તો સંસ્કૃતમય ગુજરાતી નહિ પણ અંગ્રેજી–સંસ્કૃતી–ગુજરાતી ભાષા થઈ જાય છે.

## (૪)

એ અંગ્રેજી-સંસ્કૃતની ઢબનું લખનાર તો પોતાનું લખ્યું પોતેજ સમજે તો બહુ એમ ઘણીવાર બને છે. આ અમે કટાક્ષ ભાવથી બોલતા નથી. અમે અમારા પોતાના અનુભવ ઉપરથી જાણીએ છીએ કે અંગ્રેજી ભણેલાને પ્રથમ પ્રયાસે શુદ્ધ તથા સરળ ગુજરાતી લખવું એ મહા મુશ્કેલ કામ છે, અને અંગ્રેજી કેળવણી બીજી રીતે ગ્રંથકારને ગમે એટલી અમૂલ્ય છે, તો-પણ એ કામમાં તો તે મોટા અંતરાયરૂપ થઇ પડે છે, કેમકે અંગ્રેજી જ્ઞાન અમુક સ્થિતિએ પહોંચ્યા પછી વિચાર પ્રથમ અંગ્રેજીમાંજ સૂઝે છે, અને પછીથી સ્વભાષામાં તેનો તરજૂમો કરવા જેવુંજ ગ્રંથ રચનારનું કામ થઈ પડે છે. એ તો ખુલ્લુંજ છે કે તરજૂમા કદી પણ જોઇએ તેવી સરળતાને પામે નહિ. આ રોગનો ઉપાય એજ છે કે ગુજરાતી ભાષાનો હોંસથી અભ્યાસ કરવો. એટલે ગુજરાતી ગ્રંથો અને તેમાં વિશેષ કરીને સુધારાનો કાળ શરૂ થયો તે પહેલાનાં શિષ્ટ પુસ્તકો ભાષારસ સબંધી પૂર્ણ પ્રેમશ્રદ્ધાથી વાંચવાં, એક વિદ્યાર્થી દાખલ તેમાંના વિવિધ શબ્દ, શબ્દાવળી, તથા વાક્યગૂંથણીનું અવલોકન કરવું, લોકમાં ચોતરફ બોલાતી ભાષા સાંભળી વિવેકથી શુદ્ધા-શુદ્ધિ તથા રૂઢારૂઢિનું માપ પોતાના મનમાં બરાબર ઠસાવવું, અને જોવું કે લોકો પોતાના વિવિધ મનોવિકાર કેવી રીતે વ્યવહારમાં બહાર પાડી શકે છે અને પછી પોતે લોકો સમજે એ વાત ઉપર અખંડ લક્ષ રાખીને બોલવા લખવાનો નિરંતર મહાવરો પાડવો. જ્યારે પણ ક્લિષ્ટતાનો દોષ આપણે માથે આવે ત્યારે "લોક તો અભણ મૂર્ખ છે" એમ બોલી પોતાના મદમાં ઘૂમવું નહિ, પણ વિચાર કરવો કે આપણે આટલું સરળ કરવા જતાં પણ લોકને કેમ સમજાયું નહિ. જો આપણે શાંતિથી વિચાર કરીશું તો ઘણી વેળા માલૂમ પડશે કે ફલાણો શબ્દ, ફલાણી રીતની વાક્યરચના, કે ફલાણા ધરના વિચાર આપણા મનથી ગમે એટલા સરલ છે, તો પણ લોકો ન સમજી શકે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આમ જાણી તેવી જાતના દોષથી દૂર રહેવાને હવે પછી પ્રયત્ન કરવો, અને એમ કરતાં કરતાં કેટલેક કાળે શુદ્ધ સરળ શૈલી હાથ લાગશે.

(૫)

પ્રેમાનંદની કવિત્વશક્તિ અસાધારણ હતી. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઊભું કરવાનું એ કદી ચૂકતો નથી. રસની બાબતમાં કોઇપણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાક્યું તીર મારનારો તો પ્રેમાનંદજ, એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઈજઈ ને બેસાડે છે. એની વધારે મોટી ખૂબી એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશ માત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરે છે, તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુજ ઊંડું જ્ઞાન છે. એનાં સઘળાં પાત્ર સંપૂર્ણ યથાયોગ્ય તો નથી, પણ હજી લગી તેના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઈ ગુજરાતી કવિ થયો નથી. ગ્રંથસકલના પણ એની સર્વોપરિ છે. ક્યાં કેટલો અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજતો હતો. એણે ગ્રંથસકલનામાં કદાપિ નાના પ્રકારની પાત્રતા અને પોતાની તરફનાંજ ઘણાં નવાં ચિત્રો દાખલ કીધાં નથી, તો પણ જે એની સંકલનામાં આવ્યું તે યથાયોગ્ય લખી શક્યો છે. એની ભાષા શુદ્ધ અને પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત, તથા પદબંધન સરળ, દૃઢ, અને કોમળ છે. આ બધા ગુણોને લીધે એ કવિ ઘણોજ જનપ્રિય છે. એનાં ઘણાં ખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે, અને હુંડી, રવિવારે ગાઈ જવાનો નિયમ છે. ગામે-ગામ ચૈત્રમાસમાં એનું ઓખાહરણ તો ઊછળીજ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વળ કરી નાંખે છે, અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કાઢે છે.

(૬)

જો ઇન્દ્રધનુષ્ય દેખાય તો તે બીજાને દેખાડવું નહિ એવી એક જૂની શિખામણ છે. આનું શું કારણ હશે ? સામો માણસ આવીને જુએ ત્યાં સુધીમાં જો એ અદૃશ્ય થઈ જાય તો મશ્કરી માનીને એ ચિડાય એ કારણ હશે ? કે પછી બીજો આપણા જેવો રસિક ન હોય અને આપણું બોલાવવું એને ન ગમે અને એની અરસિકતા આપણને નડે એ કારણ હશે ? કે પછી ઇંદ્રધનુષ્યમાં ઇંદ્રજાળ જેવો કાંઈ જાદુ છે કે જેથી કામણટૂમણની શંકા રહે એવી માન્યતાને લીધે હશે ? જૂના લોકો એકાદો નિયમ કરી આપે છે અને એનું કારણ કહેતા નથી. કારણ કહે નિયમનું ગાંભીર્ય ઓછું થઈ જાય છે. લોકો નિયમથી ડરતા નથી અને પોતાનું માથું ચલાવે છે. આ તેમનાથી સહન નથી થતું. અને જ્યારે કારણ કહે છે ત્યારે પણ કોઈ કોઈ વાર ખરું કારણ છુપાવી કાલ્પનિક, ભયાનક કારણ સામે આણે છે. બીક અને લાલચ એ બંનેની ડગલે ને પગલે મદદ લેનાર સમાજધુરીણો વિષે શું કહેવું ? આપણા સમાજમાં જે અસત્ય બાધાઈ વ્યાપી છે, બુદ્ધિની મંદતા વધી છે, એની જવાબદારી આવા લોકો ઉપરજ છે. મેઘ, ઇંદ્રધનુષ્ય, વરસાદની ઝડી અને વિદ્યુલ્લતાનું નૃત્ય આટલું જોયા પછી ઉર્વશીને માટે ગાંડા થનાર પુરૂરવાની યાદ કેમ ન આવે ?

(૭)

વાદળાં અને સમુદ્ર બન્ને વિશાળ છે. બન્નેનો સહયોગ છે. એક બીજાને ભાવયંતઃ તેઓ સનાતન યજ્ઞ ચલાવે છે. વાદળાંઓ વરસીને દુનિયાને પાણી આપે છે અને મોજાંઓ તપ તપીને વાદળાંને પુષ્ટ કરે છે. છતાં દરેકનો સ્વભાવધર્મ જુદો તે જુદોજ. જો કોઈ વાદળાંને કહે કે સમુદ્ર જોડે સહકાર કરવા તમે સમુદ્રની અંદર આવી રહી જાઓ તો તે શું બનવાજોગ છે ? તેથી શું દુનિયાને લાભ થશે ? વાદળાંનું વાદળાપણું મરી જશે અને સમુદ્રને કશોજ લાભ ન થાય. દરેક પોતાને ઠેકાણેજ યોગ્ય છે. પોતાનો સ્વભાવધર્મ સાચવીનેજ બીજાને મદદ કરી શકે છે. વિવેક ખાતર એક બીજાનું અનુકરણ ભલે

કરે. સમુદ્ર કોક કોક વખતે શાંત પડીને ભલે વાદળાનું અનિબિંબ દેખાડે અથવા તો ક્ષુબ્ધ થઈને ભલે વાદળાંનો રંગ ધારણ કરે અને વાદળાંઓ પણ ભલે કોઈક કોઈકવાર સમુદ્રનાં મોજાં જેવો આકાર બતાવે પણ બન્ને જુદાં તે જુદાંજ. અને જુદાં છે માટેજ સહકાર કરી શકે છે. એક પાસે છે તે બીજા પાસે નથી એવી સ્થિતિ હોય અને તેથી બન્નેને એક બીજાની જરૂર હોય ત્યારેજ પરસ્પર પોષક સહકાર થઈ શકે છે. કુદરતમાં સર્વત્ર એજ નિયમ છે. માણસ સમજે તો મનુષ્યસમાજ માટે પણ એજ નિયમ કરી શકે છે. પણ તેમ કર્યા પછી યુદ્ધો શી રીતે થાય ?

૮

ઈશ્વરનિષ્ઠા એ ખાનદાનીની પેઠે આખા જીવનમાં એની મેળે વ્યાપેલી હોય છે અને એની મેળે એની સુવાસ ફેલાય છે. જેમ ખાનદાનીનો આધાર ગરીબાઈ કે શ્રીમંતાઈ પર હોતો નથી, તેમ ઈશ્વરનિષ્ઠાનો આધાર પંડિતાઈ ઉપર કે મહત્તા ઉપર નથી હોતો, તર્કશુદ્ધિ ઉપર કે વહેમો ઉપર નથી હોતો. પ્રેમ જેમ જીવનવ્યાપી છે, જ્ઞાન જેમ જીવનવ્યાપી છે, સામર્થ્યનો આત્મવિશ્વાસ જેમ જીવનવ્યાપી છે, ખાનદાનીની સુંદરતા જેમ જીવનવ્યાપી છે તેમ ઈશ્વરનિષ્ઠા પણ જીવનવ્યાપી છે. ઈશ્વર અંતર્યામી છે; એને જાણવો એ આપણો પરમ આદર્શ છે. એને જાણવો, એને આપણા જીવનમાં વ્યક્ત કરવો એજ આપણો પરમ આનંદ છે, એવી જેની વૃત્તિ બંધાઈ ગઈ છે તેના જીવનમાં એક જાતની શાંતિ, સ્વસ્થતા અને સ્વાભાવિકતા આવી જાય છે. એ ભૂખ્યા જેવો નથી લાગતો, એ ઉકળેલા જેવો નથી લાગતો, એને અંદરનો આનંદ મળી ચૂક્યો છે; એના વ્યવહારમાં પ્રામાણિકપણું છે, ઉત્કટતા છે, સહનશીલતા છે; એનામાં પ્રેમ ઊભરાય છે, શાંતિ ફેલાય છે; ક્ષમા એની મેળે હોયજ છે, એ બતાવવી કે કેળવવી નથી પડતી. ઈશ્વરનિષ્ઠા એ એક જાતની પ્રસન્નતા છે, એક જાતની શાંતિ છે. દુનિયાની બધી વસ્તુઓ અને બધા પ્રસંગોમાંનો મેલ કાઢી નાંખી એ બધામાં મેળ બેસાડવાની જે શક્તિ તે જ ઈશ્વરનિષ્ઠાની કળા છે, તે જ ઈશ્વરનિષ્ઠ કળા

છે. જીવન કળાનું એ પ્રતિબિમ્બ હોઈ, નવાનવા સર્જનનું એ કલામય પ્રતીક હોઈ એ પરમ મંગલ અને ચિરંતન નીવડે છે. તારાનો પ્રકાશ અને તારાઓનું આમંત્રણ ચિરંતન હોવા છતાં એ જેવાં નિત્યનૂતન અને આહ્‌લાદક હોય છે, તેવીજ એ જીવંત કલાધરની જીવની કલાકૃતિ પણ સંતસદશ હોય છે.

૯

જે કલાકૃતિએ અસંખ્ય જીવનોમાં ચૈતન્ય રેડ્યું અને માનવી ભાવોને દિવ્ય બનાવ્યા તેની અસર કળાકારના જીવન પર કેમ ન થાય? વાલ્મીકિ કળાકાર હતો. એના જીવનની વિભૂતિ એની કળાની વિભૂતિ કરતાં જરાએ ઊતરતી ન હતી. વેદાંતસમ્રાટ યાજ્ઞવલ્ક્ય કળાકાર હતો. જ્યારે એની વેદાંતવાણી બોલે છે ત્યારે જાણે મહાનદ ઘૂઘવતો ચાલતો હોય એમ લાગે છે. એની વાણી જેમ જેમ સાંભળીએ છીએ તેમ તેમ તેનું સંગીત અજાણતાંજ આપણા હૃદયમાં પેસી જાય છે તાનસેનનો ગુરુ હરિદાસ કળાકાર હતો. એનું પ્રભુત્વ માણસ ઉપર તો શું, જંગલનાં પશુપંખી-અને નદીનાં નીર પર પણ ચાલતું. થેરગાથા અને થેરીગાથા રચનાર બૌદ્ધ કવિ અને કવયિત્રીનું કવન શ્રેષ્ઠ કે જીવન શ્રેષ્ઠ એ કોણ કહી શકે? જ્ઞાનેશ્વરની તોલે આવે એવા કવિઓ બહુજ થોડા મળે પણ સંત જ્ઞાનેશ્વરે કવિ જ્ઞાનેશ્વરની કીર્તિ ઢાંકી નાખી. તુલસીદાસ, સૂરદાસ, કબીર, ત્યાગરાજ કેટલાયે જીવનકળાનાં કળાધરનાં નામો આપણે અહીં ટાંકી શકીએ અને બધા કળાકારો નિવૃત્તિમાર્ગી હોવા જોઈએ એવો કંઈ આપણો આગ્રહ નથી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર અથવા એમના ચિરંજીવી વિશ્વકવિ રવીન્દ્રનાથ જેવાનો પણ આપણે દાખલો લઈ શકીએ. આગ્રહ એ છે કે કવિના કવન કરતાં તેનું જીવન ઊતરતું ન હોય; કળાકાર જીવનકળામાં પામર જેવો ન દેખાવો જોઈએ. કળાકૃતિથી મુગ્ધ અને ઉપકાર બદ્ધ થયેલી દુનિયા કળાકારના દોષ ભલે ન જુએ; પણ એટલા ખાતર કળાકારોએ બાયરન, શેલી, ગટે, અને ઓસકાર વાઈલ્ડની પરંપરા ચલાવવી જોઈએ એમ તો કોઈએ ન કહે. ઊલટું પોતાની કળાને કૃતાર્થ કરવા ખાતર પોતાના જીવનમાં ક્ષણે ક્ષણે નવી ક્રાંતિ કરનાર

ટૉલ્સ્ટાયની પરંપરા ચલાવવી પડે તોયે એને દુઃખ કરવાનું કારણ ન માનીએ. એટલે જેનામાં કંઈ પણ કળાની શક્તિ છે, કળા તરફ જેનું કંઈ પણ સ્વાભાવિક વલણ છે તેણે 'કેવળ કળાકાર' થઈ ને સંતોષ ન માનતાં પોતાનું જીવન એ કળાના અવતારને ધારણ કરી શકે એવું ઉદાર, ઉદાત્ત, અને ઉત્તુંગ કરવું જ જોઈએ.

૧૦

ગુર્જરદેશ–ગુર્જરત્રા (ગુર્જરે રક્ષણ કરેલી પૃથ્વી) ગુજરાત એ શબ્દો, ચચા-સરનું રાજ્ય સ્થપાયા પછી વ્યવહાર પ્રસિદ્ધ થયા છે. ડૉકટર ભાઊ દાજી કહે છે કે ઇસવીસનની સાતમી સદીની પહેલાંનાં પુસ્તકોમાં એ શબ્દો જોવામાં આવતા નથી. પણ હવે રાજસત્તાધારી ચૌરા તે ગુર્જર, કે ચૌરાએ જે ઠેકાણે આવી રાજ્ય સ્થાપ્યાં તે ઠેકાણે જે લોક પ્રથમ વસેલા હતા તે ગુર્જર–એ વિષે નક્કી થઈ શકતું નથી. સૌરાષ્ટ્રદેશના ઇતિહાસમાં લખ્યુ છે કે ઈ સ. ની સાતમી સદીની આખરે સૌરાષ્ટ્રમાં વાળા, ચૌરા, ને જેઠવા (શકની ઓલાદના) અને આહેર, રબારી, મેર, બાબરિયા, ભીલ, કોળી (સિંધ તથા ગુજરાતથી જતા આવેલા તેની ઓલાદના) હતા. એજ ગ્રંથમાં ડૉકટર ભાઊનાં અનુમાન જણાવ્યાં છે કે "વલ્લભીપુરનો નાશ કરનાર અને ગુજરાતનું રાજ્ય સ્થાપનાર ગુર્જર અથવા ચૌરા લોક હશે. એઓ રશિઅન રાજ્યના સીમાડાપર જ્યોર્જિઆ પ્રાન્ત જેને કોઈ કોઈ વાર ગુર્જરસ્થાન પણ કહે છે ત્યાંથી આવેલા; પ્રથમ પંજાબમાં, પછી મારવાડમાં ને પછી ગુજરાતમાં ઊતર્યા જણાય છે. આજ પણ ગુર્જરલોક પંજાબ, હરદ્વાર, દિલ્લી ને મથુરા આદીં છે. એઓનો ધંધો ચોરના જેવો તેથી તેઓ ચૌરા–ચાવડા કહેવાયા." એ અનુમાનો છે તેમ પાછાં આ પણ થઈ શકે છે. ગુજરાતમાં મૂળ વસ્તી ભીલ કોળીની હતી એવી લોકમાં દંતકથા ચાલી આવે છે ને કેટલાક ગ્રંથકાર પણ કહે છે. સૌરાષ્ટ્રદેશનો ઇતિહાસ રચનાર પણ સૌરાષ્ટ્રના આહેર, ભીલ, કોળી વગેરેને ગુજરાતથી આવેલા એમ કહે છે. હિંદુસ્તાની કોશમાં ગુર્જર શબ્દનો અર્થ 'જાટ; આહીર' એવો લખ્યો છે. હારમાળામાં "પરાધીન થઈ પેટ

ભરતો, લે તો ગુર્જરનાં ધાન રે; નરસૈંયા સાથે હારને કાજે આવડું શું અભિમાન રે ?" એમ લખ્યું છે. વળી દયારામે લખ્યું છે કે 'બનમેં ગુજરિયાં લૂટી, અહીરિયાં લૂટી' એ ઉપરથી નક્કી જેવું થાય છે કે આહીર અથવા એમાંનો એક સમૂહ ગુર્જર નામથી કાં ન ઓળખાયો હોય ? એક ગરાસિયો કહે છે કે ભીલોમાં ગુહ, ગુજ એ નામો હોય છે તો ગુહરાજ, ગુજરાજ ને પછી ગુજરા, ગુજર, ને ગુજરાત કેમ ન થયાં હોય ? એ પ્રમાણે અટકળો છે. જ્યારે ગુજ્જર ગોડા બ્રાહ્મણ, ગુજ્જર વાણિયા ને ગુજ્જર સુતાર જે ગુજરાતમાં છે તેઓની વહી, વંશાવલી અને દંતકથા જાણીશું ત્યારે વળી આપણે નવી અટકળ કરી શકીશું.

૬૧

જેમ જાજરૂ જેવી અપવિત્ર વસ્તુને ખરાબ કરી શકાય છે એમ કેટલીક વસ્તુને પવિત્ર કરવા અથવા પવિત્ર રાખવા માટે પણ ખરાબ કરવી પડે છે. બ્રાહ્મણનું અબોટિયું એટલું બધું પવિત્ર છે કે તેને ચોખ્ખું રાખી શકાયજ નહિ ઊનમાત્ર પવનથી શુદ્ધ થાય છે. ઊનમાં રેશમનો પણ સમાવેશ કરવો જોઈએ. હવે જે વસ્તુ માત્ર પવનથી શુદ્ધ થાય છે તેને જો પાણીથી ધોઈએ તો પછી વસ્તુનું માહાત્મ્ય ક્યાં રહ્યું ! માટે મહારાજોનાં અબોટિયાં, સંધ્યા કરવાનાં વાસણ, ઠાકોરજીનાં સિંહાસનો, ઠાકોરજીની ગાદી, ઠાકોરજીને નવરાવીને કોરા કરવાનો અંગૂછો, બધા પવિત્રતાના કારણે ગંદાંજ રહેવાં જોઈએ. જનોઈ પણ તેજ કારણે ગંદી રહેવી જોઈએ. શું તેને ગળા બહાર કાઢીને સાબુથી ધોવાય એમ છે ? ગળા બહાર જનોઈ કાઢો પછી તમારાથી કશી ક્રિયાજ ન થાય. કશી ક્રિયા ન થાય તો ધોઈ પણ કેમ શકાય ? માટે જનોઈ પવિત્રતાને કારણે ગંદી રહે છે. પણ પવિત્રતા આખા જીવનને અસર કરે છે એવું પણ એક જગાએ મેં જોયું છે. મ્યુનિસિપાલિટીમાંથી પાણી કદાચ ચોખ્ખું મળતું હોય તે કબૂલ કરીએ. ચોખ્ખુ એટલે હાલના સાયન્સની દૃષ્ટિએ ચોખ્ખું. તે ફિલ્ટર કરેલું હોય, અંદર દવા નાખીને સારું કરેલું હોય વગેરે પણ તે પવિત્રતા જ્યારે ગળણે ગળાય ત્યારેજ અને કેટલાક માણસો

પીવામાં તેમજ નાહવામાં તેમજ ઢોળવામાં પણ પવિત્ર પાણીજ વાપરે છે. મારા પાડોશી જૈન છે. તેમના પિતાએ ઘર ચણાવ્યું ત્યારે ચણવામાં પણ ગાળેલું પાણી વાપરેલું એટલે પાણીને ગાળવું તો જોઈએ. અને પાણી ગાળવાને આપણી બુદ્ધિએ એક બહુ વિચિત્ર ઉપાય શોધી કાઢ્યો છે. એક કપડું લઈને નળનેજ વીંટી દેવું! ગોળામાં ગાળવાને તો કપડું જરા મોટું જોઈએ પણ આ નળને માટે તો નાનામાં નાનું ચીંથરું ચાલે. ઘણાં માણસોને ઘેર તો મેં નળરાજા ગુંગળાઈ જાય એટલો કપડાનો ડૂચો જોયો છે. પછી એ ડૂચો કદી ધોવો પડતો નથી, કારણ કે તેમાં અંદરનો કચરો કદી બહાર આવી શકતો નથી અને બહાર તો કચરો ચોંટવાનો સંભવ નથી. એટલે જરા પણ મહેનત કર્યા વિના હમેશાં પાણી ગળાઈનેજ આવવાને માટે આ સારામાં સારો ઉપાય છે.

## ૧૨

મીરાં ભક્ત પણ હતી એટલે ઉત્તમોત્તમ કવિ બની. સ્વભાવની સુકુમારતા, કવિત્વ શક્તિની કસોટીરૂપ સૂક્ષ્મ ભાવ અનુભવવાની શક્તિ, જે કાવ્યમયતાનું મૂળ છે તે તેનામાં સંપૂર્ણ કલાએ પામી હતી. જેટલે અંશે ઊર્મિઓ અનુભવવાની શક્તિ તેટલેજ અંશે માણસ કવિ લેખી શકાય. જ્યાં બીજો માણસ કેવળ બેધ્યાન નહિ તો બેદરકાર રહે, ત્યાં કવિની સૂક્ષ્મતર અનુભવશક્તિ ઊંડા ભાવો અનુભવે છે. બહારની વસ્તુના સ્પર્શ માત્રથી તે વસ્તુ તેના અંતરમાં અવિનાશી છાપ પાડે છે, તેના વિચાર અને ઊર્મિઓમાં ગુંથાઈ જાય છે, અને અંતે સર્વ કલ્પનાના પ્રભાવથી સજીવ કૃતિ રૂપે પ્રગટે છે. કુદરતે પેદા કરેલી એક અત્યંત નજીવી વસ્તુમાં એક વર્ડ્ઝવર્થને આખી સૃષ્ટિ દેખાય છે; જ્યાં સામાન્ય પ્રણયીને માત્ર પ્રિયતમાના કેશની એક લટ દેખાય છે ત્યાં શેલી મહાકાવ્ય ઉકેલી શકે છે; સનમના ગાલપર મુગ્ધ બની જોઈ રહેવા માટે એક હાફીઝ જગતના સામ્રાજ્યનો પણ તિરસ્કાર કરે છે. એક સામાન્ય માણસને મન આ બધી ક્ષુદ્ર વસ્તુઓ છે; જીવનમાં ઘેલછા સ્વરૂપે દેખાય છે, ગંભીર ધ્યાનને માટે નાલાયક જણાય છે; પણ કવિને

મન આ બધાં મર્મસ્પર્શી સત્યો છે, જીવનના આધાર રૂપ છે. શેક્સપીઅર જેને મર્ત સ્વરૂપ અર્પવાની ક્રિયા–કલ્પના શક્તિ–કહે છે તેનો આધાર આ અનુભવ શક્તિ ઉપર રહેલો છે. જેમ મનપર પડેલી છાપ વધારે સચોટ અને સજીવ, તેમ તેનાપર માનસિક રચના રચવી વધારે સહેલી, તેમ તેને સ્વરૂપ આપવાનું વધારે સુગમ અને બીજી વસ્તુઓ સાથે તે છાપને જોડી કલ્પનાત્મક રચના અથવા આદર્શ ચિત્ર બનાવવાનું વધારે શક્ય. કલ્પના શક્તિ વિના સર્જકતા નહિ; સર્જકતા વિના કવિત્વ શક્તિ નહિ.

## ૧૩
## લોકશાસન

ભૂતકાલમાં જેમ હિંદમાં લોકશાસન હતું તેમ ગ્રીસમાં પણ હતું, અને તે દેશના ઍથેન્સ શહેરમાં તે સંપૂર્ણ કલાએ પહોંચ્યું હતું.

ઍથેન્સ તે યુરોપનું કાશી છે. એક લેખક લખી ગયો છે કે " જેને પાશ્ચાત્ય ચેતન કહીએ છીએ તે ગ્રીક ચેતનનો માત્ર પુનર્જન્મ છે." ઇસ્વીસન પૂર્વે થઈ ગયેલા એક નગરના જીવને તત્ત્વજ્ઞાન અને રહેણી કરણીએ, વિચાર અને શૈલીએ યુરોપની સંસ્કૃતિ, રાજ્યપદ્ધતિ અને સાહિત્ય પ્રેર્યાં છે; અને આ જમાનાની લોકશાસનની ભાવનાનું મૂળ પણ તે શહેરની રાજકીય સંસ્થાઓ છે.

ઍથેન્સમાં રાજાપ્રજાનો સંબંધજ નહોતો, ત્યાં માત્ર લોક જ હતા; રાજ્ય લોકસત્તાક હતું, તેનો કોઈપણ માલીક નથી એમ કહેવામાં તેના નાગરિકો મગરુરી માનતા હતા.

હાલનાં પ્રજાસત્તાક રાજ્યતંત્રો રાષ્ટ્ર, મોટા દેશ, અને વિશાલ પ્રજા વિના ટકી શકતાં નથી, અને તેથી તે અશુદ્ધ પ્રતિનિધિઓ મારફતે ચલાવાતી સંસ્થાઓ છે. ગ્રીસમાં રાજ્યતંત્રનું સ્થાન માત્ર એકેક શહેર જ હતું; ત્યાં દરેક શહેર એક જુદી રાષ્ટ્રીય વ્યક્તિ હતું. આ કારણથી ઍથેન્સમાં શુદ્ધ લોકશાસન હતું; વીસ વર્ષની ઉપરના બધા શહેરીઓ "એકલેસીઆ" નામની સભામાં મળતા અને વધુમતે બધો રાજ્યકારભાર ચલાવતા. એ સભાની સત્તા સંપૂર્ણ

અને સર્વગ્રાહી હતી. તે સંધિ અને વિગ્રહના ઠરાવો કરતી અને એલચીઓને સાંભળતી, અમલદારો અને સેનાપતિઓ નીમતી અને તેમના પગાર નક્કી કરતી, લશ્કરી અને દરિયાઈ ફોજોની વ્યવસ્થા કરતી, ધર્મ અને ઉપજ-ખરચના સામાન્ય સવાલોનો નિર્ણય આપતી, અને જરૂર પડે વ્યક્તિઓની જાહેર વર્તણુક સામે ફરિયાદો પણ સાંભળતી.

બીજી સંસ્થા " સેનેટ " હતી. તેમાં ૫૦૦ સભ્યો હતા. તે સભ્યો દરવર્ષે ચૂંટાતા; અને "એકલેસીઆ" નું કામ પાર ઉતારવાની ફરજ તેમની હતી. એ સભ્યોમાંના પચાસ પચાસની દસ કમિટીઓ થતી, અને તે કમિટી વર્ષમાં ૩૬ દિવસ અમલ ચલાવતી.

ત્યાંના અધિકારીઓ " આર્કોનો " માત્ર લોકસેવકો હતા. અધિકારી માત્ર ચૂંટાતા નહિ; પણ દરેક જણ વારા ફરતી નીમાતા. ત્રીશ પાંત્રીશ હજારની વસ્તીમાં ૧૯૦૦ અધિકારપદ હતાં, એટલે અધિકારી થવાનો લહાવો સોળ વર્ષે દરેક શહેરીને આવતો.

## ૧૪

## ગાન્ધીજીનો મહાગુરુ

તે યોગી છે, વીતરાગભયક્રોધ છે, સામાન્ય હૃદયની ઊર્મિઓ ને આકાંક્ષા એમનામાં વિરમી ગઈ છે, એમનામાં ભાવનાથી, સ્વદેશ પ્રેમથી નીરાળી અસ્મિતાનો લોપ થયો છે, ઈશ્વરી મહાનત્ત્વોની માફક, વીજળીની માફક, સાગરની માફક તે નિર્વિકાર છે, અનન્ત કર્તવ્યપરાયણતામાં સદાએ મચી રહે છે, તેમની બુદ્ધિ નિર્મળ છે. માત્ર સત્યજ પેખવાની તેમને લાલસા છે.

તે સ્વાશ્રયનો અવતાર છે. પોતાને, દરેકને, દરેક રાષ્ટ્રને તે आत्मन्येव आत्मनातिष्ठ રાખવા માગે છે. દરેક સ્ત્રીપુરુષ પોતાના જેટલું તૈયાર કરી પહેરે ઓઢે, ખાય પીએ, દરેક રાષ્ટ્ર પોતાને જોઈતી ચાજો ઉપજાવે ને તેનો ઉપભોગ કરે–આ એમનો મહામંત્ર છે. તેને પરિણામે તે રાષ્ટ્રીયતાના પરમ ભક્ત છે, રહેણીને કરણીમાં, ભાવના ને વિચારમાં હિંદુ છે, પરદેશી સામગ્રી

ને સંસ્કૃતિઓના નિષેધક છે, રાષ્ટ્ર જીવનમાં સ્વભાષાને સ્વસંસ્કાર વિકસાવવા મથે છે, આર્થિક ઉન્નતિ કરવા પરદેશી ચીજોના બહિષ્કાર કરતાં સ્વદેશીને ઉત્તેજન આપવામાં તે માને છે, લોકજીવનમાં લોકમતનો જ અંતિમ આધાર હોવો જોઇએ ને લોકબળેજ મુક્તિ મળે છે એ એમના સિદ્ધાંતો છે. આ સિદ્ધાંતો, આ ભાવનાઓ તે માત્ર ઉચ્ચારતા નથી પણ પોતાના ને પારકાના જીવનમાં ઉતારે છે. પ્રયત્નની મુશ્કેલી, પરિણામના ગાંભીર્યનો તેમને ડર નથી. હિંદીનો રાષ્ટ્રીયભાષા તરીકે, ગુજરાતીનો પ્રાંત ભાષા તરીકેનો અધિકાર એમને લીધે "વ્યવહારુ" રાજ્યનીતિના પ્રશ્નો થઈ પડ્યા છે, પુરાણા રેંટિયાનો પુનરુદ્ધાર જે એક વખત અશક્ય અને હાસ્યજનક મનાત– તે સિદ્ધ થઈ ચૂક્યો છે, ધોતિયું અને ઉઘાડા પગમાં મનાતી અધમતા વિસરાઈ ગઈ છે.

---

## પ્રકરણ ૨૬

## કાવ્યની ગદ્ય-રજૂઆત

૧૧૨.

ગદ્ય કે પદ્યમાં જણાવવામાં આવેલી, એકની એક હકીકત કે વિચાર, બીજા શબ્દોમાં, સ્પષ્ટ અને સરળ રીતે રજૂ કરવામાં આવે તો તે મૂળ લખાણની રજૂઆત કરી કહેવાય છે.

કાવ્યમાં કહેલી હકીકત અને તેમાં આવેલું અલંકાર ભરેલું વર્ણન, જો સ્પષ્ટ, સરળ અને સ્વતંત્ર ભાષામાં ગદ્ય લખાણ રૂપે રજૂ કરવામાં આવે, તો તે કાવ્યની રજૂઆત કરી કહેવાય.

મૂળ લખાણના ચોકઠામાં આવેલા શબ્દો, અલંકારો વગેરેને ઉચકી લઈને, તેને ઠેકાણે માત્ર થોડા સહેલા શબ્દો વાપરી તેના તેજ લખાણને ફરી લખવું એનું નામ સાચી રજૂઆત નથી. ખરી રીતે રજૂઆતમાં, મૂળ ફકરા કે કાવ્યમાં આલેખાયેલી વસ્તુને, સરળ અને

સ્પષ્ટ ભાષામાં રજૂ કરવામાં આવે છે, અને એ લખાણ સ્વતંત્ર અને સળંગ હોય છે.

કાવ્યમાં આવેલી વસ્તુ અને અલંકારનું લંબાણપૂર્વક વિવેચન કરવું એ પણ કંઈ રજૂઆત નથી; એ તો કાવ્યની સમજુતી થઈ કહેવાય. એથી ઊલટું, કાવ્યના માત્ર ભાવને લક્ષી ટૂંકમાં રજુ કરેલું લખાણ પણ રજૂઆત ન કહેવાય; એ તો માત્ર તેનો સાર આપવા બરાબર છે.

સાર લેખનની માફક રજૂઆતનો હેતુ મૂળ લખાણનું માત્ર ટૂંકાણ કરવાનો નથી; પરંતુ તેની તેજ હકીકત બીજા શબ્દોમાં સંપૂર્ણપણે અને સ્પષ્ટ રીતે, એક સ્વતંત્ર અને સળંગ લખાણમાં રજૂ કરવાનો છે

૧૧૩. **રજૂઆત કેમ કરવી**

પ્રથમ કવિતાનું વાચન કરીને તેનો સમગ્ર ભાવ ધ્યાનમાં લઈ લેવો; ત્યાર પછી તેમાં વાપરેલા અલંકારો, ભાષાપ્રયોગો અને બીજી વિગતોને સમજવા યત્ન કરવો. આટલું કર્યા પછી, દરેક કાવ્યખંડને ગદ્યમાં ફકરા રૂપે સાદી, સરળ અને સ્પષ્ટ ભાષામાં લખવો.

**રજૂઆતના ફાયદા**

રજૂઆતનું લેખન કરવાથી વાચન સમજપૂર્વકનું બને છે, અને લેખનમાં સરળતા અને સચોટતા આવે છે.

૧૧૪. નીચે આપેલાં કાવ્યો અને તેની રજૂઆતનો અભ્યાસ કરો:

**સૂકી પાંદડી**

સ્મરે છ પ્રિય બેનડી ! સમય, ફૂલવાડી થકી
લઈ કલમ પાટી બે રસળતાં નિશાળે જતાં
ગુલાબ, બટમોગરો, બકુલ, માલતી મ્હેકતાં
ચૂંટી ફૂલકળી, નમાવી મૃદુ ડાખળીઓ બધી,
કદીક તુજ પાલવે મુજ રૂમાલમાં યે કદી,
અહીં સકળ ગુચ્છ એ પ્રભુપદે ધરાવી બધાં

સૂંઘી ઊલટભેર સૌ, પાન પુસ્તકે દાબતાં.
નિહાળ ભગિની! પવિત્ર ફૂલ પાંદડી એ સૂકી.
કિશોર વયની અમૂલ્ય રસ લ્હાણ સાથે લઈ
હવે થઈ ફીકી વળી સહુ સુગંધ ઊડી ગઈ;
જલે, અનલમાં, કદીક પધરાવવી એ ઘટે!
ન શીદ અમ જિન્દગી?—જીવનનીય ચિંતા મટે!
કિશોરવય ને કિશોરવય સોણલાં એ ગયાં,
જૂનાં સ્મરણ મીઠડાં અરર ચોળવાનાં રહ્યાં!

—ચન્દ્રવદન મહેતા

## સૂકી પાંદડી

હે વહાલી બેન, આપણી બાલ્યાવસ્થામાં આપણે કલમ અને પાટી લઈ બગીચામાંથી રસળતાં રસળતાં નિશાળે જતાં, ત્યારે ફૂલછોડોની નાની અને કોમળ ડાળીઓ નમાવીને ગુલાબ, બટમોગરો અને માલતીનાં સુગંધિત ફૂલોની કળી ચૂંટતાં અને કોઈવાર તારા પાલવમાં તો કોઈવાર મારા રૂમાલમાં એને ગ્રહણ કરી એ સઘળાં ફૂલોને ઈશ્વરણે ધરાવી દેતાં. ત્યાર કેડે આપણે એ ફૂલોને ઉમંગથી સુંઘતાં અને આપણા પુસ્તકોનાં પાનાંઓની વચ્ચે મૂકતાં. આવો મધુર સમય તને સાંભરે છે!

બેન, પુસ્તકમાં મૂકેલી આવી પવિત્ર લીલી પાંદડી તું જુએ તો ખરી! એ આજે મુરઝાઈ અને નિસ્તેજ થઈ ગઈ છે, અને આપણી કિશોરવયની અમૂલ્ય આનંદની વૃત્તિને સાથે લઈને એનો રંગ, એની સુગંધ આપણે બન્ને ઊડી ગયાં છે. આવી જીવનહીન નામગાઈ ગયેલી પાંદડીને, ચાલો આપણે કોઈ જલાશયમાં પધરાવીએ અથવા તો અગ્નિમાં હોમી દઈએ. એનું સ્થાન ત્યાંજ ઘટે. બેન, રસહીન પાંદડીને એમ પધરાવીએ તો આ આપણી આનંદહીન જીવનરૂપી પાંદડીને પણ ત્યાં કેમ ન પધરાવીએ કે જેથી દુઃખી જીવનના બોજાથી છૂટીએ. આપણા જીવનમાં રહ્યું છે પણ શું! આપણું કિશોરપણ અને એની અંદર સેવેલાં સ્વપ્નો એ બન્ને આજે ઊડી ગયાં છે—હવે તો માત્ર જૂનાં મધુર સ્મરણો પર જ જીવવાનું રહ્યું છે

૨

**મંગલ મંદિર ખોલો**

મંગલ મંદિર ખોલો,
    દયામય !
મંગલ મંદિર ખોલો !
જીવન વન અતિવેગે વટાવ્યું,
    દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
    શિશુને ઉરમાં લ્યો, લ્યો,
    દયામય !
    મંગલ મંદિર ખોલો !
નામ મધુર તવ રટ્યો નિરંતર,
    શિશુ સહપ્રેમે બોલો;
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ—અમીરસ ઢોળો,
    દયામય !
    મંગલ મંદિર ખોલો.

—નરસિંહરાવ

**મંગલમંદિર**

હે દયાળુ પ્રભુ ! તારા મંગળ ધામનાં દ્વારો ઉઘાડ. મારો નિર્દોષ બાળક પોતાનું જીવન ટૂંકા વખતમાં પસાર કરીને અકાળ મૃત્યુ પામ્યો છે. આજે એ તારે બારણે ઊભેલો છે. જગતનું મોહ માયા રૂપી અંધારુ એ વટાવી ગયો છે, અને તારા પ્રકાશ ભર્યા ધામને દ્વારે આવી ઊભો છે. તું કૃપા કરી એને તારા હૃદયમાં સ્થાન આપ. મારા બાળકે તારા ગુણગાન હંમેશાં ગાયાં છે, તો આજે તું એની સાથે પ્રેમપૂર્વક બોલ. એ બાળક તારા દિવ્ય સ્નેહની તરસ છીપાવવા માટે તારે ત્યાં આવ્યો છે, તો કૃપા કરી તારા પ્રેમ રૂપી અમૃત વડે એને સીંચ અને એને અમર બનાવ.

૩

જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ
ત્યાં લગી સાધના સર્વ જૂઠી
માનુષા દેહ તારો એમ એળે ગયો
માવઠાની જેમ વૃષ્ટિ જૂઠી......૧
શું થયું સ્નાન પૂજા ને સેવા થકી
શું થયું ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે?
શું થયું વાળ લોચન કીધે?......૨
શું થયું તપ ને તીરથ કીધા થકી
શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી
શું થયું ગંગજલ પાન કીધે?
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે
શું થયું રાગને રંગ જાણ્યે?
શું થયું ખટ દરશન સેવ્યા થકી
શું થયું વરણના ભેદ આણ્યે?......૩
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા
આતમરામ પરિબ્રહ્મ ન જોયો
ભણે નરસૈંયો કે તત્ત્વદર્શન વિના
રત્ન ચિંતામણિ જન્મ ખોયો......૫

—નરસિંહ મહેતા

### જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ

જ્યાં લગી આત્મતત્ત્વને માણસ ઓળખવા પ્રયત્ન કરતો નથી, અને ઓળખતો નથી, ત્યાં સુધી વિવિધ પ્રકારનાં કર્મકાંડ કે સાધનાઓ એળે જાય છે. એવું કરતાં કરતાં તો માણસનો જન્મારો ફોકટ પસાર થઈ જાય છે, અને તેને કશો જ્ઞાન લાભ થતો નથી, જેમ માવઠાના વરસાદથી પાકને કશો લાભ થતો નથી.

આત્માને ઓળખ્યા વિના માત્ર સ્નાન કરવાથી પવિત્ર થવાનું નથી; એવા અને દાન કરવાથી મુક્તિ મળતી નથી; અને તેજ રીતે જટા વધારવી, ભસ્મ લગાડવી કે વાળ ટૂંપવા એ બધા બાહ્ય આચારો પાળ્યાથી કશું વળતું નથી.

દેહકષ્ટ કરવાથી, તીરથોમાં આથડવાથી, નિરર્થક માળા જપવાથી, તિલક અને તુલસી ધારણ કરવાથી કે ગંગાજળનું આચમન કરવાથી, આત્માનું કલ્યાણ થાય છે એવી માન્યતા ખરેખર ભ્રમ છે.

વેદ વ્યાકરણનો અભ્યાસ કરી માત્ર થોથાંપંડિત બનવાથી, કીર્તન ધૂન મચાવ્યાથી, છ દર્શન શાસ્ત્રનું પઠન કર્યાથી કે વરણના આચાર વિચારનું પાલન કરવાનો ડોળ કર્યાથી આત્માનો ઉદ્ધાર થતો નથી.

ઉપર જણાવેલી બધી રીતો તો ફક્ત પેટ ભરવાના પ્રપંચો છે. એથી કંઈ આત્મદર્શન થતું નથી. નરસિંહ કહે છે કે સાચું જ્ઞાન મેળવ્યા સિવાય આ બધું કરવા છતાં પણ આપણું અમુલ્ય જીવન એળે જાય છે.

મનોયત્ન ૯૪ :

નીચે આપેલાં કાવ્યોની રજૂઆત કરો :

૧

વૈષ્ણવ જન

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડપરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે, તો યે મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ, કાછ, મન નિશ્ચલ રાખે, ધનધન જનની તેની રે.
સમ દૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથરે.
મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામનામશુ તાળી લાગી, સકળ તીરથ તેના તનમાંરે.
વણલોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યાંરે.

—નરસિંહ મહેતા

## ૩
## ભાવના

—ઝુલણા—

એજ એકાકી મુજ ઉરનો સૂર હો
　　એજ ગુંજો ધ્વનિ ચિત્તતંત્રી,
પતિતનાં પાપને, દલિતનાં દુઃખને
　　હૃદય મારું સદા રહો નિમંત્રી,
પતિતતમ સાથમાં પતિતસમ થઈ રહું
　　ક્યાંક એકાન્ત ખૂણે અદીઠે,
દેહ તળિયે પડેલાં તણા પગ ઠરે
　　પ્રણત મુજ પ્રાણની પાદપીઠે.

—ઉમાશંકર જોષી

## ૪
## હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત, દારા શિશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

—પ્રીતમ

## ૫
## છબી

જઈ પગ અધીર મેં ઘર મહીં મૂક્યો ના મૂક્યો,
પડી નજર ત્યાં છબી લટકતી ભીંતે મિત્રની—
હતી નીરખી તે ઘડી સુહૃદ જેમ તે માહરો
હતો નીરખતો પ્રફુલ્લ નયને સદા સ્નેહથી !
ગયો, સુહૃદ તે ગયો ! —ઉડી જતાં મીઠાં સ્વપ્નશો !
ગયો મરી પરંતુ સૌમ્ય મુજ કાજ તેની છબી !
હલાવી નિજ હોઠ એ ઘડીકમાં હવે બોલશે,
અને અધુરી તે બધી ઉરની વાત કે'શે મને.
છબી નીરખી એ રહું દિવસ આ રહે જ્યાં સુધી,
પછી પ્રસરશે અહીં ગહન શાંતિ સંધ્યા તણી
અને ઝળકશે બીજા નયન સ્નિગ્ધ ઊંડે નભે
અપૂર્વ મૃદુતા ભર્યાં—પ્રિય સખા તણા સખ્યથી !
અને અધુરી વાત પૂરી કરવા પછી નેત્ર તે
મને પથ બતાવીને સુહૃદ ધામનો દોરશે !

—સ્નેહરશ્મિ

## ૬
## જે કોઈ પ્રેમ-અંશ અવતરે.

જે કોઈ પ્રેમ-અંશ અવતરે

પ્રેમરસ તેના ઉરમાં ઠરે—
સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે—પ્રેમરસ.
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર-સિંધુનું માછલડું, જયમ મીઠા જળમાં મરે—પ્રેમરસ.
સોમવલ્લી-રસપાન, શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગળ વંશીને વમન કરાવે, વેદવાણી ઊચરે—પ્રેમરસ.

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવ સરે;
મત્સ્યભોગી બગલો, મુક્તાફળ દેખી ચંચૂ ના ભરે !—પ્રેમરસ.
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂઠ નવ ફરે;
દયા-પ્રીતમ શ્રીગોવર્ધનધર પ્રેમ ભક્તિએ વરે—પ્રેમરસ.

—દયારામ

૭

## સાધુચરિત નારાયણ હેમચન્દ્ર !

ઊડી છે સ્વચ્છન્દ હૃદયગિરિથી કાવ્યસરિતા,
વહી ચાલી મન્દા કદી કુદી, તેહ ત્વરિતાઃ
પછી શુષ્કારણ્યે પડી જ સહસા મેર વિરમી,
કીધા યત્નો કોટિ તદપિ લહરી પાછી ન રમી ૧
ભમંતો દેશોમાં અજબ કદી જાદુગર તહિં,
ચઢ્યો આવી સાધુ, દીઠી સરિત ડૂબી રણ મહિં;
ભણી મન્ત્રો મોઘા કઠણ પથરે દંડ પ્રહર્યો,—
અને જો ! ચાલ્યો ત્હાં ઊછળી બળવેગે જળઝરો; ૨
ફરી ચાલી પેલી કવિન સરિતા સત્વર રણે,
હજી ના સૂકાઈ;—વદું વદું હું તો ધન્ય તુજને;
તુને સાધુ શો હું ઉપકૃતિ તણો આપું બદલો ?
સમર્પું લે આ એ સરિત લહરી-અર્ઘ સઘળો. ૩

—નરસિંહરાવ

૮

## અવસાન

શીળી ચાંદનીની સમ રેલી રહે,
કંઈ ગાન મધુરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની દરતા,
હરણાં સમ અબ્ધિ તરંગ બધા;

મૃદુ એહવું ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધ્વનિ તેની રમે—
રૂડું ઇન્દ્રધનુ પ્રગટીજ શમે,
તદપિ મનમાં મૃદુ રંગ ભમે—
મીઠડાં ફૂલડાં યદપિ કરમે,
સ્મરણે ચિર તોય સુગન્ધ રમે—
ત્યમ કાવ્યપ્રદર્શિત ભાવ બધા
વસજો હૃદયે રસભરે સદા

—નરસિંહરાવ

---

## પ્રકરણ ૨૭

## છંદ

૧૧૫.

કવિતા સામાન્ય રીતે છંદોના બંધારણમાં લખવામાં આવે છે ગુજરાતીમાં વપરાયલા છંદોનું બંધારણ સંસ્કૃતમાંથી ઉતરી આવેલું છે. છંદોના બે પ્રકાર છેઃ એક અક્ષરમેળ છંદ; બીજો માત્રામેળ છંદ.

**અક્ષરમેળ છંદ**

જ્યારે કવિતાની પંક્તિનું બંધારણ અક્ષરની ગણત્રી પ્રમાણે થાય છે, ત્યારે તે અક્ષર મેળ છંદ કહેવાય છે, દા. ત., **સીતા સમાણી સતી કોણ શાણી.** આ લીટીમાં ૧૧ અક્ષરો આવેલા છે, અને એ કવિતામાં બીજી બધી લીટીઓનું બંધારણ એટલાજ અક્ષરથી થાય છે.

અક્ષર લઘુ કે ગુરુ હોય છે; દા. ત., ક, કિ, કુ,—એ લઘુ અક્ષરો છે; કા, કી, કૂ, કે, કૈ, કો કૌ,—એ ગુરુ અક્ષરો છે. જે અક્ષરોનો સ્વર હ્રસ્વ હોય તે લઘુ અક્ષરો છે; જેનો સ્વર દીર્ઘ હોય તે ગુરુ અક્ષરો છે.

અક્ષરમેળ છંદમાં એકજ લીટીમાં લઘુ અને ગુરુ અક્ષરો આવે છે, પણ તે બધા અમુક પ્રકારના બંધારણને નિયમે આવે છે.

છંદના બંધારણમાં લઘુ અને ગુરુ અક્ષરોની રચના કે ગોઠવણી ‘ગણ’ના પાયા ઉપર થયેલી છે; અને ગણ એ લઘુ કે ગુરુ એવા ત્રણ અક્ષરોનું જુદી જુદી રીતે ગોઠવેલું ઝૂમખું કે સમૂહ છે.

લઘુ અક્ષરનું ચિહ્ન : ˘ જૅ ગૅ તૅ

ગુરુ અક્ષરનું ચિહ્ન :—માણસ :—

| ગણ | દાખલો | બંધારણ | સંજ્ઞા |
|---|---|---|---|
| મગણ | મા તા ની | ત્રણે અક્ષર ગુરુ | મ |
| નગણ | જૅ ગૅ તૅ | ત્રણે અક્ષર લઘુ | ન |
| ભગણ | વા હૅ નૅ | પહેલો ગુરુ, બીજા લઘુ | ભ |
| યગણ | જૅ ગા ડી | પહેલો લઘુ, બીજા ગુરુ | ય |
| જગણ | પૅ ગા ર | પહેલો લઘુ, બીજો ગુરુ, છેલ્લો લઘુ | જ |
| રગણ | મા નૅ તા | પહેલો ગુરુ, બીજો લઘુ, ત્રીજો ગુરુ | ર |
| તગણ | દા તા રૅ | પહેલા બે ગુરુ, છેલ્લો લઘુ | ત |
| સગણ | જૅ મૅ ના | પહેલા બે લઘુ, છેલ્લો ગુરુ | સ |

**નોંધ :** લઘુ અક્ષરની સંજ્ઞા લ અને ગુરુની ગ છે.

શિખરિણી છંદની એક પંક્તિ નીચે આપી છે તે તપાસો

**પિતા માતા ! આજે ભર જગતમાં એકલ રહ્યો !**

આ છંદમાં અનુક્રમે ય, મ, ન, સ, ભ એટલા ગણ છે, અને છેલ્લે બે લ અને ગ અક્ષરો છે બધું મળીને સત્તર અક્ષરનો એક પાદ છે એવા ચાર પાદનો એક શ્લોક ગણાય છે.

સંસ્કૃતમાં લઘુ અક્ષરને ગુરુ તરીકે કે ગુરુને લઘુ તરીકે ઉચ્ચાર કરવાની છૂટ કવિઓએ છંદમાં લીધી નથી; પરંતુ ગુજરાતીમાં એ છૂટ પુષ્કળ પ્રચારમાં છે. તેથી ઘણાઓ લઘુનું દીર્ઘ ઉચ્ચારણ કરી શકાતું હોય ત્યાં લઘુને ગુરુ તરીકે વાપરે છે; એજ રીતે ગુરુને લઘુ તરીકે વાપરે છે; દા. ત.,

**દિશાની ગુફાઓ પૃથિવી ઊંડું આકાશ ભરતો.**

છંદની રચનાનુસાર 'ગુફાઓ' એ શબ્દમાંનો 'ગુ' અક્ષર ગુરુ હોવો જોઇએ, પરંતુ તેને બદલે તે લઘુ છે. વળી 'વી' અક્ષર લઘુ જોઇએ તેને બદલે ગુરુ છે; પરંતુ ઉચ્ચાર હ્રસ્વ કરવાથી છંદની ગેયતા કાયમજ રહે છે.

**નોંધ :** છંદના પાદને છેડે ગુરુ અક્ષર જોઇતો હોય પણ તેને સ્થાને જો લઘુ આવેલો હોય, તોપણ તે અક્ષર ગુરુ ગણાય છે.

(૨) જોડાક્ષરની પહેલાં જો લઘુ અક્ષર આવે, તો તેનો ઉચ્ચાર થડકાઇને ગુરુ બને છે; દા. ત.,

**શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સૌંથે ઝબકતો.**

અહીં 'શશાંક' એ શબ્દમાંના 'ક' અક્ષરનો ઉચ્ચાર ગુરુ થાય છે.

છંદમાં યતિ :

સંસ્કૃતમાં દરેક છંદમાં અમુક અક્ષરે થોડો વિરામ લેવાનો હોય છે. એ વિરામને યતિ કહે છે. નીચેની લીટીમાં છટ્ઠા અને અગિયારમા અક્ષરે યતિ છે તે ઊભી લીટીથી દર્શાવી છે.

**શશાંક પ્રેક્ષીને । સુભગ મણિ । સૌંથે ઝબકતો.**

**નોંધ :** ગુજરાતીમાં આ યતિનું ધોરણ સંસ્કૃત જેટલી ચીવટાઇથી પળાતું નથી. એનો ભંગ ઠેરઠેર જોવામાં આવે છે, કારણ કે નવી કવિતાઓમાં ભાવને પ્રધાન ગણીને છંદને તે પ્રમાણે મચડવામાં આવે છે, અને ભાવને અનુરૂપ યતિનાં સ્થાનો આવે છે.

૧૧૬. છંદોના પ્રકાર

## અક્ષરમેળ છંદ

### ઈન્દ્રવજ્રા

અક્ષર : ૧૧ બંધારણ : ત ત જ ગ ગ

| ત | ત | જ | ગ ગ |
|---|---|---|---|
| ધ લા દિ | વાળી દિ | વડા કે | રીશું. |

### ઉપેન્દ્રવજ્રા

અક્ષર : ૧૧ બંધારણ : જ ત જ ગ ગ

જ | ત | જ | ગ ગ
જગે અ | હીં આશ | વિના જી | વે કો ?

### ઉપજાતિ

એક શ્લોકમાં કોઈ ચરણ ઇન્દ્રવજ્રાનું હોય અને કોઇ ઉપેન્દ્રવજ્રાનું હોય, ત્યારે આવા મિશ્રિત ચરણ વાળા છંદને ઉપજાતિ કહે છે.

સીતા સમાણી સતી કોણ શાણી —ઇન્દ્રવજ્રા
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી —ઉપેન્દ્રવજ્રા

### વસંતતિલકા

અક્ષર : ૧૪ બંધારણ : ત ભ જ જ ગ ગ

ન | ભ | જ | જ | ગ ગ
સૌંદર્ય | શું ! જગ | ત શું, ત | પ એજ | સાથી.

### માલિની

અક્ષર : ૧૫ બંધારણ : ન ન મ ય ય

ન | ન | મ | ય | ય
મધુર | સમય | તેરે ખે | તરે શો | સટીના.

### શિખરિણી

અક્ષર : ૧૭ બંધારણ : ય મ ન સ ભ લ ગ

ય | મ | ન | સ | ભ | લ ગ
અમારાં | ગીતોને | રુદન | મય છે | ગીત મ | ધળાં.

### મન્દાક્રાંતા

અક્ષર : ૧૭ બંધારણ : મ ભ ન ત ત ગ ગ

મ | ભ | ન | ત | ત | ગ ગ
હા ! પસ્તા | વો વિપુ | લ ઝર | ણું સ્વર્ગ | થી ઉત | ર્યું છે.

### હરિણી

અક્ષર : ૧૭ બંધારણ : ન સ મ ર સ લ ગ

| ન | સ | મ | ર | સ | લ ગ |
|---|---|---|---|---|---|
| જનનિ, | જનનિ, | ખોયો આ | તમા મહા | ભૂલ તેં | કરી. |

### શાર્દૂલવિક્રીડિત

અક્ષર : ૧૯ બંધારણ : મ સ જ સ ત ત ગ

| મ | સ | જ | સ | ત | ત | ગ |
|---|---|---|---|---|---|---|
| તારાના | ઝુમખા | વતી ર | જનીનું | અંધાર | દેખાય | છે. |

### અનુષ્ટુભ્

આ છંદમાં માત્ર બેજ લીટીનો એક શ્લોક બને છે. દરેક લીટીમાં આઠ અક્ષરના બે પાદો હોય છે. દરેક પાદમાં ૫ મો અક્ષર લઘુ; અને ૭ મો અક્ષર પહેલા પાદમાં ગુરુ અને બીજામાં લઘુ.

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી,
અહો ! કેવું સુખી જોડું કર્તાએ નિરમ્યું દીસે !

### લલિત

અક્ષર : ૧૧ બંધારણ : ન ર ર લ ગ

| ન | ર | ર | લ ગ |
|---|---|---|---|
| રમતી | તી અહો | વિશ્વ બા | ગમાં |

### દ્રુતવિલંબિત

અક્ષર : ૧૨ બંધારણ : ન ભ ભ ર

| ન | ભ | ભ | ર |
|---|---|---|---|
| દિસન | જગલ | મગલ | કારીરિ, |

### તોટક

અક્ષર : ૧૨ બંધારણ : સ સ સ સ

| સ | સ | •સ | સ |
|---|---|---|---|
| રમતાં | ભમતાં | કદિ હિ | બ્ય વને |

### ભુજંગી

અક્ષર : ૧૨ બંધારણ : ય ય ય ય

| | | | |
|---|---|---|---|
| ય | ય | ય | ય |
| પિતાની | કુહાડી | લઈ બા | ળ નાનો |

### પૃથ્વી છંદ

અક્ષર : ૧૭ બંધારણ : જ સ જ સ ય લ ગ

| | | | | | |
|---|---|---|---|---|---|
| જ | સ | જ | સ | ય | લ ગ |
| રમરેછ, | પ્રિય બે | નડી, સ | મય કૂ | લવાડી | થકી |
| લઈ ક | લમ પા | ટી બે ર | સળતાં | નિશાળે | જતાં. |

### માત્રામેળ છંદ

આ જાતિના છંદનું બંધારણ અક્ષરમેળ છંદના બંધારણ જેટલું ચોકઠાંમય નથી. એમાં અમુક માત્રા દરેક અક્ષરે આવવીજ જોઈએ એવો કંઈ નિયમ નથી. આખી લીટીની માત્રા ગણતાં, એટલે તાલ સાથે ગાતાં જેટલી માત્રા ઉચ્ચારની દૃષ્ટિએ ગણાય તેટલી ગણતાં, જે છંદને જોઈતી માત્રા થઈ રહે, તે છંદની લીટી તે કહી શકાય.

આ પ્રકારના છંદમાં ગેયતા પર બધો આધાર રહેતો હોવાથી એમાં તાલનું સ્થાન અગત્યનું છે. દરેક છંદની દરેક લીટીમાં અમુક માત્રા પછી તાલ આવે છે. જ્યારે તાલ આવે ત્યારે ત્યાં ભાર મૂકીને ગાવાનું હોય છે. જ્યારે ગાવામાં આમ તાલ સચવાય છે, ત્યારે આ પ્રકારના છંદનું સંગીત રણકી ઊઠે છે.

તે ઉપરાંત દરેક લીટીમાં યતિ પણ આવે છે.

૧૧૭. માત્રા મેળ છંદના પ્રકાર

### ચોપાઈ

માત્રા : ૧૫ તાલ : પ્રથમ અને ચાર ચાર માત્રા પછી આવે છે
યતિ : ૮ મી અને ૧૫ મી માત્રા પછી.

કૃપા કૃષ્ણજીની થઈ ઘણી, કહાવ્યો સુત મણિપુર ધણી;
અશ્વ જાણે કર જઈ ચઢ્યો, પછે પુત્ર જગ પાગે પડ્યો. (પ્રેમાનંદ)

### દોહરો

માત્રા : ૨૪ તાલ : ૧, ૫ અને ૯ મી માત્રાએ.
યતિ : ૧૩ અને ૨૪ મી માત્રા પછી.

શ્રીશંકર સુતને પ્રણમું બુદ્ધિ તણો દાતાર;
અંગે સિંદુર શોભતું મોદિક અમૃત અહાર.

પહેલા અને ત્રીજા ચરણમાં ૧૩ માત્રા; બીજા અને ચોથામાં ૧૧.

### છપ્પો

માત્રા : ૨૪ છેડે એક ગુરુ. યતિ: ૧૧ મી માત્રાએ

સદવિદ્યાથી સુવર્ણ, શરણ સદવિદ્યા સાથે;
સદવિદ્યાથી સ્વર્ગ, વિખ ઉતારણ વિસે.
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વરવાણી;
સદવિદ્યાથી રિદ્ધ, જગતમાં સઘળે જાણી;
સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાંશી મણા;
શામળ કહે સદવિદ્યાવિના, ભટકે ગુણહીન ઘણા.

છપ્પામાં પહેલી ચાર લીટી રોળા વૃત્તના બંધારણની હોય છે. છેલ્લી બે લીટી દોહરા છંદના બંધારણની હોય છે. આ દોહરાની દરેક લીટીમાં ૨૮ માત્રા હોય છે, લીટીના પહેલા પાદમાં ૧૫ માત્રા અને બીજા પાદમાં ૧૩ માત્રા હોય છે.

### ચરણાકુલ

માત્રા : ૧૬ તાલ : પ્રથમ અને દરેક ૪ માત્રા પછી.
છેડે એક કે બે ગુરુ.

હસતે મુખ રસ્તામાં વેર્યાં
ફૂલ નગીએ ગુલાબ કેરાં;
નીચાં નમી વીણીશું ક્યારે?
આજ આજ ભાઈ અત્યારે.

### પ્લવંગમ

માત્રા : ૨૧ તાલ : ૧, ૫,૯,૧૩, ૧૭ મી માત્રા પર
પહેલો અને છેલ્લો અક્ષર ગુરુ. યતિ : ૧૧ અને ૨૧ માત્રાને અંતે

ઈંદ્રપુરી અનુસાર, નગરીઓ નોખમાં,
કોટિધ્વજ સાહુકાર, ગરજતા ગોખમાં.

### મહીદીપ

માત્રા : ૨૨ તાલ : ૧, ૭, ૧૩, ૧૯ મી માત્રા પર
છેડે બે અક્ષર ગુરુ. યતિ : ૧૨ અને ૨૨ માત્રાને અંતે.

જો વિચારી જીવ જનમ, પામીને શું પામ્યો ?
ભક્તિની ન જુક્તિ જાણી પાપકાંપ જામ્યો.

### ગઝલ

માત્રા : ૧૪ તાલ : ૭ અને ૧૪ માત્રાને અંતે.
યતિ : ૭ અને ૧૪ માત્રાને અંતે.

જગતના કાચના યંત્રે, ખરી વસ્તુ નહિ ભાસે;
ન સારા કે નઠારાંની જરાયે સંગતે રહેજે.

### ઉધોર

માત્રા : ૧૪ તાલ : ૧, ૩, ૫, ૮, ૧૦ અને ૧૨ મી માત્રા પર
છેડે ગુરુ અને લઘુ. ઉભું ઊંચ ગિરિને શૃંગ,
કોઈ નહિ એની સંગ.

### હરિગીત ( કવિ નર્મદનું )

માત્રા : ૨૬ તાલ : ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪ અને
૨૭ મી માત્રા પર
યતિ : ૧૪ મી કે ૧૬ મી માત્રાએ

લીટીના પહેલા પાદમાં ૧૪ માત્રા અને બીજા પાદમાં ૧૨ માત્રા હોય છે. બીજા પાદને છેડે '૨' ગણુ હોય છે. કવિ દલપતને મતે ૨૮ માત્રા.

હિત કહ્યું સૂણે ન કંઈ તે બધિર સરખો જાણવો,
આપ સ્વાધીન ક્રોધને તે આંધળા સમ માનવો.

### રોલા

માત્રા : પહેલું પદ ૧૧ તાલ : ૧, ૫, ૯, ૧૩, ૧૭ અને ૨૧ મી
બીજું પદ ૧૩ માત્રા પર.

માનવરાજે રચ્યાં મંદિરો કીર્તિ કાજે,
કાળમહોદધિમહીં કહીં લુપ્ત થયાં આજે.

### સવૈયા એકત્રીસા

માત્રા : ૩૧ તાલ : ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫ અને ૨૯ મી માત્રા પર.

યતિ : ૧૬ માત્રાને અંતે.

સરસ્વતી તમે બહુ આરાધી ને આરાધ્યો બુદ્ધપતિ;
સમો થયો નહિ કામ આવશે શું તેમાનું કોઈ રતિ ?

### ઝૂલણા

માત્રા : ૩૭ તાલ : ૧, ૬, ૧૧, ૧૬, ૨૧, ૨૬, ૩૧ અને
અંતે : ગુરુ ૩૬ મી માત્રા પર.

યતિ : ૧૦, ૨૦, ૩૦, ૩૭ માત્રાને અંતે.

જાગીને જોઉં તો જગત દીસે નહિ ઊંઘમાં અટપટા ભોગ ભાસે;

### મનહર

આ છંદમાં બે લીટીમાં ૩૧ અક્ષરો હોય છે. આ બે લીટીને તૂક કહે છે. તૂકને અંતે ગુરુ અક્ષર આવે છે; દરેક આઠ અક્ષરે યતિ હોય છે.

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દીએ,
ઉદ્યમથી ધન્ય ધાન્ય ધાર્યું મેળવાય છે;

### મનોયત્ન ૯૫ :

છંદો ઓળખો.

૧ જ્યાં લેક અક ધરી હેમ હિમાંશુ સારાં
દીપાકૃતિ રચી ભરી નદી ન્હેર નાળાં;
૨ વધ, કોમળ વાદળી ! આગળ જા,
તુજ સુંદર કોમળ વસ્ત્ર ધરી,

ઉગતા રવિ પાસ ઉમંગ ભરી,
નિધિમાત તણું લઈ કામગ જ્ના !
૩ સાહેલી સાથ સરખો, ઠીક જોડ જામી,
આનન્દ ગોઠડી મીઠી પનઘાટ પામી;
માંજ્યા, સુનેરી દીપતાં શિર, બેડલાં આ,
ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જવા
૪ મને પણ ઘણું કહ્યું વિરમવા નીચે સાથમાં,
પરંતુ ચઢવું, હજી ચઢવું, એજ મારી તૃષા.
૫ ચઢું ઉપર હા ! સખે, વિકટ આ ચઢાવે તમે,
નહિ નિકટ, કર ચહે તમ ખમો જુની ટેવથી.
૬ માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમંત્રે.
૭ મધ્યાહ્ને વરસાદ વરસી માધુર્ય રેડી ગયો,
વ્યોમે એકજ વાદળી કનકની ગુથેલી મેલી ગયો;
અંધારું થયું પાતળું નભ વિશે, તારાદ્યુતિ નીતરી,
વીણા તાલ મૃદંગ, રાગ તરીને, કાને પડે આ ઘડી;
૮ કદી જઈ શત્રુને હાથે, ચડી બેસે વિના શંકે,
કદી જઈ મિત્રને માથે, નહિ બેસે વિના શંકે.
હસે જે ભાવથી માતા અને પિતા તણી પાસે,
હસે તેવાજ ભાવેથી ખરેખર શત્રુની સાથે !
૯ રે પારણામાં ઝુલતું બાળક ન જગને જાણતું,
હસતું ગુલાબી હોઠપર દીસે અકારણ આણતું;
૧૦. ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ, દીસતી એક નથી વાદળી;
૧૧ "લાગી છે મુજને તૃષા, જલ ભરી દે તું મને," બોલીને
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે;
૧૧અ "બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહી પાત્ર યુવાને ત્યાં માતાનાં કરમાં ધર્યું.

૧૨ પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
૧૩ કૃતઘ્ની લોકોને કદર નવ કાંઈ હૃદયની
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં.
તમારે માટે કો હૃદય ભગવું જે કરી રહે,
અરે ! તેને ચીરો ? તમ હૃદય તો ચીરીશ હવે !
૧૪ તુજ પાંખ ચળકે પર્ણના ઝુંડો મહીં ચક્રો રચી
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નક્કી;
૧૫ તુજ ઉદર પોષણમાં તને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કૈં શ્રમ વિના દેખાડતું;
૧૬ રહે પડી શું એકલો ? ચલની, વાડીની મોજમાં,
જહીં, રમત ગાનધૂમ મચશેજ ગપ્પાં તણી.
૧૭ જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
નસારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
૧૮ બહુ ગૂઢ તરૂમાં બેસીને જે ગાય મીઠું કોયલ,
ચાલે થડી તે એકને પછી બંધ તે અદ્ભુત સ્વર;
૧૯ તે પખીની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો !
ઝૂલ્યો તે ને અરરર ! પડી ફાળ હૈયા મહિં તો !
૨૦ રે રે ! શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાળે ન આવે !
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે !
૨૧ નિમંત્રણ પ્રેમીને શાનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીર તો જોડવાં છે ક્યાં ?
૨૨ અધર મધુર તેનો જોઉં પામે વિકાસ,
વિવિધ કુસુમની ત્યાં નીકળે છે સુવાસ.
૨૩ ઊંચે બધાં શિખર શ્વેત થયાં જણાય,
નીચે નદી વહનમાં તરુઓ તણાય.
૨૪ સંસાર માંહિ પ્રયાણ કાજજ પાન્થ ચેતન સર્વ છે;
બે એકથીજ ભર્યાં પ્રવાસ ધીશે વળી કર્યું.એવુંયે.

૨૫ વીણા તણો નાદ નહીં સુણાય,
આનંદ લ્હેરે અનિલો ભરાય;
૨૬ ફરે વીણા તેવાં હૃદય, નયનો, અંગ ફરતાં,
દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા.
૨૭ લગની કો લગાડે છે ઉરોની રસએકતા,
પશુ આ માનવી આ એ કાંઈ ભેદ ન પ્રેમને.
૨૮ શુકો ઊડે ગીત હજાર ગાઈ,
સહુ સ્થળે છે ભરપૂર શાન્તિ.
૨૯ મૃત્યને વશ આ કલા થઈ ગઈ! હું એ બની મૃત્યુની!
આ સંસાર અસાર છે! અહહહા! એ શીખ આજે મળી!
૩૦ કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહિ!
કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિ!
૩૧ ખિસકોલી તરુના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં ફરે,
ને રંગીન શુકો ઘણા મધુર ત્યાં આકાશ ઉડી રહે!
૩૨ નાનાં બચ્ચાં ટળવળી રહી માત સામુ જુવે છે,
ને પંપાળે નિજ નજીક જે કહને ચંચુથી એ.
૩૩ બાંધી ભાતાં કમળ દૂખનાં ઊડી આકાશ માર્ગે,
સાથી તારા નભ મહીં થશે રાજહંસો રૂપાળા.
૩૪ પણ અડગ સમાધિ સારસીની ન તૂટે,
મરણ શરણ જાતું હર્ષે તેને દિસે છે,
૩૫ કંસારી તમરાંઓના અવાજે આવતા હતા,
સ્થલ-કાલ છતાં શાંત બન્નેને ભાવતા હતા.
૩૬ વહે ધીમે વાયુ કરી દઈ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમાં;
૩૭ વૃક્ષો અદશ્ય સઘળાં નજરે પડે છે,
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે.
૩૮ વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;

૩૯ તારા ઉપર તારા તણા ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

૪૦ છે વૈધવ્યે વધુ વિમલતા, બેન! સૌભાગ્યથી કૈં
છે ભક્તિમાં વધુ વિમલતા, બેન! શૃંગારથી કૈં!

૪૧ ધીકી રહી ધરા, નીચે! ઊંચે તપે રવિ તીવ્રને,
બળબળતી લૂ ચારે પાસે રહે વરસી ભવે;

૪૨ સતત સુખના લ્હાવા લેવા કસાવું ઘડી ન કાં?
અવનતિ સહી લેવી શાણી! ન ઉન્નતિ માટ કાં?"

૪૩ કંઈક ચિત્રો એવાં એ છે ધુમ્રો શતધાર જો
ફરીફરી બને તાજા રંગો, ભુંસાય ન રેખ કો.

૪૪ જિગર કચડી લોકો કાજે તપ્યા તપ રામ જે
ક્ષણભર સહુ ભુલ્યા જાતાં ફરી પ્રિય કાનને;

૪૫ કહે છે કે પ્રેમી અવર દુ:ખ દેખી નવ શકે,
પરાઈ પીડામાં નિજ શરીર તે અર્પણ કરે;

૪૬ પંખીડાં, ફૂલડાં, ફૂલાં, લતા આ, ઝરણાં, તરુ
ઘટેના ક્રૂર દૃષ્ટિ ત્યાં; વિશ્વ સૌંદર્ય કુમળું.
સૌંદર્યો વેડફી દેતાં ના ના સુંદરતા મળે;
સૌંદર્યો પામતાં પ્હેલાં સૌંદર્ય બનવું પડે.

૪૭ ભલે મૃદુ રહી સહી જખ્મ છેક ચૂરો થતું,
કઠિન ન બનો કદી હૃદય એજ ઇચ્છું, પ્રભુ!

૪૮ હૃદય સરસાં રાખી શાંતિ અને સુનકારને,
હસતી રમતી ગાતી ગાતી નદી વહી જાય છે.

૪૯ શોભિતા શા સહુ અવયવો સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામાં ઠરેલા.

૫૦ હસતી કોમલ રાત્રિ દિગન્તમાં,
વસતી સિંધુ ઊર્મિ વિલાસમાં.

૫૧ સરી ઝર્ઝર નાદ સમીર કરે,
તરીને તટમાં લહરી પ્રસરે.
૫૨ ચાલો એવા સ્થલ મહીં, વમે સૂર્ય જેમાં સદૈવ—
આનાથી કૈં અધિક હૃદયે આદ જ્યાં હોય દેવ.
૫૩ શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં.
૫૪ પ્રભો, શિર નમ્યું: નમ્યું જ ધરું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે સકળ અન્ય એમાં લહું.
૫૫ ત્યહીં બોલ્યું કોઈ, “ અનુપમ ઉષા, ધન્ય ઘડી આ !
વહેતી મૂકોને સુભગ પથમાં હોડી અધુના. ”
૫૬ “ અહા દૈવી ભૂમિ, નથી દૂર રહ્યું બંદર હવે ! ”
વદી એવું મીઠાં સુખ પથિક સર્વે અનુભવે.
૫૭ જઈ પગ અધીર મેં ઘર મહીં મૂક્યો ના મૂક્યો,
પડી નજર ત્યાં છબી લટકતી ભીંતે મિત્રની.
૫૮ સ્મરે છે કે પેલો જુગ જુગ જુનો કોલ તુજને ?
દીધેલો એકાન્તે ગહન રજનીના તટ પરે !

---

## પ્રકરણ ૨૮
## અલંકાર

૨૨૮.

૧ ભૂતડાંશાં વડવૃક્ષ અનંત
ઊભાં જ્યાં દૃષ્ટિ તણો અંત.
૨ જોને પેલી દીન કુમુદિની એકલી
મુખડું નીચું ઢાળી આંસુડાં ઢાળતી.
૩ અચળ પેલા તારલાની આસપાસ ઘુમતી તે
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દૃષ્ટિ પડતાં ફીકી બને.

૪ કદી ઊંચા પર્વતે ચઢી ટોચ પર ઊભી રહું,
નીચે બિછાવી મેં રૂપેરી તેહ જાજમ નીરખું.
૫ અનિલ! તને કાં ગમે રમત મુજ કેશ શું?

ઉપરની કવિતા લીટીઓ તપાસતાં જણાશે કે :

પહેલી કડીમાં 'વૃક્ષોને' 'ભૂત' સાથે સરખાવ્યાં છે; બીજી કડીમાં '**કુમુદિની**' ને એક સ્ત્રી હોય એમ નીચું મોં ઢાળીને રડતી કલ્પી છે; ત્રીજી કડીમાં ધ્રુવની આસપાસ ફરતા સપ્તર્ષિના ઝુમખાને ગાડી તરીકે કલ્પ્યું છે; ચોથી કડીમાં ચંદ્ર પૃથ્વીપર પથરાયેલી પોતાની ચાંદનીને રૂપેરી જાજમ તરીકે કલ્પે છે; પાંચમી કડીમાં એક સ્ત્રી પવનને ઉદ્દેશીને કહે છે, "હે અનિલ! તને મારા કેશ સાથે કેમ રમવાનું ગમે છે?" અહીં અનિલને પુરુષ તરીકે કલ્પેલો છે.

આ બધા દાખલાઓમાં કવિ પોતાના અર્થને ઉપર બતાવેલી યુક્તિ, પ્રયુક્તિ અને કલ્પનાની મદદથી પોતાના અર્થને અસરકારક રીતે દર્શાવે છે. એવી અર્થ ચમત્કૃતિને અર્થાલંકાર કહે છે.

૧ સ્નેહઘન કુસુમ વન વિમલ પરિમલ ગહન
નિજ ગગન માહિં ઉત્કર્ષ પામે!
પિતા! કાલના સર્વ સંતાપ શામે!
જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માહિં સરતી,
કામિની કોકિલા કેલી કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી.

ઉપરના કાવ્યખંડમાં અર્થાલંકાર ઉપરાંત શબ્દાલંકાર એટલે માત્ર શબ્દથી ઉત્પન્ન થતી ચમત્કૃતિ પણ જોવામાં આવે છે;

દા. ત.,

ચોથી લીટીમાં 'જલધિજલ' માં 'જ' પછી 'જ' અને 'દામિની દમકતી' માં 'દ' પછી 'દ' આવવાથી કાવ્ય પંક્તિનું શ્રવણ કર્ણને

મધુર બને છે. તેજ પ્રમાણે છેલ્લી લીટીમાં 'ક' અક્ષરનું પુનરાવર્તન કરીને કવિએ શબ્દ ચમત્કૃતિ સાધી છે.

આવી શબ્દ ચમત્કૃતિને વૃત્તિઅનુપ્રાસ કહે છે. [ અંગ્રેજીમાં એને Alliteration કહે છે ]

બીજી લીટીમાં છેલ્લો શબ્દ 'પામે' ત્રીજી લીટીના છેલ્લા શબ્દ 'શામે' સાથે ધ્વનિમાં પ્રાસ ઉત્પન્ન કરે છે. આવા પ્રકારની શબ્દ ચમત્કૃતિને અંત્યાનુપ્રાસ કહે છે. [ અંગ્રેજીમાં એ Rhyming કહેવાય છે. ]

ભાષાને સમૃદ્ધ બનાવવા, ઓપ આપવા અને અર્થને અસરકારક રીતે દર્શાવવા અલંકારોનો ઉપયોગ કરવામાં આવે છે.

આ રીતે અલંકાર બે પ્રકારના છે : અર્થાલંકાર; શબ્દાલંકાર.

**૧૧૯. અર્થાલંકારના પ્રકાર**

**૧. ઉપમા**

બે જુદા જુદા પ્રકારના પદાર્થોને સરખાવવામાં આવે અને તેની વચ્ચેનું સાદૃશ્ય ( સરખાપણું ) વર્ણવવામાં આવ્યું હોય, તો તે ઉપમા અલંકાર બને છે; દા. ત. :

૧ શબ્દો પડ્યા ઉપર અમૃતધાર જેવા

અહીં શબ્દોને અમૃતધાર સાથે સરખાવ્યા છે. જે પદાર્થની સરખામણી કરવામાં આવી હોય–દા. ત., 'શબ્દો'—તે ઉપમેય કહેવાય છે. સરખામણીના ધોરણ તરીકે જેને લેવામાં આવ્યું હોય—દા. ત., અમૃતધાર—તે ઉપમાન કહેવાય છે. ઉપમાન અને ઉપમેયની વચ્ચે જે સરખાપણાનો ગુણ હોય છે—દા. ત., મધુરતા—તે સાધારણ ધર્મ કહેવાય છે.

આ રીતે ઉપમા અલંકારમાં ત્રણ વસ્તુ હોવી જોઇએ :

૧ ઉપમાન, ૨ ઉપમેય, ૩ સમાનધર્મ.

આ ઉપરાંત સરખામણી માટે વપરાતા-યથા, જેમ, જેવું, સદૃશ વગેરે શબ્દોનો ( ઉપમાવાચક શબ્દોનો ) પ્રયોગ થાય છે.

## ૨ રૂપક

બે પદાર્થો—ઉપમેય અને ઉપમાન—વચ્ચેનો સમાન ધર્મ જ્યારે ન વર્ણવ્યો હોય; અને ઉપમેય અને ઉપમાન બન્નેને દર્શાવી તે બન્ને વચ્ચે ભેદ નથી અથવા અભેદ છે એમ દર્શાવાય, ત્યારે રૂપક અલંકાર બને છે ઉપમામાં સમાન ધર્મ અને ઉપમાવાચક શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે; રૂપકમાં એ વસ્તુઓ દર્શાવેલી હોતી નથી.

૧ દિશાની ગુફાઓ, પૃથિવી ઊંડુ આકાશ ભરતો.

૨ ભીમકસુતાનું વદન સુધાકર દેખીને શોભાય.

૩ સંસાર સાગર તરવો એ મહામુશ્કેલ છે.

ઉપર પહેલા દાખલામાં દિશા અને ગુફા વચ્ચેનો સમાનધર્મ સ્પષ્ટ કરવામાં આવ્યો નથી, પરંતુ દિશા તેજ ગુફા છે એમ કહ્યું છે અને દિશા અને ગુફા વચ્ચે અભેદ અથવા એકતા કલ્પવામાં આવેલી છે. એજ રીતે વદન અને સુધાકર, તથા સંસાર અને સાગર વચ્ચે અભેદ કલ્પવામાં આવ્યો છે.

### અતિશયોક્તિ

અતિશયોક્તિ અનેક પ્રકારે બને છે.

૧ ધ્રુજ્યે ધ્રુવ ને મેરુ ડગિયો ખળભળીયાં પાતાળ,

૨ આ સમાચાર સાંભળી તેનું લોહી થીજી ગયું.

૩ સાગરે મરજાદ મૂકી ડોલ્યા દશ દિક્પાળ.

૪ ચંદ્ર તેના મુખ આગળ ફિક્કો દેખાતો.

૫ પૂનમનો ચંદ્ર તે લલનાના મુખ જેવો હતો.

ઉપરના વાક્યોમાં કરેલા કથનમાં અર્થની અતિશયતા બતાવી છે. એટલે એમાં વર્ણવેલા પદાર્થો, તેના ગુણો અને તેની ક્રિયા વાસ્તવિક હોય તેના કરતાં વધારીને વર્ણવવામાં આવેલાં છે. આમ જ્યારે અર્થની અતિશયતા થાય છે ત્યારે અતિશયોક્તિ અલંકાર બને છે.

**અતિશયોક્તિના જુદા જુદા પ્રકાર :**

અંગ્રેજીમાં જેને અતિશયોક્તિ (Exaggeration) કહે છે, તે પ્રકારની અતિશયોક્તિ ૧ લા, ૨ જા અને ૩ જા દાખલામાં છે. પરંતુ સંસ્કૃત અલંકારશાસ્ત્ર પ્રમાણે ચોથો અને પાંચમો દાખલો પણ અતિશયોક્તિનો કહી શકાય

### રૂપક અતિશયોક્તિ

જ્યારે વર્ણ્ય પદાર્થ અથવા ઉપમેયને વાક્યમાં દર્શાવવામાં આવે નહિ, પરંતુ ફક્ત ઉપમાનજ દર્શાવાય, અને તે પરથીજ ઉપમેયના ખ્યાલ કરીએ, ત્યારે તે અલંકાર રૂપક મટી જઈ અતિશયોક્તિ બને છે. તેને રૂપક અતિશયોક્તિ અલંકાર કહી શકાય. દા. ત. :

યુદ્ધમાં મારી સામે સિંહ ઊભો છે.

રૂપક અતિશયોક્તિમાં ઉપમાન ઉપમેયને ગળી જાય છે.

[ **નોંધ :** અંગ્રેજીમાં આવા અલંકારને રૂપકજ એટલે Metaphor કહે છે ]

### વ્યતિરેક અતિશયોક્તિ

જ્યારે ઉપમેયને ઉપમાન કરતાં અધિક બતાવવામાં આવે, ત્યારે વ્યતિરેક અતિશયોક્તિ અલંકાર બને છે;

દા. ત.: ચંદ્ર તેના મુખ આગળ ફિક્કો દેખાતો

### પ્રતીપ અતિશયોક્તિ

જ્યારે ઉપમાનને ઉપમેય સાથે સરખાવવામાં આવે, ત્યારે પ્રતીપ અતિશયોક્તિ અલંકાર બને છે;

દા. ત.: પૂનમનો ચંદ્ર તે લલનાના મુખ જેવો હતો.

[ **નોંધ :** ઉપમા અલંકારથી આ અલંકાર ઊલટા પ્રકારનો છે. ]

### ૪ ઉત્પ્રેક્ષા

જ્યારે ઉપમેયને ઉપમાન સાથે સરખાવવાને બદલે તે ઉપમાન છે કે શું એવી સંભાવના કે શંકા કરવામાં આવે, ત્યારે ઉત્પ્રેક્ષા અલંકાર બને છે. એવા અલંકારમાં, શંકાવાચક શબ્દો—જાણે, મન્યે, હશે, માનું, શકે વગેરે આવે છે.

૧ શકે ધરાધર વાસ લેવા ચઢ્યો ચંદન વૃક્ષે.
દમયંતીના ચોટલામાં સાપની સંભાવના કરી છે.

૨ ઊગ્યો શશી પૂરવ દિશ એવો
આકાર આદિત્ય જણાય જેવો,
જાણે મહારાયનું રૂપ ધારી
આવ્યો પ્રજાને ઠગવા રબારી

### ૫ સજીવારોપણ

કોઈ નિર્જીવ પદાર્થમાં જીવનું આરોપણ કરવામાં આવે અને તેને જીવંત સ્ત્રી-પુરુષ માફક કલ્પવામાં આવે, ત્યારે તે અલંકાર સજીવારોપણ કહેવાય છે; દા. ત.:

૧ આવી સંધ્યા દેવી આમ રંગે રમતીરે,
ધારી સાડી કુસુંબલ અંગ મુજ મન ગમતીરે.
૨ ગગને સૂરજ ઝોકાં ખાતો, આલમણી આંખો ઘેરાઈ.

પહેલા દાખલામાં સંધ્યાને એક સુંદર સ્ત્રીની માફક સુંદર વસ્ત્રોમાં સુસજ્જિત થઈને રમતી કલ્પી છે. બીજા દાખલામાં સૂરજને ઝોકાં ખાતો કલ્પ્યો છે.

### ૬ સંબોધન

જ્યારે કોઈ નિર્જીવ પદાર્થને અથવા ગેરહાજર એવી વ્યક્તિને સંબોધીને કથન કરવામાં આવે, ત્યારે તે સંબોધન અલંકાર કહેવાય છે; દા. ત.:

૧ અનિલ ! તને કાં ગમે રમત મુજ કેશ શું ?
૨ પ્રભો ! મુજ પિતા ગયા, જનની મારી મોંઘી ગઈ,
અને તડફતો ભૂખે પરમદીન બંધુ ગયો.
૩ ઓ ચંદા ! તું જાણે સઘળી વાતને !
૪ સરિતા ! તુજ હૈડે કેવો આ ચાંદલો !

ઉપરના દાખલાઓમાં અનિલ, પ્રભુ, ચંદા અને સરિતાને ઉદ્દેશવામાં આવે છે.

### ૭ કાકુ-પૃચ્છા

બોલનાર પોતાનો સ્વર થરહાવીને એવી રીતે પ્રશ્ન કરે કે તે પ્રશ્નથી ઊલટા અર્થનો ઉત્તર તે કથનવડે સૂચવાય, ત્યારે એ અલંકાર કાકુ-પૃચ્છા કહેવાય છે.

૧ અહીંઆ કોણ એવો છે, કે જે મારી સામે બોલી શકે?
૨ શું અહીં કોઈ અભાગી છે, જે દેશપ્રેમથી રંગાયો નથી?
૩ નેવનાં પાણી મોભે ચઢે?

[ અંગ્રેજીમાં આ અલંકારને Interrogation કહે છે. ]

### ૮ દૃષ્ટાંત

કોઈ પણ બે વસ્તુના સંબંધ જેવો સંબંધ બીજી બે વસ્તુના સંબંધના વર્ણનદ્વારા બતાવવામાં આવે, ત્યારે તે અલંકાર દૃષ્ટાંત કહેવાય છે.

દા. ત.: જેમ શ્રાવણમાસમાં નીલાકાશમાંથી ઝરમર વરસાદ ઝરે તેમ તેના ભૂરાં નેત્રોમાંથી અશ્રુ ઝરી પડ્યાં.

આ દાખલામાં આંખ અને અશ્રુ વચ્ચેનો સંબંધ, નીલાકાશ અને વરસાદના સંબંધથી દૃષ્ટાંત રૂપે દર્શાવાયો છે.

### ૯ વિરોધ

જ્યારે બે વિરોધી વસ્તુઓને અથવા બે વિરોધી કથનોને કવિ સાથે સાથે મૂકે, અને અર્થની ચમત્કૃતિ સાધે અને વિરોધને ઉગ્ર સ્વરૂપમાં રજુ કરે, ત્યારે વિરોધ નામનો અલંકાર બને છે; દા. ત.:

૧ જો જો બેની પૃથવી પર આ મેહુલે મહેર કીધી,
હું માંદીની ખબર કંઈ એ નાવલે નાજ લીધી.

[ અંગ્રેજીમાં આને Antithesis કહે છે. ]

### ૧૦ વિરોધાભાસ

ઉપલકિયા દૃષ્ટિએ કોઈ કથનમાં વિરોધ દેખાતો હોય પણ ઊંડા ઉતરતાં એ વિરોધ ખોટો લાગે અથવા વિરોધ વિરોધ તરીકે ન રહે, ત્યારે તે અલંકાર વિરોધાભાસ કહેવાય છે.

૧ ગુરુનું મૌન એજ સાચું વ્યાખ્યાન છે.
૨ માણસને મિત્રોથીજ ઘણીવાર વધારે ખમવું પડે છે.

[ અંગ્રેજીમાં આને Paradox કહે છે ]

## ૧૧ વ્યાજોક્તિ

કોઇની નિંદા કરવાને અર્થે સ્તુતિ કરાય અથવા સ્તુતિ કરવા નિંદા જેવું કરાય, ત્યારે તે અલંકાર વ્યાજોક્તિ કહેવાય છે; દા. ત. :

૧ હું મુર્ખ કે તમારે ભરોસે ચાલ્યો ! ( અહીં મુર્ખ કહીને નિંદાથી પોતાની સ્તુતિ કરી છે )

૨ તમારા જેવા દાતારની તે કંઈ વાત થાય ? ( અહીં સ્તુતિ કરીને નિંદા કરી છે )

## ૧૨ સાર

કોઇ વસ્તુ કે પદાર્થને જ્યારે અધિક અધિક ચડિયાતી રીતે વર્ણવામાં આવે, અથવા તો એક વસ્તુને બીજી વસ્તુથી અધિક અધિક ચડિયાતી બતાવવામાં આવે, ત્યારે **સાર** નામનો અલંકાર બને છે.

૧ ધનથી નીતિ, નીતિથી દાન અને દાનથી યશ વધારે સારો છે.

૨ તે હરખ્યો; તે કુદ્યો, નાચ્યો, અરે ! આનંદથી ધૂળમાં આળોટી પડ્યો.

## ૧૩ આરોપિત વિશેષણ

જ્યારે કોઇ પદાર્થને સામાન્ય રીતે લાગુ પડતું વિશેષણ કે ગુણ તેના સંબંધમાં આવનાર બીજા પદાર્થમાં આરોપવામાં આવે, ત્યારે આરોપિત વિશેષણ નામનો અલંકાર થાય છે; દાખલા :

૧ હું **થાકેલે પગલે** ઘેર આવ્યો

૨ રામદાસે **ઉદાર સખાવત** કરી

૩ **આનંદિત ચહેરે** તે મારે ત્યાં આવ્યો

૪ તેણે **પવિત્ર હાથોએ** દાન કર્યું.

પહેલા દાખલામાં માણસ થાકેલો હોય છે, કંઇ પગલાં થાકેલાં હોતાં નથી; છતાં માણસને માટે વપરાવું જોઇતું વિશેષણ પગલામાં આરોપિત થયું છે. એજ પ્રમાણે રામદાસ ઉદાર છે, પણ એ વિશેષણ સખાવત માટે વપરાયું છે, તેજપ્રમાણે આનંદિત અને પવિત્ર એ આરોપિત વિશેષણો છે.

[ અંગ્રેજીમાં આને Transferred Epithet કહે છે. ]

### ૧૪ મૃદૂકિત

જ્યારે અપ્રિય અથવા નાજુકતા ભરેલી હકીકત કોમળ એટલે મૃદુ રીતે કહેવામાં આવે, ત્યારે તે અલંકાર **મૃદૂકિત** (મૃદુ-ઉકિત) કહેવાય છે.

'મરી ગયા' ને બદલે 'સદ્ગત થયા' કે 'સ્વર્ગસ્થ થયા' એમ કહીએ ત્યારે ઉપલો અલંકાર બને છે.

### ૧૫ લક્ષ્યાર્થ અલંકાર

૧ The *pen* is mightier than the *sword*.

તલવાર કરતાં કલમ વધારે બળવાન છે. [મિટોનિમી]

૨ I have *ten mouths* to feed.

મારે દસ **મોંનું** પોષણ કરવાનું છે. [સિનેકડોકી]

ઉપરના પહેલા વાક્યમાં 'કલમ' તથા 'તલવાર' નો વાચ્યાર્થજ લઇએ તો વાક્ય અર્થહીન બને છે. પણ જો વાચ્યાર્થને છોડી દઈને 'કલમ' શબ્દ વડે લક્ષાયેલો અર્થ 'લેખક' (કલમ=લેખક) અને 'તલવાર' એટલે 'યોદ્ધો' એમ લઇએ, તો વાક્ય અર્થવાળું બને છે. આ રીતે આવા પ્રકારના વાક્યનું તાત્પર્ય લક્ષ્યાર્થમાંજ રહેલું હોય છે.

આવી રીતે શબ્દને વાપરવાથી એક પ્રકારની અર્થચમત્કૃતિ સધાય છે, એટલે એની અર્થાલંકારમાં ગણના થઈ શકે, અને તેથી આપણે એને લક્ષ્યાર્થ અલંકાર કહી શકીએ.

સંસ્કૃત સાહિત્યમાં અને તેને અનુસરીને ગુજરાતીમાં લગભગ બધાજ અર્થાલંકારો ઉપમાન ઉપમેય સંબંધ પર આધાર રાખે છે. અંગ્રેજીમાં (મિટોનિમી) Metonymy અને (સિનેકડોકી) Synecdoche એ અલંકારો શબ્દની લક્ષણાશકિતના આધારે અર્થનો ચમત્કાર આણે છે; તેથી તેને આપણે લક્ષ્યાર્થ અલંકાર કહીશું.

નીચે બતાવેલી જુદી જુદી રીતે એ અલંકાર થાય છે:

**૧ કોઈ વસ્તુ અથવા ગુણની સૂચના તેના પ્રતીક દ્વારા:**

૧ અમે તો બધા **તાજની** સત્તા હેઠળ છીએ. (તાજની=રાજાની)

૨ ધોળા વાળનું માન રાખવું જોઇએ. (ધોળાવાળનું = વૃદ્ધ મનુષ્યોનું)
૨ કોઈ હથિયાર કે સાધનવડે તે વાપરનાર વ્યક્તિનું સૂચનઃ
૧ તલવાર કરતાં કલમ વધારે શક્તિશાળી નીવડે છે.
૨ કમંડળ રાજ્યદંડને નમતું નથી.
૩ ધારણ કરનાર પાત્રદ્વારા તેમાં સમાયેલી વસ્તુનું સૂચનઃ
૧ તેણે આખા ગામને લુંટ્યું. (ગામને = ગામના લોકો)
૨ નળ આવતા બંધ થયા. (નળ = પાણી)
૩ તે આખો પ્યાલો ગટગટાવી ગયો. (પ્યાલો = પાણી)
૪ કોઈ કર્તા દ્વારા તેના કાર્યનું સૂચનઃ
૧ મેં આખો કલાપી વાંચ્યો છે. (= કલાપીનાં પુસ્તકો)

[ઉપરના બધા દાખલાઓમાં એક વસ્તુનું કે વિચારનું સૂચન બીજી વસ્તુથી કે વિચારથી કરવામાં આવ્યું છે. એ બન્ને વસ્તુઓ કે વિચારો સહચારી છે અને એકથી બીજાનો અર્થ સૂચવાય છે. ઉપરના બધા દાખલા અંગ્રેજીમાં મિટોનિમીના વર્ગમાં આવે છે] નીચેના દાખલા જુઓ.

૧ એક વસ્તુનું તેના વિભાગ વડે સૂચન : અંગાંગી સંબંધ.
૧ ખેતરમાં પચ્ચીસ હાથો કામે લાગ્યા છે. (હાથો = માણસો)
૨ મેં પચ્ચીસ દિવાળી જોઈ છે. (દિવાળી = વરસ)
૨ જાતિ–વ્યક્તિ સંબંધઃ આમાં જાતિનું સૂચન વ્યક્તિથી થાય છે.
૧ તે હરિશ્ચંદ્રનો અવતાર છે (હરિશ્ચંદ્ર = સત્યવાદી પુરુષ)
૨ અમદાવાદ હિંદુસ્તાનનુ મેંચેસ્ટર છે. (કાપડ વણાટનું કેન્દ્રસ્થાન)
૩ વસ્તુ-ભાવ સંબંધઃ આમાં ભાવનુ સૂચન વસ્તુથી થાય છે.
૧ તેની આંખમાં વાઘ ડોકિયાં કરી રહ્યો હતો. (વાઘ = ક્રૂરતા)
૨ તેની જીભમાં મધ છે. (મધ = મીઠાશ)
૪ ભાવ-વસ્તુ સંબંધઃ વસ્તુનું સૂચન ભાવથી થાય છે.
૧ દુનિયામાં ગરીબાઇને સહન કરવું પડે છે (ગરીબાઇ = ગરીબ)
૨ સત્તાનુંજ માન પડે છે. (સત્તા = સત્તાધારી)
૫ દ્રવ્ય અને તેમાંથી બનેલી ચીજનો સંબંધઃ ચીજનું સૂચન દ્રવ્યસૂચક શબ્દથી થાય છે.

૧ તેણે **કાચમાં** પોતાનું મોઢું જોયું (કાચ = આરસી)

[ઉપલા બધા દાખલામાં અંગ્રેજી ભાષાનો 'સિનેકડોકિ' નામનો અલંકાર છે.]

**૧૨૦. શબ્દાલંકાર**

**૧ યમક**

જ્યારે એકનો એક શબ્દ જુદા જુદા અર્થમાં ફરી ફરી એકજ પંક્તિમાં આવે અને શ્રુતિનો ચમત્કાર ઉત્પન્ન કરે ત્યારે યમક અલંકાર થાય છે.

૧ **ચક્રશી** પૂંઠવાળાથી વીખૂટો **ચક્રવાક** હે,
ચિંતાચક્રે ચડેલો આ **ચક્રવર્તી** પૂછે તને.

૨ માણસના **પાણિમાં** જો **પાણી** હોય તોજ **પાણી** બતાવાય.

ઉપરના દાખલાઓમાં ચક્ર અને પાણિ (પાણી) એ બે શબ્દો જુદા જુદા અર્થમાં ફરી ફરીને વપરાયા છે.

**૨ પ્રાસ**

જ્યારે મળતા ઉચ્ચારના વર્ણો એકજ કડીમાં આવે અને શ્રુતિ ચમત્કાર સાધે ત્યારે વૃત્તિ-અનુપ્રાસ અલંકાર બને છે. એ અલંકારમાં વર્ણનો મૈત્રી-સંબંધ હોય છે.

૧ જલધિજલ દલ ઉપર **દામની દમકતી**
**યામિની** વ્યોમસર માંહી **સરતી**;
**કામિની કોકિલા કેલી કૂજન** કરે
**સાગરે ભાસતી ભવ્ય ભરતી**.

જ્યારે કડીના છેડાના વર્ણોનો ઉચ્ચાર એક બીજા સાથે મળતો આવે, ત્યારે અંત્યાનુપ્રાસ અલંકાર બને છે.

સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગન માહિં ઉત્કર્ષ **પામે** !
પિતા ! કાલના સર્વ સંતાપ **શામે**.

'પામે' અને 'શામે' શબ્દના ઉચ્ચારથી ઉપજેલો અલંકાર બને છે.

### ૩ ઝંકૃતિ

જ્યારે પ્રાણી કે પદાર્થના ધ્વનિનું અનુકરણ કરતા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે, ત્યારે ઝંકૃતિ નામનો અલંકાર થાય છે. [ ઝંકૃતિ શબ્દ જાતેજ ઝંકૃતિ અલંકારનો દાખલો છે.]

૧ કોયલ કૂ કૂ કૂ કરતી હતી.
૨ પાણી ખળખળ વહેતાં હતાં.
૩ એંજીન છૂકછૂક કરતું ચાલતું થયું.
૪ તોપોમાંથી ધડૂમ્ ધડૂમ્ કરતા ગોળાઓ છૂટ્યા !
[અંગ્રેજીમાં આને Onomatopoeia કહે છે.]

### મનોયત્ન ૯૬ :

અલંકારો ઓળખો અને તેને સમજાવો:

૧ હીરાની કણિકા સમાન ઝળકે તારા ઝગારે અહો !
મોતીનાં લુમખાં ચ્હેયે ઝગી રહ્યાં નક્ષત્રમાળા અહો !
૨ ગંભીર મૌન ધરીને તટવૃક્ષ પેલાં
ઊંડી અલૌકિક સમાધિ વિશે ડૂબેલાં.
૩ ઈશ્વર કરુણા ખરે, વહી આ નદી સ્વરૂપે.
૪ માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે
યાત્રાળુને કનકઅંગુલિથી નિમંત્રે
૫ હું ઊઠ્યો અને રાત્રિના તટ પર ઊભો.
૬ વાંકું વળિયું રમ્ય રીતે અણિયાળું નાવડું,
માતાપિતાએ આપ્યું મુજને, કો'દિ તે પર જઈ ચડું.
૭ પધારો આગળા ઊઘડે છ અંતરના !
૮ પધારો મોકળી છે ઉરની અગાસી હો !
૯ અનિલ ધીરે ભરે પગલાં, પળે શાંતિએ સહુ,—
૧૦ આ શી ઊંડી રજની આજની ભણે ઊંડા ભણકાર.
ઘેરી ગુફા આકાશની રે માહિં સુતો ઊંડો અંધકાર;
૧૧ આશાપંખીડું મેં તો પૂર્યું કનકમય પાંજરે.
૧૨ અરુણ તણી કિનારી વાળી આ સાડી ધારી

ઊભી શિશુરવિ ધારી કેડમાં વ્યોમનારી.
૧૩ મોટાં નાનાં વધુ મોટામાં, તો નાનાં પણ મોટાં!
વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ઘર દીવડાં નહિ ખોટાં!
૧૪ કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!
૧૫ ચળકાટ તારો એજ પણ તુજ ખૂનની તલવાર છે.
૧૬ જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?
૧૭ ઘુ ઘુ ઘૂ ઘ ઘુઘવતી! ગહનગિરિ ગુફા, કાનને ગાજી ઊઠે.
૧૮ અને ત્યારે આંખો મૃદુલ શિશુનાં સ્વપ્ન સમ ને
જતી ભાસે સ્વર્ગે, સહજ શિરના સ્વલ્પ નમને.
૧૯ નીચે નદી વહનમાં તરુઓ તણાય.
૨૦ સંધ્યા, પણ જળ પીવા મદાકિનીનું,
લટકે નાચંતી ઉર ધારી જેમ જો.
૨૧ દીસે તારા જેવા ચકચકિત શાં સ્નિગ્ધ નયનો!
૨૨ અહીં વેળાનું ના કરવત ઘસાતું નકી હશે!
૨૩ પછી વીણાતારો મધુર સ્વર દૈવી જગવતા,
હવામાં નાચન્તી સ્વરની કઈ મૂર્તિ ખડી કરે.
૨૪ કરીને શીર્ષનું તુમ્બું, નેત્રની નખલી કરી,
બજાવી લે, બજાવી લે, તારુ બીન હજી હજી!
૨૫ મીઠાં દીર્ઘ ધ્વનિ વતી વન બધુ હર્ષે ભરે કોકિલા
ઝીણી વાંસળી શા સ્વરો સુખ ભર્યાં ચંડોળ આલાપનાં
૨૬ નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે.
૨૭ ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની!
૨૮ આ ખૂનને ચરખે અને રાતે અમારી ગોદમાં
આ દમબદમ બોલી રહી ઝીણી સીતારી આપની!
૨૯ દઈ તાલ આપકપાતથી કર ગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમ પારાવારમાં નાતાં મરણ પણ મિષ્ટ છે.
૩૦ ફિરસ્તાની આંખો નીલ ગગન ગોખે ચળકતી,

૩૧ છૂપી ઊંઘે ઘનપડ મહીં તારલા વ્યોમ અર્કે,
નિદ્રા મીઠી ગિરિ, નદી અને વિશ્વ આખુંય લે છે.
૩૨ વેળા વહેતી સતત ગતિયે તેમ ત્યાં સ્થંભી ઊભી.
૩૩ ધીમે અર્ધી રવિકરવતી પોયણી જેમ ખીલે,
ત્યમે તેવી મૃગનયનીની આંખડી ઊઘડે છે.
૩૪ જન્મને જીવનાં કૃત્યો આકસ્માતિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે.
૩૫ સહૃદય પ્રિયે તારા જેવી તું મારી અરૂંધતી.
તુજ વ્રત થકી હું જેવાને વસિષ્ઠ બનાવતી
૩૬ રોહિણીપતિના માથે રશ્મિઓ રમતા હતા,
તુહિનાચલના જાણે શૃંગમાં ભમતા હતા.
૩૭ હસતી કોમલ રાત્રિ દિગન્તમાં
૩૮ અસંખ્ય આંખે નભ સૌ જુએ તે.
૩૯ સરી ઝર્ઝર નાદ સમીર કરે.
૪૦ અસંખ્ય નેત્રો નીરખે નપુંસક,
ઘૃણા ભરેલું અતિ નિંદ્ય દશ્ય એ !
૪૧ પ્રદીપ્ત નયનો; અથાગ બલ ઊભરે અંગથી,
મહારવતણી દિશા પર ઠરી બધી ચાહના.
૪૨ ફર્યાં પ્રિયજનો; બધાં સજલ નેત્ર આડાં ફર્યાં.
૪૩ ગયા, ગરજના, અફાટ, વિકરાલ રત્નાકરે;
તરંગ ગિરિમાળશા હૃદય ઉપરે આથડ્યા.
૪૪ યદુકુલ વિભવોના ભવ્ય પ્રાસાદ રમ્ય,
લવણગૃહ સમા હા ! ઓગળી આજ જાયે
૪૫ આજ આકાશના મંડપે મેઘના
મૃત્યુના ચંડ પડછંદ ગાજે,
પ્રકૃતિના પાંચ અંગે ગવૈયા ઊઠ્યા,
ત્વરિત નિજ નિજ તણા સાજ સાજે.
૪૬ સ્વદેશ સુધારવાની સભાનો હું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું;

૪૭ હિંદને મરાડી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ,
   સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું.
૪૮ વાજે નેપૂર કેરો ઝણકો, અંગુઠે અણવટનો ઠણકો;
   અંગુલિએ વીંછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરનો ઝણકો.
૪૯ બુદ્ધિ પ્રમાણે માનનીનું કરું છું વરણન;
   જળ સાગરમાંથી ચાંચ જળની ભરે પક્ષીજન.
૫૦ અસંખ્ય જગદીપશા ઝગમગી રહ્યા તારકો.
૫૧ નાનકડા પેલા તારા સૂતા નિંદર કેરી ગોદ
૫૨ આભમાં પેલી ખેલે ઉષા, ખેલવું તારે મીલ.
૫૩ અશબ્દ તવ દિવ્ય આ ગહનતા તણા ભેદને
   શકે ન ઇતિહાસ કે મનુજ કો કદી પામવા !
૫૪ ધૂ ધ્ધૂ ધૂ ધ્ધૂ કરી ધૂધવતો ભવ્ય એ સાદ આવ્યો !
૫૫ રાત્રિ ઘૂમે ચહુદિશ મહીં કાળશી પાંખ વીંઝી.
૫૬ જીર્ણ દુર્ગ બહાર
   ઇસ્લામી અસિ અંગારા જસી
   ઘૂમે કરી હુંકાર;
૫૭ ગુરુને સિંહનાદ
   શૌર્ય પ્રદીપ ઊઠ્યા જાગે શીખ
   તિમિરે અગ્નિ ઝાળ !
૫૮ સહસા વજ્રાઘાતે
   ધવાઈ ગિરિ કો ધ્રૂજે, તેમ શીખો
   કંપી ઊઠ્યા આ વાતે;
૫૯ શત્રુ સેનાની સામે,
   ચાલીસે તે સાથે, જાણે એક હાથે
   પ્રલય-અસિ ઉગામે—
૬૦ સઘન ગગન ઘન ગંભીર ગાજે
   ડમક ડમક જગ ડમરુ બાજે;
   દશદિશ ગાજે તેજ–પખાજે !

૬૧ વહ્નિ-શિખામાં કેશો માંડી
 નાગિણી ડોલે કોટિક ગાંડી!
 જૂના જગની કંપે દાંડી!—
૬૨ સૂકાં પર્ણું પવન જો ત્યાં ધાટે સૂઈ રહ્યો!
૬૩ ગાલ ધરાનાં બંધન તોડી
 સુખદુઃખની કંથા લે ઓઢી.
૬૪ સ્નેહના સાથિયા પૂરે ઉષા બ્રહ્માંડને પટે,
 સત્યના જય ગાજે છે ગંભીર વિશ્વને તટે!
૬૫ થયો કડકડાટ ઘોર, સહસા તૂટ્યું વજ્ર શું?
૬૬ તોફાને પર્વત સૌ ડોલે.
૬૭ જજો કબ્રસ્તાને, કુમળી કબરે ફૂલ ધરજો.
૬૮ કાળો ધુમટો તાણી મૂકે
 રજની ઊંડા નિઃશ્વાસ.
૬૯ શૂન્ય ગેહે આવ તું મારે,
 નીરવ ગાને આવ!
૭૦ મૂંગુ હળ ખેડૂતનુ બોલે,
 એરણ જાગી આંખો ચોળે
 પીડિત ધરણી અતર ખોલે—
 પ્રગટે નવી ચિનગારી!
 રે! પલટે અવનિ સારી!
૭૧ જગાડે તારે દૃષ્ટિપાતે
 ઉરે તું પ્રેમ-જ્વાળા!
૭૨ ઝૂકે વૃક્ષો નમસ્કારે
 પુષ્પોયે સૌ સુરભિભારે.
૭૩ પવન ધ્રૂજે, ધ્રૂજે આ તારા,
 વિશ્વ ઝંઝાવાતે!
૭૪ પ્રભો! વ્યોમે તારે મરુચ્છિત બની તારક ખરે,
 અમારી વાંછાઓ વિફલરી થકી સૂર્ય થથરે!

૭૫ સુપન્થે કોદિયે વિચરીશું અમે પાપકિટકો—
અહા! આશે એ તું નિશદિન નભે દીપ ધરતો!

૭૬ ધેરું ધેરું ટૂહૂકને,
રૂમઝૂમ રૂમઝૂમ નાચને,
કળા કરી મોરલા નાચ મારે આંગણે!

૭૭ ઘૂમે બધે તિમિર ઘોર કરાળકાળે!

૭૮ બંધુતાની ઉષા વ્યોમે બુદ્ધને વદને ઝગી!

૭૯ ગગને સૂરજ ઝોકાં ખાતો,
આભ તણી આંખો ઘેરાઈ—

૮૦ ઉભા પ્રતિકૂળે કઠોર ખડકો તહીં જન્તુના
પ્રચંડ જડમાં સમા, ઉદધિ ગાજતો તાંડવે!

૮૧ તહીં મૃદુલ ભાવ કેરી પ્રતિમા સમી કોમલ
ઊગી ભગિનિ! સૌમ્ય તું પથ બતાવતી તારિકા!

૮૨ જોગવાઈ જગદીશે મેલી મારી કમળ જેવી હથેલી.

૮૩ જોયો નહિ, તેનાં લોચન કેવાં, મોરપિચ્છ ચાંદલિયા જેવાં.

૮૪ શીતળતાએ શશી હાર્યો, મુકે કળા પામે કષ્ટ.

૮૫ ભીમકસુતાનું વદન સુધાકર દેખીને શોભાગ.

૮૬ હંસવિના ચાલે ન ઘડી પ્રેમ સ્નેહે પ્રીત જે જડી.

૮૭ કદળી સ્તંભ જુગલ સાહેલડી વચ્ચે વેદલિ કનકની વેલડી.

૮૮ સૃષ્ટિ કરતાં બ્રહ્માએ ભર્યું તેજનું પાત્ર.
તે તેજનું પ્રજાપતિએ ઘડ્યું દમયંતીનું ગાત્ર.

૮૯ નૈષધરાયના રૂપ આગળ દેવને થઈ હીનતાય,
રૂપે આપણી સ્ત્રીઓ વરે નળને, સર્વે માંડી રહ્યાય.

૯૦ કામનીનો ધમ્મિલ લેઈને મોરજો શોભાથી રસે
શશી પરાભવ પામ સેવાને ચડ્યો ગ્રહન ગ્રહે!

૯૧ બ્રહ્માજીની સૃષ્ટિમાં ન મળે કો એવડું રૂપ,
નળને દાને દારિદ્ર ઉખડ્યાં ભિક્ષુક કીધાં ભૂપ.

૯૨ કીરઆનન પર શિખંડ શોભે કોયલ બોલે અણછતી,
વનલતા પર પંખા બેઠો, નવ રહેવાયું મારી વતી.
૯૩ કેળ શાખાએ જલજયુગ્મ ચડ્યાં ગજ એથી પામે ખેદ
યુગ્મઅંબુજ તહીં મળીયાં મળ્યાં મધુકર વેદ.
૯૪ ઝગેકે ધજા ઝગાળા વીજની અને
સુરચાપના લલિત તોરણો બને.
૯૫ ભૂપરના ભુભૃતના ભડભૂપ! ભમંત ભવ્યવન માંહી,
સર્વે અંગે સુંદર રામા મેં ખોઈ તેં જોઈ?
૯૬ મધુપ! મધુરનેની ક્યાં ગઈ એહ? કહેની.
૯૭ ચક્રશી પૂંઠવાળાથી વીખૂટો, ચક્રવાક હે,
ચિંતાચક્રે ચડેલો આ ચક્રવર્તી પૂછે તને.
૯૮ સોહે ભૂષણનું એ ભૂષણ, શણગારનોય શણગાર,
ઉપમાનજ ઉપમાનનું તન એ તરુણીનું નિરધાર.
૯૯ ને—ને અહો યુદ્ધ જીતી પધારે!
સૌ ગ્રામ-હૈયાં ઊભરાય ત્યારે!
૧૦૦ ઊગ્યો શશી પૂરવ દિશ એવો
આકાર આદિત્ય જણાય જેવો,
જાણે મહારાયનું રૂપ ધારી
આવ્યો પ્રજાને ઠગવા રબારી—
૧૦૧ વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે.
૧૦૨ ટમટમ વાદળી ટમકે.
૧૦૩ સૃષ્ટિને સેંથે સૂર્ય વિરાજતો.
૧૦૪ ક્ષિતિજ ઉપર જલભર જલપયોદ,
વિશ્વ નાટકના પડદા જેવાં,
અદ્ધર સરતાં, પડતાં,
ને ધીમેથી ઉપડતાં.
૧૦૫ વિધિનું ચીતરેલ ચિત્ર હોય
સૃષ્ટિ તેવી કદી સ્થિર ભાસતી.

૧૦૬ ચાંદનીના ઢગલા જેવું
શ્વેત નાનકડું હરણ,
૧૦૭ લગ્નમણીના છોડ જેવાં
ભ્રૂકુટિનાં ચાપ નમેલાં હતાં.
૧૦૮ કમંડળ માહરૂં ખાલી,
ભર્યું તુજ અક્ષય પાત્ર.
૧૦૯ ધરી ધનુષ્ય અલૌકિક રંગનું,
જનદિનાર્થે રહસ્યુ દળ મેઘનું,
મયૂર કીર્તિ કીર્તિ પુકારતા.
ઘન ગયા, મયૂરો પણ તે ગયા.
૧૧૦ ચુમ્બે પેલા શ્યામ અબ્ધિ તરંગો
આછા જેવા પાનગા મેઘ રંગો.
૧૧૧ ને રાતે સ્વપ્નિ નારિકાની રૂપલાવેણી ગૂંથાની હતી.
ને ક્યારેક ઊંચા મસ્તજુંબિખરી હસ્તી સમારાતની.
૧૧૨ (મેના!) ત્યારે પડે રવિની મકરિ રાસ બેસે.
૧૧૩ હર્ષો લીમડીઓની મીઠી બચે રે
રમાતના ઓઘકિ નાપતો પોકળો.
૧૧૪ મધુ ગગને લીંબડું વામ લહેરે.
૧૧૫ આંબાની મંજરીઓ ખાની કોયલડે
વસન્તની વાંસળી અરિખા લાવશે

## પ્રકરણ ૨૯

## કાવ્યઆસ્વાદ*

૧૨૨.

જ્યારે કોઈપણ સારું કાવ્ય આપણે વાંચીએ છીએ, ત્યારે આપણને અમુક પ્રકારનો અલૌકિક આનંદ થાય છે. કવિએ જે ભાવ કે લાગણીનું પોતાના કાવ્યમાં નિરૂપણ કર્યું હોય, તે લાગણી કે ભાવ આપણામાં ઉત્પન્ન થાય છે. આવી રીતે સહૃદયી કે રસિક જનની લાગણીઓ કે વૃત્તિઓને કવિ પોતાના કાવ્યમાં નિરૂપેલા ભાવથી ઉશ્કેરે છે, અને એ અવસ્થામાં વાંચનાર કાવ્યની ખૂબીનો આસ્વાદ કરે છે, આનંદ પામે છે અને તેમાં લીન થઈ રહે છે.

કાવ્યમાં સુંદર ભાષા, પદ લાલિત્ય, અલંકાર, છંદની મધુરતા અને તેમાંનો ભાવ એ બધાંવડે કાવ્યનો પ્રાણ પોષાય છે; અને એ પ્રાણ કે આનંદદાયક તત્ત્વ એજ કાવ્યનો રસ છે.

દરેક જણમાં રસવૃત્તિ સુક્ષ્મ રીતે હોય છે. કાવ્યના વાચનથી તે સ્પષ્ટ બને છે, એટલે કાવ્યનો આનંદ વાંચનાર અનુભવી શકે છે. કોઈ પણ કલામય કે રસપૂર્ણ કાવ્યની ખૂબી આપણે સવિશેષે અનુભવવી હોય તો કાવ્યનો રસ અને તેનો ભાવ અલંકાર, શબ્દલાલિત્ય અને છંદ-માધુર્ય વગેરે સામગ્રીથી કેવી રીતે પોષાય છે તે જાણવું જરૂરી છે; અને તેથી કાવ્ય એટલે શું ? કાવ્યનું સ્વરૂપ કેવું છે ? કાવ્યમાં કેટલી વસ્તુ અનિવાર્ય છે ?—એ પ્રશ્નોનો આપણે વિચાર કરીશું.

૧૨૩. **કાવ્યનું સ્વરૂપ**

(૧) કાવ્ય સામાન્ય રીતે છંદ કે રાગમાં લખાય છે, પરંતુ એનો અર્થ એવો નથી કે દરેક પદબંધ રચના કાવ્ય હોવી જોઈએ. એવી

* કાવ્યઆસ્વાદ એ કલાનું રસદર્શન છે અને તે માટેની શક્તિ કે રસવૃત્તિ નૈસર્ગિક રીતે આપણામાં હોય છે. એ રસવૃત્તિ જેનામાં ન હોય એવા અરસિકમાં રસાભિનિવેશન કરવું અશક્ય છે. રસદર્શનની શક્તિ નવી ઉત્પન્ન કરી શકાતી નથી, પરંતુ તે કેળવી શકાય ખરી

કોઈવાર કવિ પ્રાણી કે પદાર્થના ધ્વનિનું શબ્દમાં અનુકરણ થાય એવા ઝંકારભરેલા શબ્દપ્રયોગો કરે છે અને શ્રુતિચમત્કાર આણે છે. દા. ત. :

. ઘુ ઘુ ઘુ ઘુ ઘુઘવતી વહે ઘોર ગંભીર નાદે.

આ રીતે જોતાં કાવ્યના સ્વરૂપમાં રસ એ એનો આત્મા છે, છંદ અને અલંકાર-યુક્ત વાણી એના દેહને સ્થાને છે અને પ્રતિભા એ એની જનેતા છે.

ઉપર જે બધી વિગતો દર્શાવી છે તે પરથી માલમ પડશે કે કાવ્યની ખૂબીઓ સમજવી હોય, અને તેના ગુણદોષ જાણવા હોય કે કાવ્યની કલાનો આનંદ અનુભવવો હોય, તો ઉપર વર્ણવેલા બધા મુદ્દાઓની મદદ વડે કાવ્યની ચકાસણી કરવી પડે છે.

૧૨૪. કાવ્યઆસ્વાદ માટેની સૂચનાઓ

૧ પ્રથમ, કવિતા એક બે વાર વાંચી જવી અને એનો ભાવ સમજવા પ્રયત્ન કરવો.

૨ કાવ્યમાં રહેલા ગેયતત્ત્વનો આનંદ અનુભવવા વર્ગમાં શિક્ષકે અથવા કોઈ વિદ્યાર્થીએ કાવ્યભાવ અને છંદની ગેયતા અને ડોલનને અનુસરી કવિતા મોટેથી વાંચવી. વાંચ્યા કેડે શ્રુતિચમત્કાર કયી કયી લીટીઓમાં અને ક્યા ક્યા શબ્દ પ્રયોગોમાં છે તે શોધી કાઢવું.

૩ કાવ્યમાં રહેલો અર્થચમત્કાર જે જે અલંકારોથી પોષાયલો છે તે તે અલંકારો અને શબ્દચિત્રો શોધી કાઢવાં.

૪ કાવ્યની વસ્તુ તથા ભાવ અને છંદનો સુમેળ છે કે કેમ તે જોવું.

૫ બધી વિગતો સમજ્યા પછી ફરીથી વાચન કરવું.

૧૨૫. નીચે કાવ્યઆસ્વાદના કેટલાક નમૂના આપ્યા છે તેનો અભ્યાસ કરો :

અર્ધ્ય

કદી મારી પાસે વનવન નર્યાં હોત ફૂલડાં,
રૂપાળાં, ઓજસ્વી, સુરભિ ઝરતાં હાસ્ય કરતાં,

પદબંધ રચનામાં શબ્દલાલિત્ય હોય, યમક હોય અને અ
હોય, તોપણ એમાં ભાવ કે અર્થનો ચમત્કાર ન હોય તો તે
કાવ્ય નથી, પણ તે માત્ર પદ્યરચના છે.

કાવ્ય કાવ્ય હોવાને માટે રસપૂર્ણ હોવું જોઇએ; તેમાં અર્થ
ત્કાર હોવો જોઇએ; તેમાં કોઇ ભાવનું નિરૂપણ થયેલું હોવું જો
અને તે વાંચતાં આપણામાં કોઇ ભાવ કે લાગણીનું ઉદ્દીપન
આનંદ અનુભવાવો જોઇએ. રસ એ કાવ્યનો આત્મા છે રસ
કાવ્ય સંભવી શકે નહિ.

## રસના પ્રકાર

કાવ્યમાં જ્યારે શોકના મનોભાવનું નિરૂપણ કરવામાં આવ્યું
ત્યારે તે વાંચતાં આપણામાં કરુણરસની વૃત્તિ જાગે છે, અને
કરુણરસનું નિરૂપણ હોવાં છતાં આપણને એક જાતનો લાગણ
અનુભવમાંથી જન્મેલો આનંદ થાય છે. એ એક પ્રકારનો કલામ
જન્મતો અને મળતો આનંદ છે.

એજ રીતે, જ્યારે હાસ્ય, રતિ, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુ
( કંટાળો ) અને વિસ્મયના ભાવોનું નિરૂપણ થાય છે, ત્યારે અનુ
હાસ્યરસ, શૃંગારરસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ
અદ્દભુત રસનો આનંદ અનુભવાય છે.

કળામાં નિરૂપાયલા જુદી જુદી જાતના રસો આપણને જુદી
રીતે આનંદ આપે છે.

સામાન્ય રીતે કાવ્યમાં શૃંગાર, કરુણ અને વીરરસોજ મુખ્ય
સાધારણ રીતે નિરૂપાયલા હોય છે.

કાવ્યમાં રસની જમાવટ માટે કવિમાં પ્રતિભા કે સર્જનશક્
સંવેદનશક્તિ તથા કલ્પનાનો સુંદર મેળ હોવો જોઇએ.

દુનિયામાં ઘણી વસ્તુ તરફ કવિઓ સામાન્ય મનુષ્ય કરતાં જુદી
દૃષ્ટિએ જુએ છે. જે વસ્તુમાં સામાન્ય જનને ચમત્કાર ન દેખાય
તેને ચમત્કાર દેખાય છે પણ ખરો; દા. ત. :

(૧) એક ભિખારી રસ્તે જતો હોય છે. સામાન્ય મનુષ્યને તે રોજનો બનાવ હોવાથી, તેના દર્શનથી, તે જરાયે લાગણી ન અનુભવે; પણ કવિ એને જોતાં એના જીવન પાછળ રહેલો સામાજિક અન્યાય, એની અસહાય અવસ્થા વગેરેનું સંવેદન અનુભવે છે. કદાચ એની લાગણી એટલી બધી હલમલી ઊઠે કે એ તેને મદદ કરવાને પ્રેરાય કે તેને વિશે એક કાવ્ય પણ લખી નાંખે.

(૨) અથવા, કોઈ ડૉક્ટર એક હૃષ્ટપૃષ્ટ બાળકને નિહાળી કહેશે, "કેવો તંદુરસ્ત બાળક !" જ્યારે તેજ બાળકને નિહાળી કોઈ કવિ કહેશે, "નરી સરલતાની મૂર્તિ !"

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કવિનું દૃષ્ટિબિંદુ સામાન્ય મનુષ્યથી જુદાજ પ્રકારનું હોય છે. આમ પ્રતિભા, સંવેદન અને કલ્પનાની મદદથી કવિ કાવ્ય જન્માવે છે.

(૨) કવિતાનો દેહ

કાવ્યનું સ્વરૂપ ચર્ચતાં આપણે જોયું કે કાવ્યનો આત્મા રસ છે, રસવિનાની પદબંધ રચના કંઈ કાવ્ય બનતી નથી. એથી ઊલટું ગદ્ય-રચના પણ રસવાળી હોય તો તે કાવ્ય કહી શકાય આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે કાવ્ય હમેશ પદબંધ હોવુંજ જોઈએ એવું કશું નથી; પરંતુ સામાન્ય રીતે કાવ્ય પદ્યસ્વરૂપે માલમ પડે છે. એનું કારણ એ છે કે, પદ્યસ્વરૂપે કાવ્ય ગેય બને છે અને ગેયતા એ કાવ્યના ભાવને સમૃદ્ધ કરનારી અનેક સામગ્રીઓમાંની એક છે.

છંદ અને કાવ્યનો ભાવ :—

કાવ્યના ભાવને અનુસરે અને તેને પૂર્ણરૂપે બહલાવે એવા છંદોનો પ્રયોગ કાવ્યમાં હોવો જોઈએ, એટલે કે છંદ અને કાવ્યભાવની વચ્ચે સુમેળ પણ હોવો જોઈએ. કાવ્યના ભાવ અને છંદ વચ્ચે ગાઢ સંબંધ છે. ભાવના આવિર્ભાવને અનુકૂલ છંદની રચના હોય તોજ ભાવનું નિરૂપણ યોગ્ય રીતે થાય.

ભાષાપ્રયોગો :—

કવિ પોતાના કાવ્યમાં કલ્પનાચિત્રોને ઉતારવા પ્રયત્ન કરે, ત્યારે

પદબંધ રચનામાં શબ્દલાલિત્ય હોય, ઝમક હોય અને અલંકારો હોય, તોપણ એમાં ભાવ કે અર્થનો ચમત્કાર ન હોય તો તે રચના કાવ્ય નથી, પણ તે માત્ર પદ્યરચના છે.

કાવ્ય કાવ્ય હોવાને માટે રસપૂર્ણ હોવું જોઇએ; તેમાં અર્થચમત્કાર હોવો જોઇએ; તેમાં કોઇ ભાવનું નિરૂપણ થયેલું હોવું જોઇએ; અને તે વાંચતાં આપણામાં કોઇ ભાવ કે લાગણીનું ઉદ્દીપન થઇને આનંદ અનુભવાવો જોઇએ. રસ એ કાવ્યનો આત્મા છે. રસ વિના કાવ્ય સંભવી શકે નહિ.

### રસના પ્રકાર

કાવ્યમાં જ્યારે શોકના મનોભાવનું નિરૂપણ કરવામાં આવ્યું હોય, ત્યારે તે વાંચતાં આપણામાં કરુણરસની વૃત્તિ જાગે છે, અને એમાં કરુણરસનું નિરૂપણ હોવાં છતાં આપણને એક જાતનો લાગણીના અનુભવમાંથી જન્મેલો આનંદ થાય છે. એ એક પ્રકારનો કળામાંથી જન્મતો અને મળતો આનંદ છે.

એજ રીતે, જ્યારે હાસ્ય, રતિ, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા (કંટાળો) અને વિસ્મયના ભાવોનું નિરૂપણ થાય છે, ત્યારે અનુક્રમે હાસ્યરસ, શૃંગારરસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ અને અદ્‌ભુત રસનો આનંદ અનુભવાય છે.

કળામાં નિરૂપાયલા જુદી જુદી જાતના રસો આપણને જુદી જુદી રીતે આનંદ આપે છે.

સામાન્ય રીતે કાવ્યમાં શૃંગાર, કરુણ અને વીરરસોજ મુખ્ય અને સાધારણ રીતે નિરૂપાયલા હોય છે.

કાવ્યમાં રસની જમાવટ માટે કવિમાં પ્રતિભા કે સર્જનશક્તિ, સંવેદનશક્તિ તથા કલ્પનાનો સુંદર મેળ હોવો જોઇએ.

દુનિયામાં ઘણી વસ્તુ તરફ કવિઓ સામાન્ય મનુષ્ય કરતાં જુદીજ દૃષ્ટિએ જુએ છે. જે વસ્તુમાં સામાન્ય જનને ચમત્કાર ન દેખાય ત્યાં કવિ ચમત્કાર દેખાય છે પણ ખરો; દા. ત.:

(૧) એક ભિખારી રસ્તે જતો હોય છે. સામાન્ય મનુષ્યને તે રોજનો બનાવ હોવાથી, તેના દર્શનથી, તે જરાયે લાગણી ન અનુભવે; પણ કવિ એને જોતાં એના જીવન પાછળ રહેલો સામાજિક અન્યાય, એની અસહાય અવસ્થા વગેરેનું સંવેદન અનુભવે છે. કદાચ એની લાગણી એટલી બધી હલમલી ઊઠે કે એ તેને મદદ કરવાને પ્રેરાય કે તેને વિશે એક કાવ્ય પણ લખી નાંખે.

(૨) અથવા, કોઈ ડૉક્ટર એક હૃષ્ટપુષ્ટ બાળકને નિહાળી કહેશે, "કેવો તંદુરસ્ત બાળક!" જ્યારે તેજ બાળકને નિહાળી કોઈ કવિ કહેશે, "નરી સરલતાની મૂર્તિ!"

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કવિનું દૃષ્ટિબિંદુ સામાન્ય મનુષ્યથી જુદાજ પ્રકારનું હોય છે. આમ પ્રતિભા, સંવેદન અને કલ્પનાની મદદથી કવિ કાવ્ય જન્માવે છે.

(૨) કવિતાનો દેહ

કાવ્યનું સ્વરૂપ ચર્ચતાં આપણે જોયું કે કાવ્યનો આત્મા રસ છે; રસવિનાની પદબંધ રચના કંઈ કાવ્ય બનતી નથી. એથી ઊલટું ગદ્ય-રચના પણ રસવાળી હોય તો તે કાવ્ય કહી શકાય. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે કાવ્ય હમેશ પદબંધ હોવુંજ જોઇએ એવું કશું નથી; પરંતુ સામાન્ય રીતે કાવ્ય પદ્યસ્વરૂપે માલમ પડે છે. એનું કારણ એ છે કે, પદ્યસ્વરૂપે કાવ્ય ગેય બને છે અને ગેયતા એ કાવ્યના ભાવને સમૃદ્ધ કરનારી અનેક સામગ્રીઓમાંની એક છે.

છંદ અને કાવ્યનો ભાવ :—

કાવ્યના ભાવને અનુસરે અને તેને પૂર્ણરૂપે બહલાવે એવા છંદોનો પ્રયોગ કાવ્યમાં હોવો જોઈએ, એટલે કે છંદ અને કાવ્યભાવની વચ્ચે સુમેળ પણ હોવો જોઈએ. કાવ્યના ભાવ અને છંદ વચ્ચે ગાઢ સંબંધ છે. ભાવના આવિર્ભાવને અનુકૂલ છંદની રચના હોય તોજ ભાવનું નિરૂપણ યોગ્ય રીતે થાય.

ભાષાપ્રયોગો :—

કવિ પોતાના કાવ્યમાં કલ્પનાચિત્રોને ઉતારવા પ્રયત્ન કરે, ત્યારે

તેને અસરકારક શબ્દપ્રયેગોની યોજના કરવી પડે છે. આવાં કલ્પનાચિત્રો કવિ જુદી જુદી યુક્તિઓથી રજુ કરે છે.

(૧) વર્ણન—સુંદર શબ્દોમાં વર્ણન કરવામાં આવે, ત્યારે કલ્પનાચિત્ર સુરેખ અને સ્પષ્ટ બને છે.

(૨) અલંકાર—વર્ણન વધારે અસરકારક કરવું હોય, ત્યારે કવિ જુદા જુદા અલંકારો વાપરી તેને સચોટ બનાવે છે.

દા. ત.: 'તે મુખ સુંદર છે,' એમ કવિને કહેવું હોય ત્યારે તે 'સુંદર મુખ' એમ ન કહેતાં, મુખને કમળ સાથે સરખાવી રૂપક અલંકારનો પ્રયોગ કરી, 'વદન-કમળ' એમ કહેશે. આ કહેવાની રીત પ્રથમની રીત કરતાં વધુ અસરકારક છે. કમળની કુમાશ અને લાલિત્યનું આરોપણ વદનમાં કરી કવિ અર્થમાં ચમત્કૃતિ આણે છે અને એ રીતે રસને પોષે છે. આવી રીતે બીજા અર્થાલંકારો વાપરી, કવિ વર્ણનને સચોટ અને અસરકારક બનાવે છે.

(૩) શ્રુતિ ચમત્કાર

અર્થાલંકારનો ઉપયોગ કરવા ઉપરાંત કવિતા-દેહને વધારે લલિત બનાવવાને માટે કેટલાક શબ્દાલંકારનો પણ ઉપયોગ કવિ કરે છે.

કોઈવાર કવિ પ્રાસનો ઉપયોગ એટલે શબ્દના પહેલા વર્ણની વારંવાર આવૃત્તિ કરી કાવ્યમાં શ્રુતિચમત્કાર આણે છે. દા. ત.:

જલધિજલ દલ ઉપર દામિની દમકતી

કોઈવાર કવિ યમકનો ઉપયોગ કરી એટલે એકના એક શબ્દને એક કે બીજા અર્થમાં ફરીફરીને વાપરી શબ્દચમત્કૃતિ ઉત્પન્ન કરે છે દા. ત.:

કાજે કાળ થયા તમે કેમ છોડશો કાળ ?

કોઈવાર કવિ એકના એક વિચારને તેના તે શબ્દોમાં ફરી ફરી કહે છે, ત્યારે અર્થ અને શ્રુતિનો ભેગો ચમત્કાર બને છે; દા. ત.:

અરે તેની નાની,
અરે તેની નાની કબર કુમળીની નિકટ.

કોઈવાર કવિ પ્રાણી કે પદાર્થના ધ્વનિનું શબ્દમાં અનુકરણ થાય એવા ઝંકારભરેલા શબ્દપ્રયોગો કરે છે અને શ્રુતિચમત્કાર આણે છે. દા. ત. :

. ધુ ધુ ધુ ધુ ધુધવતી વહે ઘોર ગંભીર નાદે.

આ રીતે જોતાં કાવ્યના સ્વરૂપમાં રસ એ એનો આત્મા છે, છંદ અને અલંકારયુક્ત વાણી એના દેહને સ્થાને છે અને પ્રતિભા એ એની જનેતા છે.

ઉપર જે બધી વિગતો દર્શાવી છે તે પરથી માલમ પડશે કે કાવ્યની ખૂબીઓ સમજવી હોય, અને તેના ગુણદોષ જાણવા હોય કે કાવ્યની કલાનો આનંદ અનુભવવો હોય, તો ઉપર વર્ણવેલા બધા મુદ્દાઓની મદદ વડે કાવ્યની ચકાસણી કરવી પડે છે.

૧૨૪. કાવ્યઆસ્વાદ માટેની સૂચનાઓ

૧ પ્રથમ, કવિતા એક બે વાર વાંચી જવી અને એનો ભાવ સમજવા પ્રયત્ન કરવો.

૨ કાવ્યમાં રહેલા ગેયતત્ત્વનો આનંદ અનુભવવા વર્ગમાં શિક્ષકે અથવા કોઈ વિદ્યાર્થીએ કાવ્યભાવ અને છંદની ગેયતા અને ડોલનને અનુસરી કવિતા મોટેથી વાંચવી. વાંચ્યા કેડે શ્રુતિચમત્કાર કયી કયી લીટીઓમાં અને કયા કયા શબ્દ પ્રયોગોમાં છે તે શોધી કાઢવું.

૩ કાવ્યમાં રહેલો અર્થચમત્કાર જે જે અલંકારોથી પોષાયલો છે તે તે અલંકારો અને શબ્દચિત્રો શોધી કાઢવાં.

૪ કાવ્યની વસ્તુ તથા ભાવ અને છંદનો સુમેળ છે કે કેમ તે જોવું.

૫ બધી વિગતો સમજ્યા પછી ફરીથી વાચન કરવું.

૧૨૫. નીચે કાવ્યઆસ્વાદના કેટલાક નમૂના આપ્યા છે તેનો અભ્યાસ કરો :

અર્ઘ્ય

કદી મારી પાસે વનવન તણાં હોત ફૂલડાં,
રૂપાળાં, ઓજસ્વી, સુરભિ ઝરતાં હાસ્ય કરતાં,

સજેલાં વા રંગે પુલકિત ઉષા સાન્ધ્ય નભના,
વિખેરી તે માર્ગે તુજ હૃદય આહ્લાદ ભરતે.
કદી મારી પાસે ઝગમગ થતા હોત હીરલા,
પ્રભાવન્તા દૈવી ત્રણ ભુવનના દીપ સરખા,
કરીને ઉમંગે તુજ પથ મહીં રોશની સદા,
ધરી દેતે સર્વે હરખ થકી તારે ચરણ હું.
પરંતુ ભીખારી મુજ ગરીબ પાસે નહિ કશું—
મીઠાં સ્વપ્નાં હૈયે—મુજધન—અને થોડી કવિતા !
નહુ તો વેરું એ સૌ તુજ પથ મહીં વ્હાલ ધરીને,
જરા ધીમે ધીમે પગ તું ધરજે—છે મૃદુલ એ !

—સ્નેહરશ્મિ

## પ્રશ્નો

( ૧ ) કાવ્યનો વિષય તથા મુખ્ય ભાવ શું છે ?
( ૨ ) કવિ કઇ કઇ વસ્તુઓનો અર્ઘ્ય આપવા માગે છે ?
( ૩ ) કવિ પોતાને ભિખારી શા માટે કહે છે ? કવિનું ધન શું છે ? છેલ્લી અભિલાષા શી છે ?
( ૪ ) 'છે મૃદુલ એ' એ શબ્દો, કવિની પોતાના ધન પ્રતિની કેવી લાગણી સૂચવે છે ?
( ૫ ) કાવ્યમાં કયો ભાવ કે લાગણી ઉછળી રહી છે ?
( ૬ ) કાવ્યમાં કયા કયા અલંકારો વપરાયા છે તે શોધી કરો.

કવિ કહે છે કે એની પાસે જો વનવનનાં રંગ-બેરંગી, સુગંધી કુસુમો હોત કે ઝગમગ થતા હીરાઓ હોત તો તે ખુશીથી પ્રભુને સમર્પી દેત. આ ઇચ્છામાં ભક્તની મનોદશાનું વર્ણન છે. પરંતુ કવિપાસે એવું તો કંઈએ નથી. તેથી કવિ પોતાને ભિખારી માને છે. એ દીન બનીને કહે છે કે એની પાસે તો થોડાં સ્વપ્નાં અને થોડી કવિતાજ છે, જે અર્ઘ્ય તરીકે તે પ્રભુના માર્ગમાં ધરે છે, અને પ્રભુને પ્રાર્થે છે કે એ મૃદુલ હોવાથી એના પર હળવેથી પદસ્પર્શ કરે

કાવ્યમાં મુખ્ય લાગણી આત્મનિવેદનની છે.

કવિને માત્ર એકજ અભિલાષા છે કે પ્રભુના પવિત્ર ચરણ પોતાના કવિતા અને સ્વપ્નાના બનેલા અર્ઘ્યને સ્પર્શી તેનો અંગીકાર કરે પણ કવિને પોતાના ધન પ્રતિ એટલી બધી મમતા છે અને તેને તે એટલી બધી કોમળ અને જતનથી સંભાળવાની વસ્તુ લેખે છે કે તેનાથી બોલી જવાય છે : જરા ધીમે ધીમે પગ તું ધરજે–છે મૃદુલ એ !

કવિએ કુસુમોને રંગથી સજેલાં અને હાસ્ય કરતાં કલ્પ્યાં છે. અહીં સજીવારોપણ અલંકાર છે. બીજું, કવિએ ઝગમગ થતા હીરલાને ત્રણ ભુવનના દીપ સાથે સરખાવ્યા છે. અહીં ઉપમા અલંકાર છે. હીરાઓની ગગનગોખના ઝબૂકતા તેજસ્વી તારાઓ સાથે કરેલી સરખામણી રમ્ય છે.

### દૂબળી ભક્તિ

શું રે કરીએ રે બાપુ, શું રે કરીએ ?
એવી ભગતીપૂજાને બાપુ, શું રે કરીએ ? ટેક૦

જે રે ભગતીમાં ગાવાં કુદવાંજ ઠાલાં,
પરભુ આગળ જ્યાં જૂઠાં કરવાંજ કાલાં,
દૂબળા અવતારે રાજી રાજી થઇએ. એવી૦

જેરે ભગતીમાં ગાવા ગુણ તો બીજાના,
આપણને ગણવા જેમાં પાપખજાના,
જાતનેજ જાતે હલકી માની લઇએ. એવી૦

જે રે ભગતી લે સઘળી શક્તિ નીચોવી,
બીજાના દાસ ગરીબડા દે જે બનાવી,
મીંચી આંખ, ઝાલી ચરણો બેસી રહીએ. એવી૦

કોગો ભગત કહે ભાઇ ભગતી એ ખોટી,
એણે ના ઘરમાં રહેવા દીધી લંગોટી,
દરિયામધ્યે જઈ એને ડુબાડી દઈ એ. એવી૦

—સુન્દરમ્

## પ્રશ્નો

(૧) કોયા ભગતને કયા પ્રકારની ભક્તિ જોઈતી નથી? શા માટે? એને દૂબળી ભક્તિ શા માટે કહી છે?

(૨) આ પ્રકારની ભક્તિ—કોયા ભગતના મતે—શું પરિણામ આણે છે?

(૩) કાવ્યની છેલ્લી લીટી ભગતની આવી ભક્તિ પ્રત્યેની શી વૃત્તિનું સૂચન કરે છે?

(૪) આ કાવ્યમાં તમને કવિની કઈ લાગણી અંતર્ગત જણાય છે?

(૫) આ કાવ્ય લખવામાં કવિનો શો હેતુ છે?

સાંપ્રદાયિક ભક્તિ જે ભક્તને પામર, અધમ તથા પાપી મનાવીને તેને પાંગળો બનાવી મૂકે છે, તેવા પ્રકારની ભક્તિ પ્રત્યે કોયો ભગત આ કાવ્યમાં કટાક્ષ કરે છે. ભક્તિનો માર્ગ એના મતે શૂરાનો હોઈ શકે; પામરનો નહિ. જે ભક્તિ ભક્તને પામર બનાવે તે સાચી ભક્તિ નહિ, પરંતુ તે દૂબળી ભક્તિ કહેવાવા યોગ્ય છે. આવી ભક્તિ ભગતને ખપતી નથી.

દૂબળી ભક્તિના સેવનથી માણસ પોતાની પામરતામાં રાચે છે, અને ઉત્તરોત્તર પામર બનતો જાય છે, કારણ કે કંઈ પણ પુરુષાર્થ કર્યા વિના તે પ્રભુ આગળ કાલાવાલા અને નાચગાન કરીનેજ પોતાને સાર્થક થયેલો માને છે; અને એમ કરીને લાગણીવશ બની વેવલો થઈ જાય છે. તે ઉપરાંત પરાયા ગુણ ગાઈગાઈને પોતાની જાતને નીચ, પાપના ખજાના રૂપ ગણીને માનસિક અધોગતિ અનુભવ્યા કરે છે. છેવટે તે તેની પુરુષાર્થની શક્તિ ગુમાવે છે અને પામર જેવો બની ગરીબડો દાસ જેવો થઈ, હાથ પગ જોડી તે પ્રારબ્ધવાદી બની બેસે છે; અને છેવટે ચીથરે હાલ અવસ્થા ઈશ્વરે આપેલી ગણી, તેમાં તે ખોટો સંતોષ માનતો થઈ જાય છે.

*'દરિયા...દઈએ'* એ છેલ્લી લીટીમાં—કોયા ભગતનો દૂબળી ભક્તિ પ્રત્યેનો તિરસ્કાર એટલો બધો વધી જાય છે કે એ એવી ભક્તિને દરિયામાં ડુબાડી દેવાનું કહે છે.

એવી ભક્તિ પ્રત્યેની કવિની માનસિક ગ્લાની અને તેનો તિરસ્કાર આ કાવ્યના પ્રત્યેક ચરણમાં જણાઈ આવે છે. અને આ કાવ્ય લખવાનો હેતુ એ ભક્તિ પ્રત્યેનો કટાક્ષ છે.

શબ્દ-પ્રયોગો :

પાપ ખજાના એ રૂપક અલંકારથી માણસ એ જાતેજ પાપનો ખજાનો છે એમ કહી એ માણસ પોતાને કેવી રીતે અધમ માન્યા કરે છે તે ભાવનું સુંદર રીતે નિરૂપણ કર્યું છે.

'એણે ના...લંગોટી'—આ લીટી દૂબળી ભક્તિ માણસની કેટલી હદે પાયમાલી કરી શકે છે તેનો તાદૃશ ચિતાર રજુ કરે છે.

### જઠરાગ્નિ

રચો, રચો અંબર ચુંબી મંદિરો,
ઊંચા ચણો મહેલ, ચણો મિનારા !
મઢો સ્ફટિકે, લટકાઓ ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા !
રચો, રચો ચંદન વાટિકાઓ,
રાચો રચી કંચન સ્થંભમાળા !
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો,
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્ર શાળા
રચો ભલે !

અંતરરૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે ?
દરિદ્રની એ ઉપહાસ લીલા
સંકેલવા, કોટિક જીભ રેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે.
ખંડેરની ભસ્મકણી ન લાધશે !

—ઉમાશંકર જોષી

## પ્રશ્નો

( ૧ ) કાવ્યમાં કવિ કોને ઉદ્દેશે છે ?
( ૨ ) કવિને મતે તેઓ શું કરી રહ્યાં છે ?
( ૩ ) તેઓ કેવું જીવન જીવી રહ્યાં છે ?
( ૪ ) આ બધી પ્રવૃત્તિને કવિ કેવી ગણે છે ?
( ૫ ) કવિને મતે એનું શું પરિણામ આવશે ?
( ૬ ) કાવ્ય તમારામાં કયા ભાવનું ઉદ્દીપન કરે છે ?
( ૭ ) કાવ્યમાં વપરાયેલા અલંકારો અને શબ્દચમત્કૃતિઓનું સ્પષ્ટીકરણ કરો.
( ૮ ) કાવ્યના ભાવને આ છંદ અનુકૂલ છે ? શા માટે ?

ચૂસણનીતિથી એકઠા કરેલા ધનના વૈભવો માણતા ધનિકોને ઉદ્દેશીને આ કાવ્ય લખાયું છે. કવિ કટાક્ષ કરીને કહે છે કે ભલે તમે ઊંચા મંદિરો, મહેલો અને મિનારાઓ બાંધો, ભલે મિથ્યા ગૌરવ કાજે સ્ફટિક મઢાવો, ઝુમ્મર લટકાવો કે રંગરાગ ભર્યું જીવન જીવો; પણ એ તમારી સર્વ પ્રવૃત્તિઓ દરિદ્રના જીવનને કચરી નાંખે છે, એટલે ભાવિ તે ઘણો કાળ સાંખી શકશે નહિ. કવિને મન એ પ્રવૃત્તિઓ દરિદ્રોની ભયંકર મશ્કરી છે; પરિણામે ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ ભભુકી ઊઠશે અને કરોડો જ્વાળા રૂપી જીભથી ફેલાઇ, ઉપરની બધી કૃતિઓ અને સમૃદ્ધિનો એવો સંહાર કરશે કે તેની ભસ્મકણી પણ શોધી જડશે નહિ.

અંબરચુંબી મંદિરો—અતિશયોક્તિ અલંકાર. અંબરચુંબી મંદિરો, મહેલ, મિનારા, ઝુમ્મર, ફુવારા, ચંદનવાટિકા, કંચનસ્થંભમાળા વગેરે શબ્દોના પ્રયોગથી કવિએ વૈભવી જીવનનું સ્પષ્ટ અને સુરેખ ચિત્ર બહુ અસરકારક રીતે દોર્યું છે.

રચો રચો—રાચો રચી—રચો ભલે, વગેરે શબ્દોની પુનરુક્તિ કરી કવિએ કટાક્ષની તીવ્રતા સાધી છે.

અંતરકુંઘતી શિલા—રૂપક અલંકાર. ઉપલા બધા વૈભવોને કવિ ગરીબોના જીવનને કચરી નાંખતી શિલા સાથે સરખાવે છે.

કોટિક જીભ ફેલતો જઠરાગ્નિ—સજીવારોપણ. ભૂખમરાની વિનાશકારક શક્તિનું પ્રાબલ્ય સચોટ રીતે 'કોટિક જીભ'ની કલ્પનાદ્વારા કવિએ દર્શાવ્યું છે. જઠરાગ્નિ કોઈ જીવન્ત વિકરાળ રાક્ષસ હોય તેમ લાગે છે.

છેલ્લી લીટીમાં કવિ 'ભસ્મકણી ન લાધશે' કહીને પ્રલયની આગાહી કરી વાંચનારમાં પુણ્યપ્રકોપની લાગણીનો સંચાર કરે છે.

છંદ

ઉપજાતિ છંદની ટૂંકી ટૂંકી લીટીમાં સંયમિત થત ક્રોધનો આવેગ એક પંક્તિમાંથી બીજી પંક્તિમાં ઘણો વધુ વેગવાન બને છે, અને છેવટે પૂરા જોસથી ભભૂકી ઊઠે છે.

કવિએ આ રીતે ભાવને અનુકૂળ છંદનો પ્રયોગ સફળતાપૂર્વક કરીને, કાવ્યના ભાવ અને છંદ વચ્ચે એક પ્રકારનું તાદાત્મ્ય સાધ્યું છે.

મનોયત્ન : ૯૮

કાવ્યઆસ્વાદ માટે થોડાંક કાવ્યો :

૧

**પ્રભાત**

સ્હામેથી દૂરથકી નિરખી સૂર્યસિંહ,
તેજસ્વી થાળ ભરી ફાળ, કરાળ દેહ,
આવંત અગ્નિ ભરિયાં ધરી નેન તાતાં,
અંગો બધાં ઝળકતાં રુધિરેથી રાતાં.
હેવો નિહાળી ભયભીત શશી થઈ ને,
ધોળી સમસ્ત નિજ ગાય લઈલઈ ને,
વાડોજ ગોળ નિજ તે માહિ પૂરી આતો,
જો મન્દકાન્તિ થઈ આમ લપાઈ જાતો!
ને તારલા હરણગોળ ભયેથી બીક,
જો આમતેમ અહિં ન્હાસતું વેગથી શું?
ને મેઘ ઝાડી થકી નીકળી સિંહ પેલો
જો એકલો નભ વિશે વિચરે શું ઘેલો!

—નરસિંહરાવ

## (૧)

### પ્રશ્નો

(૧) કયા વખતનું ચિત્ર આ કાવ્યમાં આપ્યું છે? એમાં સૂર્યને કેવો કલ્પ્યો છે?

(૨) એ કલ્પના સુભગ અને સુયોગ્ય છે એમ કાવ્યમાંના કયા શબ્દોથી તમે કહી શકો?

(૩) સૂર્ય ઊગે ત્યારે ચંદ્ર અને તારાઓની શી સ્થિતિ થાય? કવિએ એ હકીકત કઈ લીટીઓમાં દર્શાવી છે?

(૪) શશીને કોની સાથે સરખાવ્યા છે? શશીની ગાયો તે કોણ? એ ગાયોને એ કયા વાડામાં પૂરે છે?

(૫) તારાઓને કોની સાથે સરખાવ્યા છે? તેઓ સૂર્યસિંહ આવતાં શું કરે છે?

(૬) સૂર્ય નભવિશે એકલો વિચરે છે એમ કહીને કવિ શું સૂચન કરે છે?

(૭) કાવ્યમાં વપરાયલાં રૂપકો જણાવો.

(૮) કાવ્ય વાંચી જે ચિત્ર મનમાં ખડું થાય તે બને તો દોરો.

## ૨

### મરજીવિયા

સમુદ્ર ભણી ઊપડ્યા કમરને કસી રંગથી,
અટંક મરજીવિયા, ડગ ભરંત ઉત્સાહનાં;
પ્રદીપ્ત નયનો; અથાગ બલ ઊભરે અંગથી;
મહારવતણી દિશા પર ઠરી બધી ચાહના;
ડર્યાં પ્રિયજનો; બધાં સજલ નેત્ર આડાં ફર્યાં
શિખામણ દીધી: 'વૃથા જીવન વેડફો કાં ભલા,
કહીંથી વળગી વિનાશકર આંધળી આ બલા?'
પરંતુ દૃઢ નિશ્ચયી નહીંજ એમ વાર્યા વર્યા.
ગયા, ગરજતા અફાટ વિકરાલ રત્નાકરે;
તરંગ ગિરિમાળશા હૃદય ઉપરે આથડ્યા;

હટ્યા ન લવ તોય, સાહસિક સર્વે કૂદી પડ્યા,
અગાધ જળમાં, પ્રવેશ કીધ કાળને ગહ્વરે, ૩
ખૂંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા,
અમૂટ મણિમોતીકોષ: લઈ બ્હાર એ આવિયા.

—પૂજાલાલ

## (૨)

## પ્રશ્નો

(૧) મરજીવિયાને શાને માટે ચાહના હતી?

(૨) મરજીવિયા પોતાની સફરે નીકળે છે, ત્યારે તેની તેમના પ્રિયજનો પર શી અસર થાય છે? એમના મતે મરજીવિયાનું જીવન કેવું ગણાય?

(૩) પ્રિયજનો શાને વિનાશકર આંધળી બલા કહે છે?

(૪) કવિએ મહાસાગરને કાળનું ગહ્વર કેમ કહ્યું છે?

(૫) મરજીવિયાને સાહસનો શો બદલો મળ્યો?

(૬) ઊંચા ધ્યેયની પ્રાપ્તિને અર્થે, કવિના મતે, માણસે શું કરવું જોઈએ?

(૭) નીચે આપેલી પંક્તિઓમાં કયા અલંકારો વપરાયા છે તે કહો:—

(i) મહારત્નતણી દિશા પર ઠરી બધી ચાહના;
(ii) તરંગ ગિરિમાળશા હૃદય ઉપરે આથડ્યા;
(iii) અગાધ જળમાં, પ્રવેશ કીધ કાળને ગહ્વરે;
(iv) ખૂંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા.

(૮) કાવ્યમાં મરજીવિયા વિશે કરેલા ઉલ્લેખનો આધાર લઈ મરજીવિયાનું શબ્દચિત્ર દોરો.

## ૩

## રામ રમકડું

રામ રમકડું જડિયું રે,
રાણાજી, મને રામ રમકડું જડિયું.

રુમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહીં કોઇને હાથે ઘડિયું રે. રાણાજી.
મોટા મોટા મુનિજન મથી મથી-થાકયા,
કોઇએક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી.
સુન શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી.
બાઇ મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,
મારું મન શામળિયાશું જડિયું રે. રાણાજી.
—મીરાંબાઇ

## પ્રશ્નો

(૧) મીરાંબાઇને મળેલું રમકડું તે શું ?
(૨) એ બીજાં રમકડાંથી કેવી રીતે જુદું પડે છે? "કોઇને હાથે નહિ ઘડિયું" એમ આ રમકડાને વિશે કેમ કહ્યું છે?
(૩) નીચે આપેલી લીટીનો અર્થ સમજાવોઃ
" સુન શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે."
(૪) આ ભજનમાં કયો ભાવ વ્યાપી રહ્યો છે?

## ૪
## કોલ

સ્મરે છે કે પેલો જુગ જુગ જુનો કોલ તુજને ?
દીધેલો એકાન્તે ગહન રજનીના તટ પરે!
હતા થંભ્યા તારા નિજ પથમહિં દૃશ્ય નિરખી,
ઉભો ઊંડો ઘેરો ઉદધિ પણ ત્યાં નીરવ બની!
સખે! ત્યારે તેં તો કર મુજ લઈ પ્રેમ થકી ત્યાં
કહ્યું' તું કે "જૈશું સફર કરવા વ્યોમસરમાં!
ઉષા-રંગી હોડી સજી નીકળશું સૂર્ય ઉગતાં,
અને એકાન્તે ત્યાં રમત રમશું રમ્ય નભમાં"!

દઈ આવાં આવાં વચન વિચર્યો "રહેજ ફરવા"—
અને મારી સંગે રજની નભ નિઃસીમજ રહ્યાં!
ઉષા સંધ્યા મારે રજની દિન સૂના ઉગી પજે
હવે આશા શી કે વચન કહિ તું યાદ કરશે?
છતાં હું તો નિત્યે અનિમિષ દગે રાહ નિરખી,
જપી તારી માળા તપીશ અહિં કાળાન્ત અવધિ!

—સ્નેહરશ્મિ

## પ્રશ્નો

(૧) કાવ્યમાં નિર્દેશેલા કોલવડે કવિ અલૌકિક અને અપાર્થિવ સંબધનું સૂચન કરે છે એમ તમને લાગે છે? શા ઉપરથી?
(૨) કોલ અપાયો ત્યારની પરિસ્થિતિનું વર્ણન કરો.
(૩) બન્ને મિત્રો કે સંબંધીઓ કેવી રીતે છૂટાં પડી ગયાં?
(૪) રાહ જોઈ રહેલ સંબધીની શી દશા થાય છે અને તે કેવી લાગણી અનુભવે છે? એ દર્શાવતી પંક્તિઓ જણાવો.
(૫) વિખૂટી પડેલી વ્યક્તિએ વચનપાલનની બાબતમાં શો નિશ્ચય કર્યો છે?
(૬) આ બે મિત્રોમાં કોના પ્રત્યે તમને સહાનુભૂતિ થાય છે, અને તે શા માટે?
(૭) કયા છંદમાં આ કાવ્ય લખાયું છે? એની ગણ-રચના યોજો.
(૮) 'ગહન-રજનીના તટ પરે' અને 'વ્યોમ-સરમાં' એ કયા અલંકારો છે? અતિશયોક્તિ અલંકાર કયી પંક્તિઓમાં છે, તે જણાવો.

૫

શ્યામ રંગ સમીપે ન જાવું
મારે આજ થકી શ્યામરંગ,
શ્યામરંગ સમીપ ન જાવું.
જેમાં કાળાશ તે તો સહુ એકસરખું,
સર્વમાં કપટ હશે આવું;

કસ્તુરીની બિંદી તો કરું નહીં,
કાજળ ન આંખમાં અંજાવું.— મારે.
કોકિલાનો શબ્દ હું સુણું નહિ કાને,
કાગવાણી શકુનમાં ન લાવું;
નીલાંબર કાળી કંચુકી ન પહેરું,
જમનાના નીરમાં ન નહાવું.— મારે.
મરકતમણિ ને મેઘ દષ્ટે ન જોવા,
જાંબું વંત્યાક ન ખાવું;
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો,
પણ મન કહે જે પલક ના નિભાવું.—મારે.

—દયારામ

### પ્રશ્નો

(૧) "શ્યામ રંગ સમીપે ન જાવું' એમ કોણ કોને ઉદ્દેશીને કહે છે?
(૨) શ્યામ રંગનો ત્યાગ કરવાનું શુ પ્રયોજન?
(૩) કઈ વસ્તુઓ શ્યામ રંગની હોઈ તેનો ત્યાગ સૂચવાયો છે?
(૪) કસ્તુરીની બિંદી, કાજળ, કોયલનો શબ્દ, મેઘનું દર્શન, વગેરે શ્યામવસ્તુઓ સ્ત્રીના કયા ભાવની પોષક છે?
(૫) ઉપર જણાવેલી વસ્તુઓના ત્યાગથી સૂચવાતો રૂસણાનો નિશ્ચય સાચો છે કે ખોટો?
(૬) કાવ્યનો મુખ્ય ભાવ જણાવો.

૬

### કલાપીને સંબોધન

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા:
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

આંજે ને અજવાળે આંખલડી સખી :
અન્તર ઉપર ઊઘડે આલમનૂર જો !
"હેત હૈયાનાં વહતી વાજે વાંસળી !"
ઊંડે સ્વર આકારી અન્દર દૂર જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

નન્દનવનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો !
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !

"તત્સવિતાનું ભર્ગવરેણ્યં ધીમહિ"
ગાયત્રીનો જૂનો ભેદક મન્ત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથું નમે;
નમતો સાધે આત્માનો એ તન્ત્ર જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !

—કાન્ત

## પ્રશ્નો

(૧) કવિ કલાપીને "સુરતાની વાડીના મોરલા" તરીકે કેમ સંબોધે છે? સુરતાની વાડી એટલે શું?
(૨) એની કેકા વિશે કાવ્યમાં શું કહ્યું છે? એ કેકા કઈ?
(૩) એ કેકાની કવિ ઉપર શી અસર થાય છે?
(૪) "આજે અન્ય પ્રકારે આ માથું નમે" એ પંક્તિનો ભાવ કવિના જીવનના કયા પ્રસંગ સાથે સંબંધ ધરાવે છે તે શોધી લાવો.
(૫) અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો એ લીટી, તથા છેલ્લી ચાર પંક્તિઓનો અર્થ સ્પષ્ટ કરો.

(૬) કાવ્યમાં વૃત્તિ અનુપ્રાસ કઈ કઈ લીટીમાં છે? એમાં વપરાયલાં રૂપકો જણાવો તથા તેનો અર્થ સ્પષ્ટ કરો.

(૭) નીચેના શબ્દો ઉપર ટૂંકી નોંધ લખો:

આલમનૂર, મીરા મોરલા, આત્માનો તન્ત્ર, ભર્ગવરેણ્યં.

૭

## દૃષ્ટિપૂતમ્ પદમ્

કહું દીકરી ડાહી કે ભગિની નાની કે મિત્ર કહૌં?
નથી તપ તટસ્થતા અનુભવે નથી એટલો,
ઉકેલી ન શકું નિજ સ્થિતિ, શી અન્યની વાત ત્યાં?
છતાં જહીં જહીં કરું નજર, દુઃખના ડુંગરા
તહીં નિરખી, એકવાર કહું જો જરા સાંભળે!
જતાં જગતમાં કદી પગલું કેડી બ્હારે પડે,
અને પગ અજાણ કંટક કદાચ ભોંકાય તો,
ઘટે ફરી ઉપાડીને મૂકવું દૃષ્ટિપૂતમ્ પદમ્।
ન હોય કદિ કંટકે મમત ટેક કે આગ્રહ.
હરેક પગલે નવે, ન નવી વાટ વિશ્વે પડે!
અને મનથી સ્વસ્થ થૈ, જરી વિરામીને વાટમાં,
સ્વકીયજ કરેથી કંટક કહાડી નાંખ્યો ઘટે.
ભલે ઘડીક પીડ કંટકથી ઝાઝી રહેવી પડે!
ભલે કદીક ઊંડું કંટકથી યે પડે ખોદવું!
ન થાય પણ લમકંટક પગેથી યાત્રા ભવે!

—રામનારાયણ પાઠક

### પ્રશ્નો

(૧) કવિ આ કાવ્યમાં સલાહ આપવા કેમ પ્રેરાય છે, અને તેમ કરવામાં પોતાને કેટલે અંશે યોગ્ય માને છે?

(૨) કવિને મતે જગતમાં જોઇને અને ફરી ઉપાડીને ક્યારે પગલું મૂકવું જોઈએ?

(૩) 'પગનું કેડી બહાર પડે' એટલે શું?

(૪) જ્યાં કંટક વાગ્યો હોય ત્યાં ફરી પગ ન મૂકવા માટે કવિ શું કારણ આપે છે?

(૫) "હરેક પગલે ન નવી વાટ વિશ્વે પડે" એનો અર્થ સ્પષ્ટ કરો. કેવાં પગલાંથી નવી વાટ પડતી નથી? એ નવી વાટ તે શું?

(૬) ઊંડું ખોદીને પણ કાંટો બીજા કાંટાથી પણ કાઢી નાખવા માટે કવિ શા માટે આગ્રહ રાખે છે?

(૭) કાવ્યમાં આપેલો બોધ સારરૂપે કહો.

(૮) "લગ્ન કંટક પગે" એ સમાસનો અર્થ: (૧) કાંટો વાગ્યો છે એવા પગે; અને (૨) લગ્ન રૂપી કાંટાવાળા પગે: એમ થાય. બીજો અર્થ લેતાં કવિ કોને શીખ આપતા હોય તેમ લાગે છે?

(૯) પૃથ્વી છંદ આવા પ્રકારના કાવ્યને અનુકૂલ કેમ છે તે કહો.

## ૮

## સ્વતંત્રતા

સ્વતંત્રતા! સ્વતત્રતા! રહો દિલે તું મૂર્તિમંત!
દેશકાજ કીર્તિ મોત મેળવી બજાવી ફર્જે
વીરપૂત જે ગયા, સ્મરું સદા રહેલ કર્જે
કરુ અદા, કૃપા કરી બતાવ એજ સ્ફૂર્તિપંથ!
જગાવ આત્મજ્યોતને સદાય રાખ એ જ્વલંત
મળો ફત્તેહનાજ વા મરું થઈજ વીર મર્દ,
મુલ્કભક્ત, જંગમસ્ત, ધર્મચુસ્ત–દેશ દર્દ
હો દિલે, અંગખાક–મિટ્ટીપાક–હો રહો તને સ્મરંત.
બંધુપ્રેમ, ભક્તિનૂર, રુદ્ર નૃત્યનું ગવન
કર્મશૂર, ધર્મશૂર વીરને ઉરે ધગંત
દાઝ મસ્ત શૌર્ય સૌ વહી રહોજ ખૂન ખૂન
સત્યસંગ, ધરી ઉમંગ, સુતું ધરીજ મૃત્યુ અંક.

સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! મચી રહોજ એકધૂન
મૃત્યુની મઝા-મોસમ ભોગવીશ હું અનંત.

—ચન્દ્રવદન મહેતા.

## પ્રશ્નો.

( ૧ ) કવિ સ્વતંત્રતાને ઉદ્દેશીને પોતાની શી ઇચ્છા વ્યક્ત કરે છે ? કવિ કયી કયી માંગણીઓ કરે છે ?

( ૨ ) કાવ્યનો મુખ્ય ભાવ શો છે ? તે કયી લીટીમાં વ્યક્ત થયો છે ?

( ૩ ) કાવ્ય વાંચતાં રુદ્રના તાંડવ નૃત્ય દરમ્યાન વાગતા ડમરુનો નાદ આખા કાવ્યમાં વ્યાપી રહેલો લાગે છે, અને સ્વતંત્રતાની ધૂનની જમાવટ કરે છે. આ વસ્તુ કવિએ શબ્દપ્રયોગ, તેનો ધ્વનિ અને તેના પ્રાસ વડે કેવી રીતે સાધી છે તે લખો.

( ૪ ) આ કાવ્યનો છંદ તેના ભાવને કેવી રીતે પોષક બને છે તે વિષે ટૂંકી નોંધ લખો.

( ૫ ) કાવ્યના અંતની બે લીટીમાં કવિના હૃદયમાં કયી લાગણી પ્રજ્વળી રહે છે ?

( ૬ ) કવિના મતે મૃત્યુની મઝા-મોસમ કઈ રીતે ભોગવી શકાય ?